# ફ્રનૂમ હાર-માળા નં૦ ૩:

## દોખમાનો બુલંદ જરથોશ્તી તલેસમ:

### સાયન્ટીફીક અને ઇતિહાસીક મદેહનજરથી તેનો ઉકેલ.

**મરણ વખતે બનતા બનાવો અને ફેરફારોનું હેરતભર્યું બયાન.**

**દોખમે-નશીનીની ઉત્તમ રૂઢી ગુજરેલાં જરથોશ્તીઓનાં તન-મન અને રવાનને કેવી રીતે ઉપયોગી થઈ પડે છે તેની જાણુવાજોગ સમજણ.**

દોખમાનાં ઉભા થવાની વીગત-તેના આલાત તરીકેની વીગત:

બરજીસી જીરમ માટે-કુલ દુન્યા માટે.

ફ્રશો-ગર્દ નજદીક લાવવા માટે બે જુફતાવી અખીકારીક સંસ્થાઓ: આતશબેહેરામ અને દોખમુ

ક્રીમેટોરીયમ અને કબ્રસ્તાન (આરામગાહ)ના હિમાયતીઓને સેવટનો જવાબ.

**દોખમા અને આતશબેહેરામની જુફતાવી તલેસમો વગર પારસી જરથોશ્તીપણુંજ નહી**

**પારસીને દાટવું અને જરથોશ્તી દીન એ બે તદન સામસામી ચીજો છે.**

લખનાર:—ડાકટર ફ્રામરોઝ સોરાબજી ચીનીવાલા,
બી.એ., એલ એમ. એન્ડ એસ., ઑફથેલ્મીક સરજ્યન.

પ્રગટ કરનાર:—
ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,
૧૨૪, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.



[ ઇ૦ સ૦ ૧૯૩૯

કીંમત આના બાર



આ ચોપડી દીનશાહ શાપુરજી મસાની બી. એ., એ મુંબઇના કોટમાં, નં૦ ૧૯, બેન્ક સ્ટ્રીટ, ક્રોસ લેન ખાતે **ધી ફ્રેશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં** છાપી છે, અને **પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,** હોંગકોંગ બેન્કની સામે, દાદીશેઠ હાઉસ, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં પ્રગટ કરી છે.



# દોખમુ.

## Scientific & Historical Aspects.

## Genesis of Our Body demanding Its Claim for દોખમેનશીની

### દોખ્માના ઉભા થવાની વીગત–તેના આલાત તરીકેની વીગત: બરજીસી જીરમ માટે–કુલ દુન્યા માટે.

### લેખ માટે બે બોલ.

આ લેખમાં જરથોસ્તીઓનો કદીમ રેવાજ જે દોખ્માની અંદર **ખુરશેદ–નીગરશ્ની** કરવાનો છે, તેની ઉપયોગીતા શું છે, તે જનસમાજને તેમ જરથોસ્તી વર્ણની છુટી છુટી વ્યકિતઓને તેમ અન્ય વર્ણોનાં લોકોના રીવાજોની કાસરીઅતને તેમ જરથોસ્તી યસ્નને સરંજામ ઉતારવા કેટલું બધુ ઉપયોગી છે, તેનો ટુંક ચિતાર આપવાની કોશેશ કીધેલી છે. અત્યાર અગાઉથી આ બાબેના લેખો હમારા વીદવાન મીત્ર એરવદ ફીરોઝ શાપુરજી મસાનીએ **ફ્રશો–ગર્દ**ના અંકોમાં આપેલા છે, જેઓમાંથી હમારા વીદવાન ભાઇ ડોકટર જહાંગીર મેરવાનજી પાવરીએ ટુંક તાત્પર્ય કાઢીને એક ચોપાન્યું લખ્યું છે. આ લેખમાં ત્યારે કેટલીક બાબદને વીસ્તારીને એ જ્ઞાન બાબેના ઇલ્મના ચકરાવાને પુર્ણ કરવાની કોશેશ કીધી છે.

પહેલાં તો ખુરશેદ–નીગરશ્ની સાધારણ રીતના આજની સાયન્સનાં જ્ઞાનનાં દ્રષ્ટીબીંદુથી ઉત્તમમાં ઉત્તમ રીત છે, એટલુંજ નહિ, પણ દરેક રીતે કુદરતી વ્યવસ્થાને મદદ કરનારી છે, જ્યારે બીજી બધી રીતો દરેક

રીતે ઉતરતી છે, એટલુંજ નહિ, પણ કુદરતની વ્યવસ્થાને ખોરવી નાંખે છે. આ બ્યાન પહેલે કરીને પછી જીવતાં શરીરની રચના અને મૃત્યુ વખતની તેની સ્થુલ–સુક્ષ્મ હાલતનો ચિતાર જોઈશું, અને તે ચિતાર પ્રમાણે દોખ્મે–નશીની એટલે **ખુરશેદ–નીગરશ્નની** કેટલી બધી દરેક રીતે અમુલ્ય છે, જ્યારે બીજી બધી રીતીઓ બધી રીતે નુકસાનકારક છે તે જોઇને પછી દોખ્માની બનાવટ, તેની તલેસમ અને તેનું ઉપયોગીપણું આતશબેહરામની માફક કુલ જગતને માટે છે તેમ વળી અન્ય વર્ણોની દાટવા–બાળવાની રીતીઓની કસરને સુધારી શકવાની મીનોઇ શકિત રાખે છે, તે બધું જોઇશું. **જેમ આતશબહેરામમાં આતશ પોતે જીવતા જાગતા શકિતવાળા પાદશાહ રૂપના અધીકારી છે, તેમ દોખ્માની તલેસમબી જીવતી જાગતી શકિતવાળી અધીકારી છે, તે બધાંનો ખ્યાલ લઇશું.**

પહેલે આપણે દુન્યામાં ગુજરેલાંઓની લાસોને ઠેકાણે પાડવાની કેટલી કેટલી જુદી જુદી રીતીઓ છે, અને તે બધીઓમાં દેખીનાં જડ તનને લગતા જાહેર સાયન્સનાં જ્ઞાનથી જાણીતા થયલા અને અનુભવ મુજબના ફાયદા–ગેરફાયદાઓ છે, તે જોઈ જઇશું. રૂવાનની મીનો શરીરની બાબદ આમાં લઇશું નહિ, જેનું લંબાણુ બ્યાન નીચે હવે પછીથી આવશે. પણ હવાં તો આપણી જ્ઞાનની ઇંદ્રીઓનાં જાહેર અનુભવની ઉપરથી થયલાં જ્ઞાનની ઉપરજ બોલીશું.

### લાસને ઠેકાણે પાડવાની ચાર મુળ રીતીઓ: તેમાંની 'સુર્યદાહ'ની રીત મજદયસ્નોમાં કાંય? ફાયદા અને ગેરફાયદાઓની દ્રષ્ટિબિંદુઓ. તલેસમનો અર્થ અને ઉપયોગીના શાને માટે? જમીન કયારે અવાવ થાય તેને માટે વંદીદાદની સમજ.

અસલથીજ લાસોને ઠેકાણે પાડવા માટેની ચાર મુળ રીતીઓ જાએજ હતી અને છે, જેઓને **ભુમીદાહ, જળદાહ, અગ્નીદાહ** અને **સુર્યદાહ** કરીને કહે છે. હવે વીજળીક શકિતઓથી બાળવાની ક્રીમેતોરીઅમની રીતીઓ યુરોપ દેશમાં ઘણી દાખલ થઇ છે. ઉપર કહેલી જુદી જુદી રીતો દેશ દેશની હવા–ગરમીના અનુભવોની ઉપર યોજાયલી લાગતી નથી, કેમકે આજની ઘણી મોટે ભાગની દુન્યાનો વસવાટ જે જે જગાઓમાં છે તે તે બધી જગાઓની ગરમી મોટે ભાગે ૫૫ દીગ્રી ફેરેનહાઇત (એટલે ગરમી માપવાનું યંત્ર નામે ઉષ્ણુમાપક યંત્રના પંચા-

વન દીગ્રી અંશનાં માપ)થી તે ૧૪૦ દીગ્રીનાં માપની રહે છે. આટલાં માપની ગરમીમાં મુરદાંઓ ઘણી જલદીથી કોહી જાય છે. પણ પંચાવનની નીચે અને ૧૪૦ અંશ દીગ્રીની ઉપરની ગરમીમાં મુરદાંઓ જલદીથી કોહતાં નથી, પણ આવી ગરમીની જગાઓ માનવ જાતને માટે બધો વખત રહેવા લાયકની રહેતી નથી. જરથોસ્તી દએન પ્રમાણે લીલો નસો જાહેર તેમ બાતેન રીતે ઘણોજ નુકસાનકારક ચીતારાયલો છે. નુકસાન દીન પ્રમાણે જડ તન તેમ જાહેર રીતનું મન તેમ સુક્ષ્મ તનો અને તેઓનાં મનો કહેતાં તેઓની વીચારરૂપ શકિતઓ તેમ રૂવાન,– આ બધાંને લગતું ગણેલું છે, એટલે એ બધાની મર્યાદા દ્રષ્ટી લખને ફાયદા–ગેરફાયદાઓ જણાવેલા છે. ગેરફાયદાને માટે મુળ શબ્દ અવસ્તામાં 'ત્બએષ' તરીકેનો જણાવેલો છે, અને આ ત્બએષને ઉભા કરનારને માટે દ્રુજ શબ્દ દરશાવેલો છે. ત્યારે જરથોસ્તી દએન પ્રમાણે લીલા નસાની વ્યવસ્થા તુરતજ કરવાની છે, તેને ખુરશેદની રોશનીમાં ખુલ્લો કરીને ચરંદા પરંદા અને બીજાં પ્રાણીઓથી ભક્ષ કરાવવાનો છે, અને સુકકા નસા નામે હાડને જમીનમાં અમુક રીતે ગારત કરવાનો છે. આ મુળ સિદ્ધાંત છે. આ મુળ સિદ્ધાંતને ઘણીજ સુંદર રીતે ઉપર કહેલા બધાજ તન–મન–રવાનને અત્યંત નફો કરે તેવી રીતે લાગુ પાડવા દોખ્માઓની ગુહ્ય રચના બતાવી છે, જેમાં એક જાતની તલેસ્માતીક શકિત ઉભી થતી જણાવેલી છે. આ દુન્યામાં સારૂં અને માઠું બેઉ સાથે સાથજ રહેલું માલમ પડે છે, માટે જમીનમાંબી ભલી તેમ માઠી ગતીઓ છેજ. જ્યારે ભલી ગતીઓને એકઠી કરીને તેઓને બુરી ગતીથી નોખી કરે છે, ત્યારે તે ભલી ગતીની સત્તાના દોરને **તલેસમ** કહે છે. દોખ્માઓમાં ત્યારે દીની ક્રીયાઓથી આવી તલેસમ ઉભી થાય છે, કે જેમાં ઉપર કહેલાં તન–મન–સુક્ષ્મ શરીરો અને તેઓનાં મન કહેતાં વીચારો અને રવાન અને રવાનની સાથની બીજી મીનો સામગ્રીઓ–એ બધાંને ઉત્તમ ફાયદો મળે અને ત્બએષ અને તેને ઉભો કરનાર દ્રુજ તેઓને પુગે નહિ, પણ તેઓ ખુદબી ભલાઇ કે જેને 'અએષઅ' કહે છે તેમાં ફેરવાઇ જાય. એમ ત્યારે જરથોસ્તી દએન પ્રમાણે કાયદાસર થયલા દોખ્માઓમાં પડતી ખુરશેદ–નીગરસ્નીની અને તે વખતે થતી ગીધો અને બીજા પરંદાઓની ચાસ્નીની રીતનીજ પહેલે નંબરની હિમાયત છે. તેથી ઉતરતી હિમાયત ઉંચા પહાડ ઉપર મુકીને ખુરશેદ–નીગરસ્ની થવા દેવાની છે, કે જે વખતે પરંદાઓ અને જાનવરોથીબી તે ભક્ષ થતું આવશે

વંદીદાદની સાતમી પરગર્દમાં ફરમાવે છે કે **આ ધરતીની ઉપર એક વર્ષ લગી જો લાસ સુરજનું તડકું ખાતી પડી હોય, તોબી જમીન અવાવ થતી નથી પણ તે ચોખ્ખીજ રહે છે.** એમ ત્યારે જમીન ઉપર સુરજની રોશની ખાતાં મુરદાંઓને રાખવા એ ઉપર કહેલી બધી રીતે ફાયદાકારક ગણેલું છે. પણ એ વગરની કોઇબી રીત ભુમીદાહ કે જળદાહ કે અગ્નીદાહ કે બીજી કોઇબી વજેની બળીને ફના થવાની રીતને રવાન માટે તેમ જીવતાંઓ માટે તેમ જમીનની ભલી વ્યવસ્થા અને ફળદ્રુપતાને માટે નુકસાનકારક ગણેલી છે. આ બધી રીતીઓને એક પછી એક ટુંકમાં જોઇએ. તેઓના ગેરફાયદાઓ જોઇને પછી સાયન્સનાં એક સામાન્ય સિદ્ધાંતને કામે લગાડીને ખુરશેદ–નીગરશ્નીની ઉત્તમતા જોઇએ.

## જમીનની ઉપરની કે જમીનની અંદરની જાતજાતની કબરોનો ખ્યાલ.

### ભુમીદાહ:–એમાં બે મુળ રીતીઓ છે:—

(૧) જમીનની સપાટીની ઉપર બંધ બાંધકામ કરીને લાસોને તેમાં મુકવી એટલે જમીન ઉપર ભુમીદાહ કરવું, અને (૨) જમીનને ખોદીને તેમાં લાસો મુકીને ભુમીદાહ કરવું.

પહેલાં, જમીન ઉપરની બંધ રીતનાં બાંધકામોની અંદર મુકાતી રીતનાં તેવાં બાંધકામોની જુદી જુદી જાત જોઇએ.

જુના ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે ઇરાનની પશ્ચિમના દેશમાં ખાસ કરીને એસીરીઆ–બેબીલોનીઆ–ખાલ્દીઆમાં ત્રણથી વધુ રીતીઓ માલમ પડે છે, જે બધી જમીનની કુદરતી સપાટી ઉપરનીજ રહેતી હતી. જમીનમાં ઉંડો ખાડો ખોદવાની તેઓને જરૂર પડતી હતી નહિ.

**એ માંહેલી પહેલી રીત** એ હતી કે તેઓ સુરજના તાપથી સુકવેલી ઇંટોના મોટા ગુંબજો બનાવતા હતા. આવા ગુંબજોમાં કદી ઓરડાઓ રહેતા હતા. ત્યાં એકથી વધુ લાસો રહેતી હતી. કુટુંબી એવા મોટા ગુંબજો કરતા હતા, એટલે બંધીઆર બાંધણીની જમીનની ઉપરની ઓરડીઓ-વાળી કબરો કરતા હતા. તે મુરદાંને ઘરેણાથી સંગારતા હતા. તે ગુંબજો આઠ ફીટ લાંબાં કે વધુ લાંબાંબી રહેતા હતા; ત્રણ–ચાર ફીટ કે તેથાબી વધુ પહોળા અને પાંચ ફીટ કે વધુ ઉંચાબી રહેતા હતા. આ બધાં

મકાનોની ખાસ બાંધણીઓ રહેતી હતી. મુરદાંઓની સાથે વાપરવાની ચીજોની મુકાતી હતી અને કહેવામાં આવે છે કે તેઓમાં ખોરાકની મુકવામાં આવતો હતો. આવાં મકાનો તદ્દન બંધ રહેતાં હતાં કે જેમાં ખુરશેદના રવા જઇ શકતા હતા નહિ. આ રીતને વંદીદાદની ત્રીજી પરગર્દ ફકરા નવમાં વખોડી નાખેલી છે તે નીચે જોઇશું.

**એ માંહેલી બીજી રીત આ હતી કે:** રકાબીઓ જેવાં મોટાં માટીનાં વાસણો આઠ ફીટ કે વધુ લાંબાં અને ત્રણ ચાર ફીટ ઉંચાં બનાવતા હતા. પછી જમીનમાં થોડો ખાડો ખોદીને તે ખોદેલી જમીન ઉપર ઓટલો બનાવતા, કે જેથી જમીનની લેવલ આવી રહે. આવા ઓટલા ઉપર આજના ત્યાંના અરબો જે રીતની બેસવા માટેની સાદરી વાપરે છે તેવી કંઇક રીતની દેખાતી સાદરી બીછાવતા હતા. આવી સાદરી ઉપર તે મુરદાંને ઉપર કહેલા ગુંબજોની માફક ઘરેણાથી સણગારી પાસે વાસણો ખાનપાન મુકીને અમુક રીતે કોર વાળીને સુવડાવતા હતા, અને પછી તેની ઉપર ઉપર કહેલું માટીનું રકાબીરૂપ વાસણ ઢાંકી દઇને તેને સીલ કરી દેતા હતા. કદી બે મોટી એવી ઉપર કહેલી રકાબીઓ બનાવી એકમાં મુરદાંને તેના સણગાર સાથે મુકીને બીજું ઢાકણ ઢાંકી દઇને ગંધકથી સીલ કરતા હતા. એવી રીતે ત્યારે તે મુરદાંને ખુરશેદના રવા નહિ મળે તેમ છુપાવતા હતા.

**એ માંહેલી ત્રીજી રીત એ હતી કે:** મોટાં પહોળાં માટલાં જેવાં વાસણો બનાવતા હતા અને તેમાં મુરદાંને ઉપર કહેલા શણગાર અને સામગ્રી સહિત મુકીને પછી બીજાં માટલાંને ઉપર ચોંટાડી દેતા હતા. આવાં બધાં બીજી અને ત્રીજી રીતનાં વાસણો જેવાં મુરદાંની કબરોને એકમેકની ઉપર ચઢાવીને મોટા ટેકડાઓ કરતા હતા. એ ઉપરાંત જાતજાતના આકારોના ઓરડારૂપની કબરો મળી આવે છે. આ બધીઓ જમીનની સપાટીની ઉપરજ બંધાતી હતી.

**જમીન ઉપર બંધાયલી કે જમીનનાં પેટાંમાં બંધાયલી જાત જાતની કબરો એટલે ખુરશેદના સ્વા નહિ પુગે તેવી બાંધણીઓ માટે વંદીદાદનું ફરમાન. લીલા નસા અને સુકકા નસાની જુદી જુદી વ્યવસ્થાની સમજ; અસ્તોદાન કંઇ કબર નથી. બસ્તેકુસ્તીઆનો જો દટાય તો તેનું બુરૂં પરિણામ તેઓના સ્વભાવ ઉપર, રહેણી કરણી ઉપર અને તેઓની મીનાઇ ઉન્નતી ઉપર થાય તેને માટે વંદીદાદની સમજ:**

આ બધાંને વંદીદાદ પરગરદ ૩-કરદા ૯ માં વખોડી કાઢી છે. આ બધાંને બંધ દોખ્માઓ તરીકેના ત્યાં ઓળખેલા છે. ભુમીદાહની બીજી રીત આજે અન્ય વર્ણોમાં ચાલુ છે. મુરદાંને એક સંદુકમાં મુકીને તેને દાટે છે. ઇનસાનના કે કુતરાના લીલા નસાને દાટવાની સખ્ત મનાઇ છે. વંદીદાદની ત્રીજી પરગરદના આઠમા કરદામાં એ મનાઇ બતાવેલી છે.

ઉપર કહેલી જમીનની ઉપરની બંધ્યાર બાંધણીની કબરોનેબી અવસ્તામાં **'દખ્મ'** તરીકે ઓળખે છે. ઘોરસ્તાનની જમીનનેબી અવસ્તામાં **'દખ્મ'** કહે છે. ઉપર કહેલી બે વર્જેની રીતની કબરોને માટે **'દખ્મ'** શબ્દ છે. વંદીદાદની ત્રીજી પરગરદમાં કહે છે કે જ્યાં દખ્મા હોય એટલે ઉપર કહેલી ત્રણ રીતની બંધ્યાર, રવીના સ્વા નહિ પડે તેવી ઘોરો હોય અને તેઓના ઢગ થાય, ત્યારે તે જમીન નાખુશ થાય છે. ત્યારે ઉપર જોઇ ગયા છીએ કે રકાબી યા માટલાં જેવાં મોટાં આઠ-બાર ફીટ લાંબા કાદવનાં વાસણોમાં લાસોને રાખીને તેવાં વાસણોની કબરોનો ઢગ થતો હતો. મુરદાં માટેનાં આવાં વાસણોના ઢગની રીતની સામે વંદીદાદનું ફરમાન છે. વળી એજ પરગરદમાં કહે છે કે આવી બધી ઢગ ચઢેલી કબરોની નીચેની જમીન લાંબો વખત કે જ્યાં લગી તે મુરદાંઓ ખાક જેવાં થતાં નથી એટલે મુરદાંઓ માટી રૂપ થઇને ધુળ જેવા થતાં નથી, ત્યાં લગી તે જમીન પાક થતી નથી. અવસ્તામાં આમ છે કે **'નોઇત્ પર અહુમાત્'**=આની અગાઉ નહિ, **'યત્'**=કે જ્યારે **'અઓષ-પાંસ્તુ'**=તે મુવેલાંની ધુળ **'રએથ્વાત્'**= પોતાની પલીદીથી મુકત થાય, એટલે કે તે ગુજરેલાં જેઓ માટીમાં મલી જઇને ખાક જેવાં થઇ ગયાં છે તેવી તેઓની ખાક જ્યાં લગી **'રએથ્વ'**= કચરો એટલે દુજી ગતીની હાલતથી મુકત થાય નહિ, ત્યાં લગી તે જમીનબી અવાવરૂ રહે. એક માનવનું બદન ખાક થયું તેથી કંઇ તેની **'રએથ્વ'** ગઇ નથી. **'રએથ્વાત'** શબ્દનો અર્થ મુરદાંની ખાકમાં રહેલી

દુજી ગતીથી મુક્ત થાય એવો છે. 'રએથ્વાત'નો અર્થ આજે જેમ ધારે છે તેમ મુરદું ખાક થયું—ખાકરૂપમાં બદલાયું એટલે બદલાવવાનો અર્થ નથી, **પણ તેમાં તો કચરાથી પાક થવાનો અર્થ છે.** ત્યારે **'રએથ્વાત'** એટલે ખાકની અંદરની દુજથી પાક થવું, દુજનો કચરો ધોઇ નાંખવો એમ અર્થ છે. એટલે હયાં સુકકા થયલાં ખાકી જેવા થયલાં કબરોનાં મુરદાંઓનેબી દુજી ગતીનાજ કહયાં છે. **વળી એજ પરગરદમાં પછી કહે છે કે આવા દખમાઓને એટલે આવી ઢગ ચઢેલી જમીન ઉપરની કબરોને કે જમીન અંદરની કબરોને તોડી નાંખવી. હયાં કંઇ ઝોહાકી દાર જેવી વાત કીધી નથી, પણ અદલ પરદુંખભંજનની રીતે દુન્યાની વસ્તીની દરેક રીતની આબાદી થવા માટે કહે છે.** ત્યાં તો આવી અવાવ થયલી જમીનને પાવ કરવા માટેની અને પાવ થયાથી હાંસલ થતી ફળદુપપણાંની રસવાળી કરવા માટેની અને માનવ—જાનવરને રહેવા લાયકની કરવા માટેની તરતીબને અમલમાં મુકવા કહે છે, કેમકે જો ઘોરો તોડીને તે જમીનની ઉપર ખુરશેદ—નીગરસ્તી કરાવે, તો તેથી તે જમીન પાવ થાય, અને વળી તેઓની અંદરના મુરદાંઓની ખાકરૂપની થયલી હાલત સાથની દુજી ગતીબી નીમુંળ થઇ જઇને તે મુરદાંઓનાં રવાનોનેબી આઝાદગી મળે.

વળી વંદીદાદ પ્રમાણે ઉપર મુરદાંને ધુળ જેવા થવાની બાબદ વિષે બોલ્યા છીએ તેમાં મુરદાંના લીલા નસાને લીધેલો છે; સુકકા નસાને લીધો નથી. લીલો નસો તદદન સુકકો થાય અને પછી પોતાની અંદરની દુજી ગતીની વાસ્ના રોહતનો થાય, ત્યાર પછીજ તેનું નુકસાનકારક જોર નીમુંળ થાય છે. આમ ૫૦ વર્ષે થઇ રહે છે. માટે ત્યાં કહે છે કે દાટી રાખેલા કાલબુદની જમીન ૫૦ વર્ષે પાક થાય છે.

**દીનમાં લીલા નસાની વ્યવસ્થા ત્રણ દહાડામાં થાય એવી તરતીબ છે. દોખમાની તલેસમમાં જો રવાનને મુકે તો તેમ થાય. પણ સુકકો નસો એટલે હાડને માટે જુદુંજ ફરમાન છે.** હાડોને તો કુવામાં નાખે છે. એ ફરમાન મુજબ હખામની મોટા શહેનશાહોના હાડોને માટે **'અસ્તોદાન'** થતાં હતાં. **ત્યારે 'હાડ'માં દુજી ગતીનું જોમ નથી.** ત્યારે **આવા 'અસ્તોદાન' કંઇ દોખમાના ભેદવાળી કબર નથી.** આવો લીલો નસો જો જમીનમાં દાટે, તો તેને સુકકો થઇ **દુજથી નીરાળો થતા ૫૦ વર્ષો જોઇએ છે એમ કહયું છે. પછી કહે છે**

કે જ્યારે બસ્તે—કુસ્તીઆનોનાં મુરદાંઓને એટલે લીલા નસાને જમીનનાં પેટમાં દાટે (હયાં હાડની વાત નથી પણ લીલા નસાનીજ વાત છે), યા જમીનની ઉપર બંધ કબરોમાં મુકીને દાટે એટલે ખુરશેદ—નીગરસ્ની કરે નહિ, તો તેઓની મતી 'ગવ'ની—પરદુખભજનની—દીલાવર—સખી—સાચ્ચી થવાને બદલે દેવની એટલે પોતાનું જોવાનું, ખરફસ્ત્રી, માટે સ્વાર્થી થઇને તેઓની પ્રજાબી તેવીજ થઇ જશે એટલે તેઓ પારસીપણાં વગરની થશે. આવો સબક સાતમી પરગરદના પંચાવનના કરદામાં આપવા ધારેલો છે. ત્યાં દાદારને સવાલ પુછે છે કે 'દેવ' કાંહાં છે? દેવ એટલે સ્વાર્થી ખરફસ્ત્રી ગતીનો સ્વભાવ. આવો સ્વભાવ કાંહાં છે એટલે કઇ રીતે થાય? પછી પુછે છે કે **'દએવો યાજો'**=દેવના પુંજારીઓ એટલે સ્વાર્થી મતીથી વર્ત્તી સ્વાર્થરૂપમાંજ રહેનારાઓ પોતાનુંજ જોય—પારકાનું જોય નહિ તેવા કાંહાં છે? પછી પુછે છે કે **'દએવનાંમ્ હન્દવરેનો'**=દેવનું સાથે દોડવું કાંહાં છે? એટલે સ્વાર્થી મતીમાં રહીને દગલબાજી કરી સામાનાં ગળાં ફાંસવા વીગેરે દેવોની રીતોને, સ્વાર્થી મતીઓને—ખરફસ્ત્રી ધાટકી તજવીજોને સાથેસાથ સંસારમાં ચલાવવી એટલે સ્વાર્થી મનને હઝારો ગુનાહોથી તૃપ્ત કરવુ તે કયાં છે, કઇ રીતે ઉભુ થાય? પછી પુછે છે કે **'દએવનાંમ્ હાંમ્ પતનો'**=દએવોનું સાથેસાથ ચાલવું કાંહાં છે, એટલે જુલ્મગારો એક બીજાને મદદ કરીને તાબેદારોને જમીન-દોસ્ત કરે, સબળ મોટી આપખુદ પ્રજાઓ સાથે મળીને ગરીબ પ્રજા-ઓનું લોહી ચુસે, વીગેરે રીતે દએવો એટલે સ્વાર્થી જુલ્મગારો પોતાની હકુમત—લોભને ટેકવવા એક બીજાને મદદ કરે છે, કરી રહે છે—તેવા બધાઓ કાંહાં છે એટલે તેવી મતી કેવી રીતે થાય છે? પછી કહે છે કે **'દએવ હન્દવરેન્તિ'**=દએવો કયાં ભેગા મળે છે. દએવો એટલે બુરી રસમો જે સ્વાર્થી છે તે બધીઓ સાથેજ મળે એટલે તે બુરી સ્વાર્થી રસમો—આદતો દુન્યામાં જાએજ થાય, તોપછી ભલાઇ ઉપર પાછા ફરવાનું સુજેજ નહિ. પછી પુછે છે કે આ બધું કયાં છે? આવું બધું જે લોકોમાં થાય તે કેમ—કઇ રીતે થાય, તેનું મુળ કારણ કયાં છે? ત્યારે દાદાર જવાબ આપે છે કે આ બધું દોખ્માઓ કે જે જમીન ઉપર બંધ્યાર ખુરશેદ—નીગરસ્ની વગેરે બાંધેલાં છે તેમાં છે એટલે જેઓ મુરદાંઓને દાટે છે તેઓની અંદર આવી (બુરી) રસ્મો આવે છે. તેઓ મજદયસ્ની ખમીરા વગરના ખરા દરવંદ થઇ જાય છે.

## દખ્મ શબ્દની સમજ. તેના જુદા જુદા અર્થો.

વંદીદાદનાં આ બધાં બ્યાનોમાંની કબરોને માટે, કે જેઓ જમીન ઉપરની બંધ્યાર પોકળ હોય યા ખરી આજના જેવી કબરો હોય તે બધીઓને માટે 'દખ્મ' શબ્દ વાપરેલો છે. આપણે આજે દખ્મુ શબ્દ વાપરીએ છીએ તેવાજ અર્થનું 'દખ્મ' આ બધાંમાં કહેલું નથી. ત્યારે 'દખ્મ' શબ્દમાં બહોળો અર્થ છે. 'હુવરે-દરેસ્ય' એટલે ખુરશેદ-નીગરશ્નની કરાવતાં દાખ્મા યા તેવી ખુરશેદ-નીગરશ્નની વગરની બંધ્યાર બાંધણીઓ બધાંનેજ 'દખ્મ' તરીકે ગણેલાં છે. માટે 'દાખ્મા' શબ્દની ઉપર મદાર નથી, પણ 'હુવરે દરેસ્ય' શબ્દ ઉપર મદાર રહે છે. 'દખ્મ'માં દઝ=જળવું-બળવું એમ અર્થ છે. સુરજની રોશનીથી બળવું કે આતશથી બળવું-એમાંનાં કયાં બળવાનો અર્થ 'દઝ'માં છે તે કોઇ કહી શકે નહિ. પણ આતો જાણીતી વાત છે કે એક રીત જે ચાલુ હોય અને તેને જે નામ આપે છે તેજ નામ પછીની તે અસલ રીતથી ફેરફાર થયલી રસમોનેબી આપે છે. જેમકે અંગ્રેજો કબરોને 'tomb' તુંબ કહે છે. આ tomb માં 'તપ'=જળવાનો અર્થ છે. ત્યારે અસલમાં યુરોપીઅનો, ગ્રીકો, રૂમીઓ મુરદાંને સુરજના તાપમાં રાખતા હોય કે બાળતા હોય, કે જેને માટે 'તપ' ઉપરથી 'tomb' શબ્દ ઉભો થયો. પણ પછીથી તેઓ દાટવા લાગ્યા છતાંબી દાટવાને માટેબી તેઓએ તો મુળ tomb શબ્દજ રાખેલો છે. વળી કબરોની ઉપર જે લેખ મુકે છે તેને 'epitaph' કહે છે એટલે 'તપ' બળેલાની ઉપરનું-બળેલા વસ્તુને માટેનું-એટલે મરનારની કેફીઅતનું લખાણ. taph શબ્દ તપ ઉપરથી છે, એટલે જે કંઇ બળ્યું તેને માટેની વીગત. ત્યારે epitaph શબ્દબી કહે છે કે અસલ બાળવા માટેનાં સ્મસાનો યા સુરજની રોશની પડે તેવાં મકાનો મુરદાં માટે હતાં અને મરણુની નોંધ ત્યાં થતી, જે નોંધને epitaph કહેતા. પણ પાછળથી દાટવા લાગ્યા હતા, ત્યારેબી કબરની ઉપરનાં લખાણુને માટે તેઓએ epitaph શબ્દજ રાખ્યો છે. બીજો શબ્દ 'funeral'નો છે એટલે મુરદાંની પાયદસ્તે જવા માટેનો છે, જેમાંબી 'fu' લેટીન શબ્દ છે, જે 'ધુ'ની માફક ધુંવા (ધુમાડા)નો અર્થ બતાવે છે. અસલમાં લેટીન લોકોમાં આજના હિંદુઓની માફક મુરદાંને સ્મશાન લઇ જતી વખતે હાથમાં આગ લઇને ધુંવા કરતા રસ્તામાં તે મુરદાંની પુઠે ચાલતા હશે, કે જેની ઉપરથીજ 'funeral' શબ્દ થયો છે. પછીથી તેઓ દાટવા લાગ્યા ત્યારેબી તેઓ

દાટવા માટેનાં મુરદાંની પાછળ જતા તેને માટેથી આજ લગી ‘funeral’ શબ્દજ વાપરે છે. ‘દખ્મ’ શબ્દથી આવી રીતે વાપરેલો છે. **પેગામ્બર સાહેબની અગાઉના વખતમાંના યઝદાંન-પરસ્તીઓ મોટે ભાગે ખુરશેદ-નીગરશ્નીજ કરતા હુતા,** અને ખુરશેદ નીગરશ્નીને માટે ‘દખ્મ’ શબ્દ **‘દઝ’**=ખુરશેદનાં કીરણથી બાળવા ઉપરનો થયલો. પણ બીજાઓ પછીથી ઉપર કહયું છે તેમ દાટવાની રસમ ઉપર ઉતરી પડેલા હશે, અને તેઓ પોતાના દાટવાની જાતજાતની ઘોરને માટેથી ‘દખ્મ’જ શબ્દ વાપરતા હશે, જેમકે ઉપર જોયું તેમ ‘tomb’ શબ્દના બાબમાં થયલું હતું તેમ. આવી રીતે ત્યારે ‘દખ્મ’ શબ્દ કબરોને માટે વપરાયલો છે, જે ત્યારે અસલથી ખુરશેદ-નીગરશ્ની માટે ખુલ્લા દખમાઓ માટેનો હતો અને છે.

**દાટવાથી થતી જમીનમાંની ખરાબીઓ અને વબાઓનો ખ્યાલ. દટાયલા બસ્તે-કુશ્તીઆન ગુજરેલાંઓની દુઆ-ગુઝારી ભેદી કુદરત આગળ શું છે તેનો ખ્યાલ? વહાલાંઓ દટાયાં માટે જીવતાંઓએ દટાવવાની હિમાયત કરવી તેમાં ગુજરેલાં દટાયલાં ઉપર વધી જતો આઝાબ છે તેનો ખ્યાલ. મઝદયસ્ની પ્રજાની ફરજ દટાયલાં ગુજરેલાંઓ તરફની કેવી રીતની છે તેનો ખ્યાલ:**

વળી દાટવાથી મુરદાંઓ જમીનમાં કોહીને કરોડો જંતુઓ, બાફો, ઝહેરી ગેસો કરીને જમીનમાંથી બાહાર ફુટીને હવાને ખરાબ કરે છે, તેમ જમીનમાંનાં પાણીના ઝરાઓ, ત્યાં આગળના કુવાઓને ભેળીને ખરાબ કરે છે, તે જમીનમાંથી દરદો ઉભાં થાય એવું બધું જે થઇ રહે છે તે તો આજે જાણીતું છે. માટે આવી રીતની દાટવાની હિમાયત તો કોઇકજ કરે. વળી **જરથોસ્તીઓ** તો તેજ જમાનામાં આવી દાટવાની હિમાયત કરે, કે જે જમાનામાં તેઓ વચ્ચેથી દીનની ખુબ તદ્દનજ ભુસાઇ ગઇ હોય. **હમારાં** વહાલાંઓ જમીનમાં પડયાં માટે હમોથી સાથે પડયે એમ **કહેનારા** પારસી સીરફ **અજ્ઞાન** છે. ના, એમ નથી. **હમારાં વહાલાંઓ જમીનમાં પડયાં અને તેઓનાં રવાનો હુજુર લગી જમીન સાથેજ બંધાયાં છે માટે હમો ફરજંદો નેકી કરીએ, પરમાર્થી થઇને અને દીનના આ દોખ્માનાં ફરમાનને માથે ચઢાવીને હમારી કઝા-રઝાએ દોખ્મે નશીની પામીને હમારાં રવાનને સચેત કરીને હમારાં તે વહાલાંઓનાં રવાનોની બેડી છોડવીને**

તેઓને તેઓનાં ઘેરે બહેશ્તે પુગાડીએ, આવો ખરો જરથોસ્તી ખ્યાલ આજના એવું બોલનારા પારસીઓએ ખુબ ગોખી રાખવો જોઇએ, કેમકે એક જણ જો કવસે પડયો હોય તોપછી તેની પાછળનાઓએ પહેલે તે કવસે પડનારાના છુટકારા માટેજ પ્રયત્ન કરવો જોઇએ; નહિ કે તેનાં કવસે પડેલાનાં દુખને ઓર વધારવું. એક જણ જો કવસે પડયું હોય અને તેનો બીજો દોસ્ત યા ફરઝંદ પોતે અકકલ-મંદી નહિ વાપરીને તેની પુઠે જઇને તેવીજ કવસે પડવાની હાલતમાં સપડાઇ જાય, તો તેથી આગલાની તરફ તે પાછલો કાંઇ પ્રેમ બતાવતો નથી- પણ તે આગલાનાં દુખોને ઓર વધારી દે છે, કેમકે આગલો કવસે ફસી પડેલો પોતે દુખ જોય છે તેમાં તે પોતાનાં વહાલાંઓનેબી ફરતાં જોઇ તેઓનાં દુખ માટે પોતા કરતાં અતી ઘણો ઓર દુખી થઇ જાય છે. એક બસ્તે-કુશ્તીઆન જયારે અજ્ઞાનતાની જાહેલ્યતમાં દીનથી અજ્ઞાન રહી દુન્યાની ચાલુ ફરેબી રીતોથી અંજાઇને દટાય છે, ત્યારે મરણ પછીથી તેને અત્યંત દુખ થાય છે. પોતે પોતા માંહે રહેલા અજ્ઞાનતાના દેવથી ફરેબ ખાઇને ફસી પડેલો છે તેને માટે ખલાસી પોતાનાં સગાં પાસેથી ઇચ્છે છે. જો દોખ્માઓ રીતસરનાં થાય તો તે આગલાઓનો છુટકારો જલદીથી થાય, માટે તે કવસે ગુજરેલાંઓ દોખ્મા થવાની આરઝુ કરે છે, કેમકે ગુજર્યા પછી તે કવસે પડેલાં રવાનોના છુટકારા માટે કામ કરતી અણ-દીઠ શકિતઓ તે ગુજરેલાંઓને નસીહત દે છે કે તેઓએ દુઆ કરવી કે જેથી ગેતીમાં દીની ફરમાન મુજબ દોખ્મા થાય, જે દોખ્મા માંહેલી તલેસમ તેઓને પછી તેઓનાં ફરઝંદ મારફતે અને યસ્ન મારફતે આઝાદગી મેળવી આપે. પણ જો પેલાં ગુજ-રેલાંની દુઆથી ગેતીમાં દોખ્માઓ બનાવવાની ચળવળો થતી હોય તેમાં ગુજરેલાંઓના સગાંઓ હરકત મુકે અને પોતે તે પોતાનાં ગુજરેલાંની માફકજ દટાવા માંગે, તો તેથી તે આગલાં ગુજરેલાંઓ નારાજ થાય, કેમકે ઉપર જોયું છે તેમ તેઓબી દટાવે કવસે પડીને પેલાં આગલાનું દુખ વધારી દેશે. આગળનાંઓ પોતાનું દુખ જોઇને બેજાર થતાં હોય તેમાં પોતાનાં ફરઝંદોનુંબી તેવુંજ દુખ જોય, તો તેથી તેઓનું દુખ વધે. માટે જે બસ્તે-કુસ્તીઆનો એમ બોલે છે કે તેઓનાં વહાલાંઓ જમીનમાં પડયાં માટે તેઓબી ત્યાંજ જાય, તેમાં તેઓ તે આગલાં વહાલાંઓની ખેરખાહી કરતાં નથી, દોસ્તી શોધતા નથી, પણ મીઠી દુશ્મનાઇ કરે છે: ત્યારે જો જીવતાંઓ પોતેબી દોખ્મા તરફ અભાવ બતાવીને

આગલાઓની માફકજ દટાવા માંગે અને દટાય, તો આગલાં દટાયલાંઓનું દુખ વધ્યાજ કરે. પણ જો ભુલ સુધારીને દોખ્મે-નશીની પછીથી ચાલુ કરે, તો આગલાંઓની કવસે પડવાની દુખી ગતીનું તેજ થયલાં દોખ્માની ઉભી થયેલી તલેસમ દરમાન-ઉપાય ઉભો કરીને તે આગલાંઓનો રસ્તો ખુલ્લો કરાવે. આ સત્ય હકીકતને આજે પારસીઓએ ગોખવી જોઇએ.

હવે જળદાહની રીત તરફ નેગાહ કર્યે.

જળદાહ એટલે મુરદાંઓને પાણીમાં નાંખવાના રેવાજો માટે નદીઓ વપરાય છે તેમ મહાસાગરો વપરાય છે. નદીમાં જો મુરદાં પડે તો નદી કે જે પીવાનું પાણી પુરૂં પાડે છે તેમ ખેતીનું પાણી પુરૂં પાડે છે તે બધાંમાં કસર—ન્યુનતા આવે છે અને મુરદાંઓના ચેપ ખાધ ખોરાક પાણીમાં ચાલુ થઇને દરદ વધે છે એવી બધી હકીકતો આજે જાણીતી છે. વળી મહાસાગરમાં મુરદાં નાંખવાનાંબી સારૂં નથીજ.

**અસલ કદીમ ઇરાનમાં પાણીની નહેરો, કત, કનાલો, નદીઓ, મહાસાગરોની સ્વચ્છતા રાખવા માટે એક ખાસ ખાતું-સંસ્થા હતી તેના કાયદાઓ સખ્ત હતા.** આવું ખાતું અને તેના કાયદાઓની બલીહારી શું હતી તે આજના ઉજ્જડ દેખાતા મેસોપોતેમીઆના પ્રદેશની આજની વીગત ઉપરથી ભાખી શકાશે.

આજે મેસોપોતેમીઆ દેશ લગભગ ઉજ્જડ જેવો છે, કેમકે ત્યાં પાણીની અછત છે અને પાણી ખેતીવાડીને મદદ કરે તેમ ટકી શકતું નથી. પણ હીરોડોતસ કહે છે તેમ પાછળના બીજા યવન લેખકો કહી ગયા છે કે **કદીમ માઝદયસ્નની ઇરાનની સલતનતોના દોરો વખતે એ મેસપોત દેશ ઘણો ફળદ્રુપ હતો. હુખામની જમાના વખતે મેસપોત દેશમાંથી હુખામની જમાનાની દુન્યા ઉપરની સાહેબી-માંથી ઉપજતી નીપજોમાંની અરધી અરધ નીપજ આવતી હતી.** આવી ફળદ્રુપ્તા ઉપર કહેલાં ખાતાંઓ અને કાયદાઓને અંગે થતી હતી. ત્યાં અજાયબ રીતે કનાલો ગોઠવેલી હતી, જેઓની પુર્ણ રીતની દેખરેખ થતી હતી, જેથી સ્વચ્છ પાણી બારે માસ રહેતું હતું. તે માઝદયસ્નની પ્રજા પડયા પછીથી આવતી બીજી પ્રજાઓએ તે માઝદયસ્નની પ્રજાએ ચલાવેલા પાણીને માટેના કાયદાઓને કાઢી નાંખવે આજે તે દેશ ઉજ્જડ જેવો થઇ ગયલો છે. ત્યારે પાણીમાં મુરદાં નાંખવા તે દરેક રીતે નહિ ઇચ્છવાજોગ છે.

## અગ્નીદાહ; લાકડાંના આગની ગરમી કે ઇલેકટ્રીસીટીની આગની ગરમીથી થતી હવાની અંદરની બુરી અસરોનો ખ્યાલ.

જરથોસ્તી દએન પ્રમાણે શબને આતશ લગાડવો મહા પાપ છે. જો કે બળવાથી મુરદું તરતજ ખલાસ થઇ જાય છે માટે જમીનમાં દાટવા કે પાણીમાં નાંખવા જેટલું નુકસાન થતું નહિ હોય એમ ઘણાઓ કહેવા ધારે છે, છતાં બાળવાથી જે ધુંવો થઇને મુવેલાં બળતાં તનની બળતી ચીજોનો ચેપ અને દુરગંધ પંથરાય છે, તેનાથી તો હવા ઉપલી રીતીઓના કરતાં વધુ રીતની અને લાંબા વખત લગી ખરાબ થઈ રહે છે-થતી રહે છે. જેનો દમ માનવને, જાનવરને, ઝાડપાનને બધાનેજ અનુકુળ આવતો નથી. આજેબી વીદયાને જોરે મનાય છે કે બળતી લાસોનો ચેપ આસપાસની પાતળી થયલી હવાની મારફતે હવાનાં ઉપરનાં પાતળાં પડો લગી જલદીથી પુગી શકે છે, કે જેથી તે પાતળી હવા કે જે સ્વચ્છ રહેવી જોઇએ તે ચેપવાળી થઇ રહે છે. પાણી કે જમીનમાંની કોહતી લાસોમાંથી નીકળતી દુરગંધો અને સાથના ચેપો પાતળી હવામાં જઇ શકતાં નથી, જેથી પાતળી હવા સ્વચ્છ રહીને પોતાનો બહાર નીચેની હવામાં મોકલીને ત્યાંના પેલા ચેપને ધીમે ધીમે મારી શકે છે. **જમીન સાથની આવી ચેપી હવાને પહેલવીમાં 'બાદ-સરીતર' કહે છે, જ્યારે ઘણે ઉપરની પાતળી હવાને 'વયુ વેહ' કહે છે, કે જેને 'ઉપરો-કઇરયેહે'=સર્વોપરી શ્રેષ્ટ રીતે કામ કરનાર તરીકેનો એટલે તન-મન-રવાનના ચેપોને મારનાર તરીકેનો કહે છે.** પણ લાસોના ભભુકાઓથી શું થાય છે? જ્યારે મુરદાં બળે છે ત્યારે **'કારબોનીક એસીડ ગેસ'** ઉત્પન્ન થાય છે. જમીનમાં મુરદાં દટાય છે ત્યારેબી કે પાણીમાં નખાય છે ત્યારેબી કારબોનીક એસીડ ગેસ ઉત્પન્ન થાય છે. જોઇએ તેથી વધુ પ્રમાણમાં જો કારબોનીક એસીડ ગેસ ઉત્પન્ન થાય, તો તેથી નુકસાન એ થાય છે કે માનવની સુખાકારી માટે જોઇતી હવામાંની ઓકસીજન ગેસનું પ્રમાણ જોઇએ તેથી ઘણું ઓછું થઇ જાય છે, જેથી હવા બગડે છે. આ તો એક હકીકત થઇ કે જેમાં બાળવું, દાટવું-પાણીમાં નાંખવું એકસરખાં નુકસાનકર્તા ગણાય. **પણ બીજી હવેની બાબદથી બાળવાનું નુકસાન વધુ ઉપર કહયું તેવું થઇ રહે છે એટલે 'વયુ વેહ'**ની ગતી જે "ઉપરો-કઇરયેહે"ની છે,-બધી જાતના ચેપોને મારવાની છે, તેનેબી અલજામ પુગાડે તેવી થઇ પડે છે. તે આ છે કે જ્યારે મુરદાં બળે છે, ત્યારે બળવાની ગરમીને લીધે જમીન

ઉપરની હવાનાં પડો જોઇએ તેથી વધુ પાતળાં થતાં જાય છે અને બળતાં મુરદાંઓમાંથી ધુંવાડો પુશકળ નીકલે છે, જે ધુંવાડામાં તે બળતાં મુરદાંનો ચેપ વીંટળાઇને પાતળી થયલી હવામાંથી સરખી રીતે કંઇબી ઉપર ચઢવાની મુશ્કેલી વગર ઘણે ઉપરના હવાના ભાગમાં–વધુ વેહની સ્વચ્છ તેહગી માટેના ભાગમાં પંથરાઇને ઉપરના હવાના તે ભાગમાં તે ચેપને પાંથરી દે છે. આપણી ધરતીની સપાટીની કેટલીક ઉંચાઇ ઉપરની આ હવા, કે જે પાતળી અને સ્વચ્છ રહે છે, જેમાં નાશકારક જંતુ રહેતા નથી, કે જેમાંથી લેહકી આવીને જમીનની તુરત ઉપરની હવાને શુદ્ધ રાખ્યા કરે છે, તેજ પાતળી હવામાં જો ચેપ પંથરાય, તો પછી હેઠેની હવા જે ઓકસીજનમાં ઓછી થયલી અને કારબોનીક એસીડથી વધુ પ્રમાણુમાં સજ થયલી ખુદ પોતેજ ચેપી છે, તેના ચેપને ઉપરની પાતળી હવા પોતામાંના ચેપને લીધે ઓર વધાર્યાજ કરે. આ સિદ્ધાન્તને ખુબ ગોખવાનો છે, કેમકે મુરદાંને બાળે તેના કરતાં મુરદાંને ક્રીમેત કરે તે વખતે લાખગણી ગરમી બહાર પડીને જમીન આગળનાં હવાનાં પડોને ઘણુંજ પાતળાં કરે છે. મુરદું બળ્યું તેથી કંઇ એમ થતું નથી, કે મુરદાંનો ચેપ તદ્દનજ નાશ પામ્યો. ના, ચેપનો જે જીવ છે કે જે જીવ ચેપને હવે પછીથી જન્મ આપશે, જેને અવસ્તામાં 'દ્રુજ' કહે છે, કે જે કોઇબી જાતની એસીડ કે તાપથી મરતો નથી પણ ઓર વધી શકે તેવો રહે છે, તે જીવ એટલે દ્રુજનો ચેપ તો જમીન આગળની ઘટ હવા વધુ પાતળી થવે ઉપરની સારી હવા, કે જેમા તે ચેપને જવાનો અટકાવ નીચેની ઘટ હવા પોતાની ઘટ જાતથી કરી રહે છે તે નીકળી જવે, તે ઉપરની હવામાં સડસડાત ચઢી શકે છે.

પણ શબને ઠેકાણે પાડવાની છેલ્લી રીત જે '**ખુરશેદ–નીગરશ્ની**' છે તેમાંના સ્વાની ગરમીઓમાં કુદરતે અથાક શકિત મુકી છે, કે જેમાંથીજ આજની વીદ્યાએ જાતજાતની શકિતવાળાં કીરણોને શોધેલાં છે, જેઓને રેડીયો, ગરમી, લાઇટ, એક્ષ રે, ગામા રે, કોસમીક રે વીગેરે કહે છે. આ શોધો ઉપરાંત બીજાં તેવાં અગણીત કીરણો હશે એમ ધારીને તેઓ બધાંને શોધવા તેઓ જીવનને અરપણ કરી રહયા છે. આવાં કીરણો દવા તરીકે વપરાય છે તેમ બીજી અનેક રીતે વપરાય છે તે તો જાણીતુ છે. ત્યારે દીનમાં કહે છે કે ખુરશેદ–નીગરશ્ની ચેપના જીવને એટલે દ્રુજને મારે છે, એટલુંજ નહિ પણ તે બધી ચીજોની શુભ વ્યવસ્થાઓ જાતજાતની રીતે કરે છે અને ઘટતી ચીજોને કાંતો જમીનની મગનાતીસને સોંપે છે કે જેથી તેઓ જમીનમાં જઇ જમીનના કામમાં ઉપયોગી થાય, અથવા તેની ઘટતી ચીજોને રેજ રેજ કરી ઉપર પોતાને ઠેકાણે

ઉડારીને મોકલાવી આપે છે તે બધામાં મોટા ભેદો રહયા છે એ માનવું સહેલ છે. જેમ પાણીને રવી પોતાની ગતીથી ઉપર ઉડારી વાદળાં રૂપ કરીને પાછું નીચે મોકલવાની સગવડ કરી આપે છે, તેમ **રવીના આ રવા માનવના અનુએ અનુના સર્વસ્વને રેજ રેજ કરી તેઓને બરનાં ઠેકાણે મોકલાવીને એટલે દહમને સોંપીને પછી પેલાં રવાનને મળે એમ** કરે છે, જયારે કીમેત કરો કે પછી બાળો તેઓમાં જે '**ગરમી**' કામે લાગે છે તે ગરમીમાં વ્યવસ્થીક શકિત કે જે રવીના રવા ગરમીમાં છે તે નથી. તે ગરમી તો સીરફ ઉપર જોયું તેમ હવાને પાતળી કરે અને મુરદાંના ચેપના જીવ નામે દ્રુજને તે પાતળી હવા મારફતે ઘણે ઉપર કે જયાં તે દ્રુજ જવો જોઇએ નહિ, ત્યાં મોકલાવી ભવિષ્યની આફત ઉભી કરે, તેમ **તે ગરમોઓ મુરદાર શરીર અને તેના અનુએ અનુ જે દેખાય તેવા હતા તેઓને બાળી ખાક કરીને તે દેખીતાં બળેલાં શરીરનો અણદીઠ હવાઇ પ્રતીબીંબ ઉભો કરે છે અને તેને હવાનાં કુદરતી દબાણમાં–આકર્ષણમાં સોંપી દે છે, જે પ્રતીબીંબ પછી ઉપર પોતાને દવારે દહમ યજદ પાસે જવાને બદલે હવામાંજ બંધાઇને ટંગાઇ રહે છે.**

કોઇપણ જાતની artificial મોટી આગો–પછી તે દેખીતા આતશની કે ઇલેક્ટ્રીસીતીની હોય–તે આસપાસની હવામાં ફેરફારો કરે છે. હવાનો હેઠળો ભાગ તો જાતજાતના ચેપથી બંધાયલો હોય છે, પણ હવાના ઉપલા ભાગમાં તો કુદરતની સ્વચ્છતા લાવવાની ગતી છે, કે જે ઉપલા ભાગમાંની લેહકીમાં તે લેહકી સાથે આવતા રવીની રોશનીની ગતીમાં એવી શકિત છે કે હેઠળી હવાના ચેપને મારે. હેઠળી હવા જાડી રહે છે, ઉપલી હવા પાતળી રહે છે. જાડી હવામાં વહેવાની ગતી પાતળી હવા કરતાં કમ રહે છે. જાડી હવામાં વહેતી ચેપી ગતી જાડી હવામાંથી ઉપર જતાં તે હવાની જાડાઇને લીધે રોકાય છે. પણ જો તે હવાને ગરમીના ભભુકાથી પાતળી કરે, તો ભભુકામાંનો ચેપી ધુમાડો જે દીઠ યા અણદીઠ હોય તે તે ચેપને લઇને તે જાડી હવા પાતળી થવે ઉપરનાં પાતળાં પડમાં ઘણી ઝડપથી વહી શકે. આમ આપણે હવાનાં ઉપરનાં પાતળાં પડોને બગાડીએ છીએ, અને તેથી હેઠળી જાડાં ઘટ પડોવાળી હવાની સ્વચ્છતાઇ જે પેલાં ઉપરનાં પાતળાં પડોથી થવા ધારી છે તેમાં નુકસાન કરીએ છીએ–અઘડાઇ મુકાએ છીએ.

## રવીના સ્વાની ગરમીઓ અને દુન્યવી આતશ–ઇલેક્ટ્રીકસીટીની ગરમીઓ વચ્ચેના ફરકની વધુ સમજ. રવીના સ્વાઓ ગુજરેલાંના અનાસરોને દહમ યજતને સોંપી શકે છે અને દુન્યવી આતશ અને ઇલેક્ટ્રીસીટીની ગરમીઓ બાળી સુક્ષ્મ ઘાટ કરીને તે ઘાટને હવામાંજ પકડી રખાવે છે તે વિષેની માકુલાતી સાયન્સની સમજ.

ઉપર કહયું છે કે રવીના સ્વાઓમાં ઘણીજ જાતજાતની કુદરતી શકિતઓ પડેલી છે. આજે સાયન્સ ખુદ કહે છે કે રવીના સ્વામાં creative powers એટલે નાશ કરવાની–નવું બાંધવાની–સારૂં કરવાની વાગેરે શકિતઓ છે. રવીના સ્વામાં ત્યારે ચીજોનો નાશ કરવાની, નાશ કીધેલી ચીજોની વ્યવસ્થા કરવાની, તેનાં નાશમાંથી નવો ઘાટ ઉભો કરવાની તેમ જાતજાતની તરો તાઝગી આપવાની, જાતજાતના દરમાનો કરવાની શકિતઓ છે. પણ બાળવાની કે ક્રીમેતોરીઅમની ગરમીમાં રવીના સ્વા જેવું કંઇજ નથી. તે ગરમી તો કુદરતી વ્યવસ્થા જે હવાનાં પડોમાં થવા ધારી છે તેમાંણી ખલલ ઉભી કરે છે. વળી તે ગરમીથી મુરદું બળે છે અને બળતાં મુરદાંનો ચેપણી બળે છે, પણ બળતાં મુરદાંના ચેપના જીવ સમાનની અણુદીઠ રીતની દ્રુજી ગતીઓ તો ઓર છછેરાઇને પેલી પાતળી થતી હવાનો લાભ લઇને હવાના ઉંચા ભલા ભાગમાં જઇ શકે છે, જયાં તે દ્રુજી ગતીઓ એમની એમ જઇ શકતે નહિ, પણ ગરમીથી થતી હવાની પાતળાઇનો લાભ લઇને જઈ શકે છે. પણ રવીના સ્વાઓ તો રવીને નજરે પડેલાં મુરદાંઓને પોતાની શકિતથી એવી રીતે રેજરેજ કરે છે કે હવાનાં પડોમાં ફેરફાર નહિ થાય. **રવીના સ્વા મુરદાંનાં ચેપને તેમ તે ચેપનું મુળ જે દ્રુજ છે તેનેબી મારે છે, એટલુંજ નહિ, પણ તેનો ઘાટ બદલે છે એટલે તેને ખાસ્તરરૂપ કરીને નવા આકારમાં બદલીને એટલે મારીને જુદી રીતે સજીવન કરીને પછી ઉપર તેને ઠેકાણે મોકલાવી આપે છે;** તેને કંઇ હવામાં રખડતું રહેવા દેતા નથી. એટલે બસ્તે–કુસ્તીઆનોનાં મુરદાંઓના રજેરજની ખાસ્તરરૂપ ઘાટને દહમ યજદને સોંપી દે છે. **રવીના સ્વા મારે છે અને સજીવન કરે છે તે વિષે જોયું. પણ રવીના સ્વા તેઓને પોતપોતાને ઠેકાણે દોરવે છે તેબી સાયન્સથી મનાય એમ છે.** અને બાળવાની ગરમી કે ક્રીમેતોરીઅમની ગરમીઓ, જેઓ બાળીને **સુક્ષ્મ** રીતનો પ્રતીબીંબ=અણુદીઠ ઘાટ ઉભો કરે છે તેવાં બળવાથી થતા

નવા ઘાટને તે ગરમીઓ હવામાંજ રખડાવી મારે છે તેબી સાયન્સની રૂઢીથી સમજાવી શકાય એમ છે. **કોઇબી ચીજનો નાશ નથી પણ તેનો ઘાટ સીરફ બદલાય છે. એક ચીજ બળી ગઈ તેથી તેનો નાશ થતો નથી, પણ તે ચીજ જે દેખીતા આકારની હતી તેનો અણદીઠ જુદી રીતનો આકાર થાય છે, એ તો આજની વીદયાને જાણીતું છે.** ત્યારે એક મુરદું બળ્યું તેથી તેનો કંઇ નાશ થતો નથી પણ તેનો ઘાટ જે દેખીતો હતો તેજ કંઇ રીતે ફેરફાર પામીને અણદીઠ થયો. મરતાં મુરદામાં જીવન શકિતના અમુક ગોહરો સપડાઇ જાય છે, જે વીગત ઇલ્મયતની છે, જે નીચે તેને ઘટતે ઠેકાણે સમજાવેલી છે. આ સપડાઇ ગયલી જીવ-જાનની ગોહરરૂપની ચીજોને તેમાંથી છોડવવા માટેજ યત્ન આપેલી છે. **એક મુરદાંને બાળશો તોબી તેજ ગોહરરૂપ ચીજો તે બળીને ફરીથી નવા થયલા આકારમાંજ સપડાયલી રહેશે,** કેમકે જેમ જેવી તનોમંદ હાલતની જડ ચીજ હતી તેના પ્રમાણમાંજ બળ્યા પછી તેનું **'પ્રતીબીંબ'** હવાઇ **આકાર** થઇ રહે છે. ધીમે ધીમે બળે તો તે **'પ્રતીબીંબ'** નબળો થાય છે. પણ જો cremation ની સખ્ત ગરમીથી જલદી બળે, તો તે 'પ્રતીબીંબ' જબરો અને ઘટ્ટ થાય છે. આ બેઉમાં તો પેલી જીવજાનની ગોહરરૂપ ચીજો તો સપડાયલીજ રહે છે.

વળી આબી જાણીતી વાત છે કે રવા યા કીરણો વગર આકાર થતો નથી. રવા કીરણો બધા વાંકા થઇને એક મરકઝ પોઇંટ કરે અને એવા અગણીત પોઇંટો થાય, જે આંખની બીનાઇ ઉપર ઉંધી પડે, જેને ભેજું ચત્તી રીતનું જોઈ શકે. ત્યારે આ સિધ્ધાંત છે કે સુરત થવા માટે convergent rays આડા થઇને મળતાં કીરણો જોઇએ. કોઇબી જાતની ગરમીનાં કીરણો આવાંજ રહે છે, કે જેથી તેઓ હવામાંજ પ્રતીબીંબ પાડી શકે છે. ત્યારે એક શબને બાળે—કીમેત કરે, ત્યારે જે ગરમીનાં કીરણો નીકળે તેઓ હવામાં કેઠેબી પોઇંટ રૂપમાં આવીને તે મુવેલાં શરીરની બરાબરીનો હવાઇ અણદીઠ આકાર ઉપર હવામાં નવો ઉભો કરે, એટલે તે શરીરનો અણદીઠ આકાર હવામાં ફરતો રહેશે, કેમંકે હવાનાં દબાણમાંજ તે ઘાટ રહે છે. હવાના કરતાં વધુ પાતળો અને પ્રબળ રીતે ઉપર ઉડે તેવો તે ઉભો થતો નથી. **પણ આતો જાણીતું છે કે રવીના રવાઓ parallel સમાન્તર રહે છે. માટે તેઓ આ હવામાં ઉંચે કેઠેબી મળતાંજ નથી**

**અને મળે નહિ એટલે પોઇંટ કરે નહિ અને પોઇંટ થાય નહિ તો ઘાટ થાય નહિ,** કેમકે એક ઘાટ તો અગણીત પોઇન્ટો ગોઠવાયાથી થાય છે. પણ કહે છે કે રવીના રવાઓ જેઓ સીદ્ધા parallel છે તેઓ Eternity માં મળે છે. Eternity એટલે તે ઠામ કે જ્યાં આવા કુદરતી કાયદા કરતાં જુદાજ કાયદાઓ હોય. ત્યારે ખુરશેદ–નીગરશ્નીથી ઉપર જોયું તેમ તે શબ ધીમેધીમે રેજરેજ થઇને પછી તે રવીના parallel સાંમાન્તર રવાઓ તે રેજરેજ **થયલી ખાસ્તર રૂપ ગતીઓને Eternityમાં હુવા અને તેનું દબાણ થાય તેવાં ઠામની ઘણે ઉપર લઇ જઇ એટલે રૂવાનનાં ઠામ ઉપર લઇ જઇને ત્યાં મળી ઘાટ ઉભો કરે.** એમ રવીના રવાઓ તે શબના રજેરજને Eternityમાં એટલે જડ કાયદાઓથી જુદીજ રીતના કાયદાઓ ચાલતી જગામાં લઇ જઇને ત્યાં નવો ઘાટ કરી આપે. આ ઉપરથી જોઇ શકાશે કે ખુરશેદ–નીગરશ્નીથી શબ રેજરેજ થાય છે, તેનું પ્રતીબીંબ હુવામાં થઇને રખડતું નથી, પણ છેક તેના થવાનાં મરકઝ ઉપર થઇ રહે છે. વળી રવામાં creative શકિત, નવું ઉભું કરવાની શકિત છે માટે રવામાં મીનોઇ ગતી પડેલી છે એટલે કુદરતનો પ્લાન તેને ખબર છે એટલે તે મુરદાર તનમાં જીવજાનની છેલ્લી ગતીઓ સપડાઇ છે તે વિષેની શું વ્યવસ્થા કરવી છે તેબા તેઓથી થઇ રહે છે. એટલે તે શબમાં સપડાયલી તે જીવજાનની છેલ્લી ગોહરરૂપની રહી ગયલી વસ્તુઓને રવાઓ પહેલે ખેંચીને ઉપર દહમને સોંપી દેછે અને પછી પેલાં શબના રજેરજને ખાસ્તરરૂપમાં ફેરવીને છેક ઉપર લઇ જઇને તે તે ઠેકાણે મોકલી આપે છે. ગુજરેલાં શરીરની થતી રજેરજ જે ખાસ્તરરૂપમાં ફેરવાય છે તેને અવસ્તામાં '**રએથ્વ**' કહે છે. '**રએથ્વ**' એટલે સુધારવા માટેના રૂવાનોને લાગેલા દ્રવાઓનું રૂપ એટલે અજ્ઞાનતાના કચરા સમાનની ખાસ્તરરૂપ ગતીવાળી વસ્તુ. રવીના રવામાં જેમ અનેક શકિતઓ છે, જેવી કે રેડીઓની કે જે જાણીતી છે, 'એક્ષ રે'ની જે જાણીતી છે, ખહીના જંતુને મારવાની વીગેરે વીગેરે અનેક છે, તેમ રવીના રવામાં મુરદાર ચીજોને તેનાં અણુદીઠ મરકઝો ઉપર લઇ જઇને વ્યવસ્થા કરવાની શકિત પડેલી છે એ સમજવું કંઇ મુશ્કેલ નથી, જ્યારે કોઇબી જાતની દુન્યાને લગતી ગરમીમાં કુદરતની વ્યવસ્થા કરવાની કંઇબી ગતી નથી.

ત્યારે ક્રીમેતોરીયમનો તાપ કે બાળવાનો તાપ અને તેથી મુરદાનો નાશ કરવો ઉત્તમ છે કે રવીના રવાની અંદર મુરદાંને મુકવાનું ઉત્તમ છે, તેની વીગતો માટે નીચલાં સિદ્ધાંતો કામે લાગે છે:–

(૧) હવાનાં પડો અને તેઓની કુદરતી વ્યવસ્થા.

(૨) હવાનાં પડોમાંની ખુરશેદની રોશની જે હવાનાં પડોને મદદગાર છે તે.

(૩) ખુરશેદની રોશનીનાં કીરણો–તેઓની શકિત.

(૪) બળતા તાપનાં કીરણો–તેઓની ગતી.

(૫) બળતાં મુરદાંઓનો ચેપ, અને તે ચેપનો જે જીવ છે જેને દુજ કહે છે તે દુજનું જોર.

(૬) બળીને કે સુરજના તાપથી નાશ થતાં મુરદાંઓનો અણુદીઠ પ્રતીબીંબ અને તેઓનાં ઉભા થવાનાં ઠામ.

આપણે એ છ સિદ્ધાંતો એક પછી એક તપાસ્યે.

૧. હવાનો હેઠળો ભાગ હર હમેશ જાડો રહે છે અને ઉપલો પાતળો રહે છે. હેઠળા જાડા ભાગમાં ચેપો રહે છે જે ચેપો જાતજાતના રહે છે અને હવાની જાડાઇથી ગોયા અગવડમાં ફરી રહે છે; જયારે હવાનાં પડો જે પહાડોની ઉંચાઇએ છે તેવાં પડોની ઉપરના અને તેથીબી ઉપરના ભાગમાં હવા ઘણીજ પાતળી રહે છે એવા પાતળી હવાના ભાગમાં રવીના સ્વાઓની કરામતી ગતીઓ અને ખુદ તે પાતળી હવાની શકિતઓ જેને "વયુ વેહ"ની શકિત કહે છે તેઓ રહે છે. હવાના આવા આ ઉપલા ભાગમાંથી ઘડી ઘડી શુભ ગતીઓ હવાના હેઠળા જાડા જાતજાતના ચેપોવાળા ભાગમાં ઉતરીને હેઠળા ભાગને તેના ચેપ સહિત મધ્યમસરનો એટલે ચેપોને નબળો કીધેલો રાખે છે.

૨. બાળવાથી કીમેત કરવાથી થતી ગરમી ઉપરની કુદરતી હકીકતને નુકસાન કરે છે, કેમકે મુરદાં બાળવા યા કીમેત કરવા માટેના ગરમીના ભભુકા યા સખત ગરમીની જેટથી હવાનો જાડો ભાગ પાતળો થવે જાડા ભાગમાંનો ચેપ જલદીથી ફરી શકીને ઉપરના પાતળા અને શુભ ભાગને બગાડે છે. એમ ઉપરની પાતળી હવામાં રવીના જે સ્વાઓ છે તેઓને તે આવતા ચેપને ઘેરીને મારવા પડે છે, જેથી રવીના તે સ્વા જે જાડી હવામાં આવતા હોય તેઓ રોકાય છે, જેથી જાડી હવામાંનો ચેપ જોર પકડે છે, કેમકે રવીના સ્વા જેટલા જોઇએ તેટલા જલદીથી ત્યાં જાડી હવામાં પુગી વળી શકતા નથી. પણ રવીના સ્વાઓને જો મુરદાં માટે સીદ્ધા કામે લીધા હોય, તો તે સ્વાઓનું પ્રમાણ જે પાતળાં પડો અને હવાનાં જાડાં પડોમાં

કુદરતી રીતે રહેવા ધારેલું છે તેમ રહેવા પામીને હવાને ટેકવે છે, તેમ વળી તે મુરદાંની એવી વ્યવસ્થા કરે છે કે આસપાસની હવામાં તે મુરદાંનો ચેપ જાય નહિ, તેમ મુરદાંની વ્યવસ્થા જે કંઇ કુદરતી થવા ધારી છે તેમ થાય. ત્યારે આ રીતે દુન્યવી રીતની જાતજાતની મારેફતોની **'ગરમી'** હવાનાં પડોનાં પ્રમાણને ઉલટાવી નાંખે છે માટે તે રીત સારી નથીજ.

૩. વળી બાળવાથી કે ક્રીમેત કરવાથી ગરમી નીકળે અને તેથી નીચલી જાડી હવા પાતળી થાય, ત્યારે તે જાડી હવા અને ઉપરની પાતળી હવામાં રવીના સ્વાનો અંદાઝ જે હોય તેમાં ફેરફારો થાય, જેથી જડ હવામાંના સ્વાઓ ખલલ પામે છે, જેથી જડ હવામાંનો ચેપ જે સ્વાના કાબુમાં છે તે કાબુ છોડવતો જાય, અને હેઠળી હવા પાતળી થવે હેઠળી હવાના ચેપો કાબુ છોડાવીને ઉપલી પાતળી હવામાં પંથરાય અને ત્યાં સેવન પામવા માંગે એટલે પાતળી હવાની સ્વચ્છતાઇમાંબી ન્યુનતા આવે. આપણે જાણીએ છીએ કે હીલ સ્ટેશન ઉપર તબીયત સુધરે છે, કેમકે ત્યાં હવા પાતળી **'વયુવેહુ'**ની, **'વયો ઉપરો કઇરય'**ની તેમ તે રવીના ઉત્તમ સ્વાથી ભરપુર રહે છે, જે દમમાં જવે ફાયદો કરે છે. આવા કુદરતી ફાયદાને દુન્યાના આતશો અને ઇલેકત્રીસીટીઓની **'ગરમી'** જે હવાનાં હેઠળાં પડોમાં ફેરફાર કરે છે તે ગરમી તે ફાયદાઓને નુકસાન પુગાડે છે.

૪. વળી ખુરશેદ-નીગરસ્નીથી મુરદાંનો ચેપ કાબુમાં રહે છે, જાડી હવામાંના ચેપોને વધારી શકતો નથી-તે ચેપોનો ઇલાજ તે સ્વાઓ કરે છે એટલે ચેપનો નાશ કરે છે અને તેને ભલાઇમાં ફેરવીને ઉપર મોકલાવે છે અને હવાનાં પડોમાં કંઇબી ન્યુન્તા થવા પામતી નથી.

૫. દુન્યવી રીતની મારેફતોના બાળવાથી થતા તાપનાં કારણોથી હવાનાં જાડાં અને પાતળાં પડોમાં નહિ ઇચ્છવા જોગ ફેરફાર થાય છે, જેથી બાળવાની તેમ ક્રીમેતની રીતો સુર્યદાહથી ઘણી ઉતરતી છે, કેમકે સુર્યદાહની ગરમીથી તેવું કશુંબી થતું નથી.

૬. મુરદાને બાળે છે ત્યારે ભલેને તેનો જડ દેખીતો ચેપ નાશ પામે. પણ જડ ચેપની અંદરબી શુક્ષ્મ ચેપ ખાસ્તર રૂપનો છે જેને દુજ કહે છે તે દુજ તો ગરમીથી નાશ પામવાને બદલે છંછેરાય છે. ભલેને આ વીગત આજની સાયન્સને શોધવાની હોય પણ **'ચેપ'** જંતુ-ઓની વીખ્યા હવે કહે છે કે ચેપનો ચેપ, જંતુમાંજ જંતુબી રહે છે વીગેરે. ખુરશેદ-નીગરસ્નીમાં તો કુદરતી શકિત છે, કુદરત છે અને તે

સ્વાઓ મારફતે કુદરત કામ કરે છે; કુદરત તો આગાહ છે, માટે ખુરશેદ-નીગરસ્નીથી શબના અનુઓની કુદરત પ્રમાણેનીજ વ્યવસ્થા થશે એટલે બસ્તે-કુસ્તીઆનના જડ શઓની ખાસ્તર દહમનેજ સોંપાશે. ખુરશેદ-નીગરશ્ની ચેપને-ચેપના દમ દ્રુજને મારીને ભલી વ્યવસ્થા કરે છે, જ્યારે દુન્યવી ગરમી ચેપને બાળીને ચેપના ચેપને-ચેપના દમને-દ્રુજને પકડી શકતી નથી, પણ તેને પાતળી થયલી હવામાંથી ઉપરનાં પડોમાં નાહસી દેવાની આવશ્યકતા ઉભી કરી આપે છે.

૭. બળતાં મુરદાંઓ-ક્રીમેત થતાં મુરદાંઓનો અણદીઠ પ્રતીબીંબ થાય છેજ, ગરમીના આડકતરા સ્વાઓથી તે પ્રતીબીંબ થાય છે, એટલે આડકતરા સ્વા જે હવામાંજ હોઇ શકે માટે હવામાંજ તે પ્રતીબીંબ થાય છે; હવાના દબાણને આધીન રહેવે તે પ્રતીબીંબ થાય છે માટે તે પ્રતીબીંબ હવાનાં દબાણમાંજ રહે છે અને ઉપર ઉડી શકતો નથી માટે હવામાંજ તે બળેલાં મુરદાંનો પ્રતીબીંબનો ભાગ રખડે છે. જ્યારે ખુર-શેદના સીધ્ધા સ્વાઓ મુરદાંને રેજરેજ કરીને ખાસ્તરરૂપ કરીને જે પ્રતી-બીંબ કરે છે તે તેનાં પોતાનાં જવાનાં ભુવનો ઉપર થશે. આટલી બધી વીગતો આજે આજનાં જ્ઞાનથી સમજી શકાય તેવી છે તેથી કોઇબી જોઇ શકશે કે બાળવું કે દાટવું કે પાણીમાં નાખવું બધુંજ હાનીકારક છે, જ્યારે રવીના સ્વાની અંદર શબને મુકવુ તેજ એકલો ખરો કુદરતી રસ્તો છે. **જાનવરો જે મરે છે તેઓનો નીકાળબી સુરજનીજ રોશની કરે છે. એમ કુદરતની એ રીત છે જે માનવની હસ્તકૃત રીતથી ઉત્તમજ હોય.**



# દોખમા માટેની દીની વિગતોની દ્રષ્ટિ બિન્દુઓની શરૂઆત;

## મરણની અગત્યતા, તે વખતને માટે ફરમાવેલી ધારમીક રૂઢીઓની ઉપયોગીતા; જરથોશ્તી દએન હકીકતના સુંદર પાઠો શીખવે છે તેમાંના એક સુંદર પાઠ મરણ વીષેનો અને મરણ વખતની રૂઢીઓ વિષેનો :—

માનવનાં શરીરમાંના બે મુળ ભાવો—બે મુળ ગતીઓ; નામે (૧) **જીવજાન** અને તેઓની શકિતઓ એટલે અમર ગતી શું હશે તે દેખાડનાર ઝલ્વો, જેને પુન્યવંત ગતી કહે છે તેઓ; (૨) **દ્બએષ** એટલે જાતજાતના હવસો, લાગણીઓ અને જાતજાતનાં દરદોનાં મુળો, જેઓ ઉપલી પુન્યવંત ગતીનો નાશ કરે છે તેવી ગતી, જેને પાપવૃત્તી કહે છે તેઓ.

માનવજાતને એક સેકંડભારનો શક રહેતો નથી કે મૃત્યુ બધાંને એક દીન ઘેરશેજ. જયારે આમ છે ત્યારે આતો નીરવીર્વાદ છે કે જગત કે જેને આપણે નીહાળ્યે છીએ તે એક નાકેથી બીજે નાકે લગી ક્ષણભંગુર છે. માનવજાતનાં શરીરમાં જીવજાન છે તેમ જીવજાનને તોડનાર ગતી નામે દ્બએષબી ત્યાં છે. જીવજાન કે જેને '**ગવ**' કહે છે તેથી ઇનસાન જીવે છે—બોલે છે—હાલે છે—પોતાની મરજી મુજબ કરે છે—પુન્ય પાપો પોતાના ફેલથી કરી રહે છે અને મીનીટે મીનીટ તેનું ભેજું ચાલી રહે છે, એટલે **વીચારમાંજ** રહે છે, જે બધા વીચારો એક પ્રકારના રહેતા નથી, જેઓ સારા તેમ માઠા બે પ્રકાર બતાવે છે. આ બે સામસામા પ્રકારના વીચારોની ઉત્પત્તી તેનામાં રહેલા શકના દેવને લીધે છે. જે કોઇ ઇનસાન એતેકાદ ઉપર મુસ્તહક હોય અને શકના દેવના ઇલાકાને પોતામાં ચાલવા દેજ નહિ તો તે ઇનસાન દાદારની હાજરીને પોતાની સામે રહેલી સમજીને બુરા વીચારોને ઉત્પન્ન થતાજ દાબી દઇ શકે છે. ત્યારે માનવનો જીવ—ગવ ભલી અમર ગતી છે, અને માનવનો દ્બએષ તેથી ઉલટી ગતી છે. માનવ અતી સુંદર દેખાવલો છે જેમાં ઇશ્કનો ઝરો છે. પણ તેજ માનવનાં પેટમાં દુરગંધ છે અને શરીરમાંથી નહિ ઇચ્છવાજોગ પ્રવાહ વહી રહે છે. આમ માનવની બનાવટમાં દેખીતી રીતનાજ બે પ્રકારો રહયા છે. ઉત્તમમાં ઉત્તમ ચીજ માનવ મોંહમાં મુકશે, પણ તે ઉત્તમ સ્વાદીષ્ટ ચીજમાંથી તેનો ટકવો થશે તેમ નર્ક

વસ્તુથી થશેજ. એવી રીતે જોતાં કોઇનીબી ખાત્રી થશેજ કે આ જડ સુંદર દેખીતાં શરીરની સુંદરતા જીવ–ગવને લીધે છે, અને આ શરીરની નહિ ઇચ્છવાજોગ ગતી–મળમુત્રથી પરસેવાથી બદબુયથી તે છેક હવસો લગીની ગતી તે શરીરમાંનાં ત્બએષને લીધે છે.

## જીવ અને ત્બએષના પ્રભાવોની ખાસીઅતો-તેઓનું મુળ; આ બે પુન્યવૃત્તી અને પાપવૃત્તીની ચીજોના મેલાપથી જીવતી હાલત છે–તે મેલાપના છુટા થવાથી મૃત્યુ થાય છે.

આમ ત્યારે આ દેખીતાં જીવતાં શરીરમાં જીવજાન અને ત્બએષ બેઉ મળેલી હાલતમાં છે. ના, જીવજાન ગવ આ 'ત્બએષ'નેબી સાથે રાખીને તેને પોતાની લેહમાં લાવવા માંગે છે. **ત્યારે શરીરના અનુએ અનુમાં જીવ છે તેમ ત્બએષ છે. જીવથી સુંદરતા છે, ત્બએષથી નાશ છે.** જ્યાં લગી જીવની તરફ ત્બએષ આકર્ષાયલો રહે છે, ત્યાં લગી શરીર જીવતું રહી શકે છે, અને તે શરીર ગવનો પ્રભાવ તેમ ત્બએષના પ્રભાવો બેઉ દેખાડયા કરે છે. ગવના પ્રભાવથી તે ભલો છે, ત્બએષના પ્રભાવથી તે ભુંડો છે. ગવ જીવજાન ત્યારે કુદરતની સફેદ બાજુ છે અને ત્બએષ કુદરતની કાળી બાજુ છે. ત્યારે આપણાં શરીરમાંની દેખીતી રચના કે જે દુરથી સુંદર દેખાય છે પણ નઝદીક જવે જેમાંથી તે સુંદરતા કમી થતી જઇને એક વખતે નહિ ગમે તેવો પ્રકાર દેખાડે છે, તે શરીર જે મરણ આધીન છે, હવસ આધીન, શકવાળું છે, તે શરીર ત્બએષનું પરિણામ છે, જેને **વોહુન** કહે છે. અને તે શરીરમાં જે આકર્ષક ગતી છે, જે સુંદરતા છે, મનમોહીની છે, તે ગવનો પ્રભાવ છે. ત્યારે શરીરમાં–શરીર રચનામાં–તેના અનુએ અનુમાં આમ સુંદરતાની મનમોહીની–ગવ છે, તેમ તેથી ઉલટી ચીજ નામે ત્બએષ છે, જેઓ બેઉ મળેલાં સાથે રહેલાં, જોડાયલાં રહે છે. **આવી જોડાયલી હાલતને 'વોહુન' કહે છે.** એક ખુબસુરત ઓરતની ખુબસુરતી beauty અને એક મર્દની આકર્ષક ગતી ( handsomeness ) બેઉ દુરથી જે પ્રભાવ દેખાડે છે તે પ્રભાવ ગવનો છે. આ ગવનો પ્રભાવ તેના શરીરમાં રહેલો હોય છે તે આપણને આકર્ષે છે એટલે વોહુનમાં રહેલી **ગવ**ની અને વોહુન સાથે છુટી રહીને કામ કરતી શરીરમાંની **ગવ**ની તે નુમાયશ્ને છે. પણ જયારે તેઓની નઝદીક જઇએ છીએ ત્યારે તેઓમાંથી નહિ ઇચ્છવાજોગ પ્રવાહો બહાર પડે છે, જે ત્યારે કંઇક એવી વસ્તુ છે, કે જે પેલી આકર્ષીક ગતી **ગવથી તદ્દનજ જુદી પડે છે જો કે તે ગવની સાથેજ રહેલી છે.**

ત્યારે વોહુન અને ગવ જડ તનના મુળ તત્વો છે, તેમાંનો વોહુન ખુદ 'રએથ્વ' એટલે રૂવાન સાથના દ્રવાઓનો કચરો અને ગવનો બનીને આકર્ષક થયો છે. આ વોહુનને પછી ગવની બીજી ગતી છુટી સાથે રહીને ચલાવે છે–એમ આકર્ષક ગતી તે ગવ છે જે વોહુનમાંની તેમ છુટી બેઉ રીતની હોય અને નહિ આકર્ષક ગતી તે પેલા દ્રવાઓના **રએથ્વની છે. રએથ્વના આ બીજી ચીજ જે ત્બએષ છે તે દ્રવાઓનું ફરઝંદ છે.** દ્રવાઓ કહેતાં કંઇક જાતની અજ્ઞાનતા અને તેનું ફરઝંદ કહેતાં તે દ્રવાઓ-માંથી જન્મેલી ચીજ–તે દ્રવાઓનો પ્રભાવ બહાર. પેલી બીજી પુન્યવંતી અને આકર્ષીક ચીજ નામે ગવ શરીરમાં રહેલા ચૈતન્યમાંથી આવે છે તેમ દાદા-રની બક્ષેશ તરીકેની છે. આમ ત્યારે ખુલ્લી રીતે જોતાંબી ઇનસાનમાં બે વસ્તુઓ છે, જેઓ જ્યાં લગી મલેલી છે ત્યાં લગી તે ઇનસાન જીવતો છે અને તેઓ જ્યારે એકમેકથી છુટી પડે છે ત્યારે તેનું મૃત્યુ થાય છે. ત્યારે ઇનસાન પોતે ગવ જીવજાનના તેમ ત્બએષ એટલે દ્રવાઓનાં મીશ્રણનો છે. ઇનસાનનું તન અનુઓનું બનેલું છે જેઓને વોહુન કહે છે, જે વોહુનમાં ત્યારે આ બેઉ હાલતો છે. ત્યારે એવી રીતે ઇનસા-નમાં ગવ અને દ્રવાઓ બેઉ મળેલી તેમ સાથે કામ કરી રહેલી હાલતમાં છે.

**ઇનસાનમાંની આ વસ્તુઓની ગાલેબ–મગલુબ થતી વર્ત્તણુકો અને તે વર્ત્તણુકનું ઉપયોગીપણું–કાર્યસાધકપણું અને આખ-રની મતલબ. ગવ અને ત્બએષના મેલાપમાં એક મીઝાન છે. મીઝાનની સમજ–ઉપયોગીતા. શરીરના અનુએ અનુને વોહુન કહે છે. વોહુનની સમજ. એક અષ-વનના અનુનો અને એક દુન્યવી માનવના અનુનો વોહુન અને તેવા તે તે વોહુન માહેલા મીઝાનનો ભેદ. મીઝાનના રહેવાથી ગવની હાલત.**

ત્યારે જીવતાં ઇનસાનમાંની કંઇબી બુરી વસ્તુઓમાં એટલે ઇનસાન-માંથી બહાર પડતી ચીજો જે વીચારરૂપથી તે જાતજાતના અણદીઠ પ્રવાહોથી તે છેક મળમુત્ર પરસેવાથી માંડીને છેક બુરા હવસો લગીની રહે છે, તે બહાર પડતી ચીજોમાં કે ખુદ તે ઇનસાનના ભાગોમાં એટલે ભાગોના અનુઓમાં એટલે વોહુનમાં તે બે વસ્તુઓનાં પ્રમાણો રહયાં છે, જેઓ એકબીજાની ઉપર ગાલેબ મગલુબ આવે છે જયારે બુરી વસ્તુ ભલી ઉપર ગાલેબ આવે ત્યારે તે વસ્તુ ઝહેરી બને છે, પણ જયારે ભલી વસ્તુ બુરી ઉપર ગાલેબ આવે ત્યારે ભલું ખાતર ઉજ્રુ થાય છે. વીચા-

રમાં જ્યારે ગવની ગતી પ્રબળ થાય છે ત્યારે પરદુખભંજનનાં થવાય છે, અને જ્યારે દ્રવાઓની ગતી પેશ આવે છે ત્યારે સ્વાર્થી હવસી થવાય છે. એવી રીતે મળમુત્રમાં એક એવી ગરમી છે કે જેમાં ભલી ગતીને પાસ છે, તેમ તે મળમુત્રમાં નહિ ઇચ્છવાજોગ વસ્તુઓ છે જે હાનીકારક છે. **એવીજ રીતે હવસોના બુરા હોમલાઓમાંબી એક એવું મધ્ય છે કે જે મધ્ય એક દીનબી તે હવસોને સવાબમાં ફેરવશેજ.** એમ ત્યારે શરીરમાં બેપણું રાજ કરે છે, એટલે દુઇ છે જે મીઝાનમાં ચાલવે જીવતી છે, જેનું મીઝાન જવે ત્યાં મૃત્યુ જામે છે. એમ દુઇની ગતી આ ગેહાનમાં ચાલુ છે. ત્યારે જીવન ગતીમાં એટલે જીવતાં તનમાં ગાલેબ–મગલુબનો બનાવ બની રહે છે, જે એક જાતની રસાકસી છે. આ રસાકસીમાં ગવ એટલે જીવજાનની શકિત પેલા ત્બએ-ષની ઉપર ફાવીને પોતાનો કાબુ રાખી શકે છે. અનુએ અનુમાં આવો મામલો બની રહે છે. જ્યાં લગી અનુએ અનુમાંની રસાકસીમાં ગવ ફાવે છે, ત્યાં લગી તે અનુને વોહુન કહે છે, કેમકે ગવ તે ત્બએષને પોતાની આણુમાં રાખીને પોતાની વાસનામાં રાખીને આકર્ષક ગતી ઉભી કરે છે એટલે ત્બએષને પોતાની અંદર જોડી રાખવાની ગતી ટેકવી રાખે છે. **વોહુન ત્યારે તે હાલત છે કે જેમાં ગવની સાથે ત્બએષ બંધા-યલી રહે છે.** ગુનાહગારોનાં તનમાં એટલે તનના અનુએ અનુમાં ગવની ગતી સીરફ એટલા પુરતીજ તે ત્બએષ ઉપર ફાવી રહે છે, કે જેથી તે ગવ તે ત્બએષને પકડીને તેનો ભાર પોતે ખમી શકે છે એટલે ત્બએષને બુરાઇ કરવાની હદમાં રાખી શકે છે. ગોયા તે ત્બએષના હાથને પકડીને હદમાં ફરતા રાખી શકે છે. એમ ગવ હરહમેશ ત્બએષને રોકીને રાખતાં થાકી જયા કરે છે, એટલે ત્બએષનો ભાર ખમી રહે છે. **પણ એક અષવનના તનમાંની ગવ તો ત્બએષની ઉપર સંપુર્ણ કાબુ મેળવીને તે ત્બએષના મીજાઝને ફેરવી નાંખે છે. તે ત્બએષ પોતાની પાપી હાલતથી ખેરદસ્તર્દ હાલતથી વાકેફ થઇ જાય છે અને ગવ કે જેણીની તેની ઉપર સોખ્ખી આણ છે તેની સેપાસ કરી તે ગવનો નોકર બની 'ગવ'ને પોતાની પીઠ ઉપર રાખે છે, ગવના ઘોડા તરીકે થઇ રહે છે.** **દરેઘ આયુ** એટલે લાંબા કાળ લગી તે

ગવે તે ત્બએષનો ભાર ખમી ખમીને આખરે તે ત્બએષની મુકિત આણી છે તેનું જ્ઞાન તે ત્બએષને થવે તે ત્બએષમાંથી સ્વાર્થી ગતી નીરમુળ થઇ જઇને એહેશાનમંદીની ગતી ઉભી થાય છે. **આવાં તનની શરૂઆતી હાલતવાલાને દ્રેગુ કહે છે પણ સંપુર્ણ હાલતવાલાને અષવન કહે છે.** પણ પેલા ગુનાહગારના તનના વોહુનમાંની ત્બએષ તો ખેરદરતદ છે, તેની અકકલ ગુચવાએલી છે, માટે ગવ તો સીરફ તેને રોકી શકે છે. જ્યાં લગી તે ત્બએષને ગવ રોકીને પોતાની આણુમાં રાખી શકે છે—રાખી શકે તેટલો કાબુ લાવી શકે છે, ત્યાં લગી તે ત્બએષ ગવની સાથે પકડાયલી રહે છે, ગવની પીઠ ઉપર ભાર રૂપ છે અને ત્યાં લગી તે અનુને વોહુન કહે છે. આમ ત્યારે ગવ અને ત્બએષનો મેલાપ, ગવના ત્બએષની ઉપરના કાબુના મીઝાન ઉપર રહેલો છે. જ્યારે આ મીઝાન ગવની પાસેથી છુટી જાય છે ત્યારે ત્બએષ ગવની ઉપર ફાવીને ગવથી છુટો થઇ જાય છે. આવી છુટી થએલી હાલતથી 'વોહુન'નો નાશ થાય છે. આમ ત્યારે જીવતી હાલતમાં ગવ અમુક મીઝાનની શકિત રાખી શકે છે, કે જેથી ત્બએષને કાબુમાં રાખી શકે અને તેટલાં મીઝાનમાં ત્બએષને પોતાની સાથે બાંધેલો રાખે છે. જ્યારે ત્બએષ ગવના તે મીઝાન કરતાં વધુ જોરેમંદ થાય યા ગવ પોતાનાં તે મીઝાનથી નબળી થાય, ત્યારે ગવ અને ત્બએષ છુટાં થઇ જાય છે. આમ ત્યારે જીવતી હાલતમાં ગવ અને ત્બએષના મેલાપનો મીઝાન રહેલો છે. આ મીઝાન એક શકિત છે જે વોહુનમાંની ગવને વોહુનની બહારની પણ વોહુન સાથે કામ કરતી ગવની તરફથી મળેલી છે—મળી રહે છે. પણ જ્યારે શરીરના અનુએ અનુમાંનો મીઝાન, એટલે વોહુનની અંદર રહેલો ગવ અને ત્બએષનો મળેલો પ્રભાવનો મીઝાન તુટી જાય છે, ત્યારે ગવના પંજામાંથી ત્બએષ છટકી જાય છે અને મૃત્યુ થાય છે. મૃત્યુ ત્યારે તે હાલત છે કે જેમાં વોહુનની હાલત રહેતી નથી એટલે ગવના કાબુની હાલત રહેતી નથી પણ ત્બએષના ગવની ઉપરના કાબુની હાલત શરૂ થાય છે, ગવ ગોયા વોહુનના દોરમાંથી નાહસી જાય છે. નાહસતી ગવના ભાગને ત્બએષ ઘેરી લે છે. પણ વોહુનની સાથે બહારથી રહેલી અને વોહુનના પતમાનને ટેકવતી ગવ તો કેહપ સાથે બહાર નીકલી જાય છે.

જીવતાં શરીરને વોહુન કહે છે. વોહુનની બનાવટનું પૃથકરણ
તેમાં ગવ અને ત્બએષ સફેદ અને કાળી બાજુને જોડનાર
પતમાન. પતમાનનો રાખનાર કાઝી ઉલ તબે કે જેને
અવસ્તામાં "પચાસ દારની વાષિ" કહે છે; મીઝાનનો
પ્રભાવ અને કાર; ગવ અને કાઝી હરહમેશના છે; વોહુ-
નની રચના ક્ષણભંગુર છે. ત્બએષબો નાશને પાત્ર
છે. વોહુનનાં જીવતાં શરીરનું કાર physiology
દોરાનરૂપમાં–દોરાનોની જાત પૃથકરણ અને પ્રભાવ:
દોરાનનું થવું મીઝાનથી, મીઝાનનું ખોરવાવું–
તેથી થતી વ્યાધીઓ અને મોહુત. જીવતાં શરી-
રનો ભેદ ગવ, મીઝાન, કાઝીની ઉપર. જીવતાં
શરીરમાં તેઓને મદદ કરનાર તરીકત;
ગુજર્યા પછી મદદ કરનાર યસ્ન. મહોત
કમોત: જીવતાં શરીરનો રોશનફેલ, ગુજર
નાર શરીરનો રોશનફેલ ફરઝંદના ફેલમાં
રહે છે જેને ફુરઝ કહે છે. મહોતનો ટુંક
ભેદ વોહુનના dissolution પીગલી
જવામાં, જેથી સફેદ બાજુ અને
કાળી જેઓ જીવતાં શરીરમાં બંધા-
યલી છે તે છુટી પડે છે. વોહુનની
છુટી થયલી કાળી બાજુનું ફર-
ઝંદ દુજે–નસુ. તે દુજનો
હોમલો ગવની સફેદ બાજુ
ઉપર જેને મદદ કરવાની
યસ્ન.

આ મીઝાન પ્રમાણે ત્યારે જીવતાં શરીરમાં દોરાનો ફ્રરી રહે છે. દરેક દોરાનોમાં ભલી ગતી એટલે ગવની ગતીનું ઉપરીપણું રહે છે જેના તાબામાં રહીનેજ ત્બએષ પોતાના અરથવ્ય ચક્રમાં એટલે ઉપર નીચે જતા, હવસોમાં ડોળાતા ચક્રમાં ફ્રરી શકે છે. પણ મરણ વખતે તે મીઝાન છુટી જાય છે, અને ત્બએષની ગતી જડ મુરદાળ તનમાં વ્યાપે છે, અને ગવની ભલી ગતી જે વોહુનની સાથે પણ બહારથી રહીને વોહુનમાંની ગવને પતમાનનું જોર આપી ટેકવતી હતી તે ગવ કહેતાં જીવની ભલી પરદુખ-ભંજની ગતી બહાર પડે છે અને છુટા થતા પીગલી જતા વોહુનમાંની

ગવની ભલી ગતી મુરદાર તનમાંની બુરી કુદરતના પંજામાં ગરમી તરીકે સપડાઇ જાય છે. જીવતાં તનના વોહુનમાં કુદરતે જે મીઝાન રાખેલું છે તેવી કંઇક જાતનું મીઝાન કુદરતને પછીથી મૃત્યુ વખતે એટલે તે મીઝાન જ્યારે ખોરવાય છે ત્યારે ફરીથી રાખવું પડે છે. કુદરત તે મીઝાનને લાવશે, પણ મૃત્યુ વખતના કુદરતનાં તે મીઝાન લાવવાનાં કામમાં ઇનસાનનો ફેલ કામે આવે છે, કે જેની ઉપર ધારમીક રૂઢીઓના પાઠોનો અમલો ઉભો થયો છે.

જીવતાં તનમાં ત્યારે દેખીતા દોરાનોથી એટલે લોહી કાઇલ, લીમ્ફ વીગેરેના દોરાનોથી અણદીઠ દોરાનો થઇ રહયા છે. અણદીઠમાં અણદીઠ દોર વીચારનો છે. દેખીતો મુળ દોર લોહીનાં ફરવાનો શ્વાસોશ્વાસનો તેમ સ્નાયુઓની અંદરનો છે. આ બધાઓમાં જે દોરો વયુના છે તેને '**રી**' કહે છે. **આ દરેક દોરનું મધ્ય તો ગવજ છે, પણ તે દોરનો એતરાફ–ગોલાન પેલી ત્બએષથી છે.** ગવનું મધ્ય તે એતરાફને ચોકસ હદમાં પકડી રાખ્યા કરે છે. ત્બએષનો આ દોર '**રથવ્ય**' નથી એટલે રતુના કહયાસરનો દાદારના હોકમ મુજબનો નથી, માટે તેને **અરથવ્ય ચક્ર** કહે છે. આમ ત્બએષનો દોર ગવનાં મધ્ય મરકઝના તાબામાં રહે છે. આવા દોરને ગવ પકડી રાખે છે તે પકડવાની ગતીને મીઝાન કહે છે, જે મિઝાન તે વોહુનમાંની ગવનું છે અને તે વોહુનની સાથે પણ બહારથી રહેલી ગવ મારફતે તેને મળે છે–મલ્યા કરે છે. જ્યારે ત્બએષ ખુબ જોશથી દોર ચલાવીને દોડે છે, ત્યારે ગવનું મરકઝ તેને પકડતાં જરાક થાકે છે એટલે તે મીઝાન જરા ખોરવાય છે. આ વખતે હવસોની લાગણી ઉભી થાય છે. પણ કુદરતે હવસોનો ઉભરો કીધો છે, કે જેથી હવસો ઉભરાઇને ધોળાઇ જઇને શાંત પડે છે, જે પછી ગવનું પતમાન ખોરવાતું અટકે છે. આમ દરેકે દરેક અનુએ અનુમાં એટલે વોહુનમાં દોરાનો થઇ રહે છે. જ્યાં લગી જીવ છે એટલે વોહુનની સાથે પણ બહાર કામ કરતી ગવ છે, અને જ્યાં લગી વોહુન છે, ત્યાં લગી આવા દોરાનો છે કે જેઓનું મધ્ય ગવ છે અને ગવ પોતાનાં મીઝાનથી તે દોરાનોની અરથવ્ય ગતીને હદમાં રાખે છે. જ્યારે ગવ તે લગામને છોડી દે છે ત્યારે મોટો અકસ્માત થાય છે, જેને મૃત્યુ કહે છે. શરીરમાં ત્યારે મીઝાન મુળ ચીજ છે.

મીઝાન જ્યારે અમુક રીતે ખોરવાય છે ત્યારે હવસો ઉભા થાય છે. મીઝાન જ્યારે હદની ઉપર ખોરવાઇ જવાની શરૂઆત કરે છે ત્યારે દુખ દરદો થાય છે. આ મીઝાન કે જે વોહુનની સાથે પણ બહારથી રહીને કામ

કરતી ગવનું જોર છે તેની ઉપર તકેદારી નેગાહબાની રાખનારને **'કાઝી ઉલ તબે'** કહે છે. મીઝાન જ્યારે તદ્દનજ ખોરવાય છે ત્યારે મૃત્યુ થાય છે, અને 'કાઝી ઉલ તબે' ગવ કે જે વોહુનની સાથે પણ બહારથી રહેલી છે તે ગવ કુદરતની સાથે તે મીઝાનને લઇને બહાર પડે છે અને બહાર આવીને તે મીઝાનને ફરીથી ગોઠવે છે. 'કાઝી ઉલ તબે'ને આ મીઝાનનાં ગોઠવવામાં મદદ કરવાની છે. જીવતાં જીવત કે જ્યારે તે કાઝીઉલતબે શરીરમાં છે અને તે મીઝાનને શરીરમાં રાખે છે, ત્યારે તે કાઝીને મદદ કરવા માટે તરીકતો આપેલી છે, કે જેથી જીવજાન અને જોરાને જાન ઉભા થાય છે, ખરાં મૃત્યુની ખુશાળી ઉભી થવા પામે છે. જો તે કાઝીને તે મીઝાન રાખવામાં મદદ નહિ આપીએ તો પછી હવસોના ઉછાળાઓથી કમોહત ઉભુ થઇને મહોતની બીહીક વ્યાપે છે. જ્યારે મોહત કમોત થાય છે ત્યારે કાઝી ઉલ તબે મીઝાન સાથે એટલે વોહુનની બહાર રહીને કામ કરતી ગવ સાથે બહાર પડીને નવી થયલી હાલતનાં પ્રમાણુ પ્રમાણે નવું મીઝાન ઉભું કરે છે. આ નવા મીઝાનને મદદ કરવા માટે ગુજરતી વખતની બધી સામગ્રીઓ ઉભી થઇ છે. કાઝી ઉલ કુદરતને અવસ્તામાં **વાસિમચા પંચાસ દવારામ** તરીકે ઓળખે છે.

ઉપર જોયું કે જીવતી હાલતમાં કાઝી ઉલ તબેને મીઝાન રાખવામાં મદદ નહિ કરી હવસો પાપો ઉભા કરી કમોતના મૃત્યુની બીહીક ઉભી કરે છે, તેમ મરણુ પછીથી કાઝી ઉલ તબેને નવું મીઝાન ઉભું કરવા માટે મદદ કરવા જો તે મરનારનાં ફરઝંદની ફર્ઝ જો નહિ ઉભી થાય, તો તે મરનારને માટે પેલા કમોતની બાહીકથાણી વધુ બુરો મામલો ઉભો થાય છે, જેને **'દોઝખમાં બળવું'** એમ અલંકારમાં કહયું છે.

**ત્યારે જીવતી હાલતમાં તરીકત પાળીને કાઝી ઉલ તબેને તે જીવનનું મીઝાન રાખવામાં મદદ કરવાની છે.** તેનામાં ફેલ રહયો છે. તે ફેલને ભલે માર્ગે દોરવીને તે તેમ કરી શકે છે. **મૃત્યુ પછીથી તે મરનારનું જીવતું શરીર નથી માટે ફેલ નથી, પણ તે પછીથી તે મરનારના સંબંધનું તેનાં ફરઝંદનો ફેલ** કે જેને ફર્ઝ કહે છે તે ફર્ઝની જુમેદારી શરૂ થાય છે.

ત્યારે ઉપરની વ્યાખ્યાથી આપણે આટલું સીખ્ય કીધું કે જીવતી હાલતમાંનાં શરીરમાં જીવન છે અને સાથે સાથે જીવન ભંગ ગતી નામે ત્બએષ છે. શરીર અગણીત અનુઓનું બનેલું છે. માટે **અનુએ અનુમાં જીવન છે અને જીવ ભંગ ગતી નામે ત્બએષ છે,** જે બેઉને કુદ-

રતના કાઝીએ એટલે હદનઈનસાફની કુદરતે એટલે પચાસદારની વાસિએ એટલે વોહુનની બહાર રહેલી ગવ કે જે વોહુનની અંદરની ગવને ટેકવે છે તે ગવના સરદાર દાવરે ચોકસ મીઝાનમાં સાથે આકર્ષીને રાખેલા છે. આવાં શરીરને વોહુનનું શરીર કહે છે કે જે વોહુનમાં ત્યારે ગવ અને ત્બએષની ઉસુલ દ્રવાઓ મીઝાનમાં છે. ગવ જીવ જાન અને તેના રાખનાર કાઝી એ તે દ્રવાઓને પોતામાંની ગવ પુરી પાડી–તે ગવની સહનશીલતાવાળી પરદુખભંજનની ગતીના અને ખુબસુરતીવાળા ખેંચાણથી આકર્ષેલા રાખીને દ્રવાઓને તે પોતા સાથની ગવનું દુધ પીતો કીધેલો છે, જે હાલતને '**વોહુન**'ની હાલત કહે છે.

જ્યારે શરીરની એટલે વોહુનની હાલતમાંનો તે દ્રવાઓ કે જે ગવનું દુધ પીને ગવની વાસ્નાનો થઇ રહયો છે, તે જ્યારે ગવનું તે દુધને પીતો બંધ પડે છે કે તુરતજ તેનામાંથી ગવની વાસ્ના છુટી થઇ જાય છે. તે વોહુનની હાલત વેરવીખેર થઇ છુટી થઇ પીગલી જાય છે, ગવ અને દ્રવાઓ બેઉ છુટા પડે છે, તેઓ વચ્ચેનું આકર્ષણુ જે વોહુનની બહાર રહેલી ગવથી હતું તે અને કાઝીની તકેદારી હેઠળ હતું તે તુટી જાય છે અને દ્રવાઓ અહીરીમનની ગતીથી પોખાઇને દુજે–નસુ તરીકે નવો ઘાટ લે છે અને પેલી વોહુનની બહાર રહેલી '**ગવ**'નો કાઝી પેલા પતમાન લઇ એટલે પેલી બહાર રહેલી ગવને લઇને બહાર પડે છે પણુ વોહુનમાં રએથ્વ સાથે જોડાયલી ગવ તો તે મુરદાર તનના તે દુજે–નસુના ઘેરામાં સપડાઇ જાય છે. જ્યાં લગી તે કાઝી કે જે હદનઇનસાફનો સાહેબ છે, મહેર રસ્નુ અને આરમઇતીનો ગુમાસ્તો છે, તે કાઝી પેલી દુજે–નસુથી સપડાયલી ગવને એટલે વોહુનમાંની ગવને પાછો મેલવી શકતો નથી ત્યાં લગી તે કાઝી નવો પતમાન કે જે ગુજરનાર માટે થવાનો છે તે પતમાનને ઉભો કરી શકતો નથી. તે કાઝીને તેમ કરતાં જે વીલંબ લાગે છે તેનું પ્રમાણુ તે ગુજરનારની જીવતી જીંદગીની થયલી કરણીની જાત–સ્વભાવ ઉપર છે.

**જીવતાં શરીર નામે વોહુનમાં દ્રવાઓની કાળી બાજુ જે તે વોહુનમાંની ગવ સફેદ બાજુથી બંધાઇ ગઇ છે જેથીજ જીવતું તન ચાલુ છે તે બેઉ બાજુઓનું જુદું પડવું મોહત વખતે: કાળી બાજુનો હલ્લો સફેદ-બાજુ ઉપર: સફેદ બાજુ જે અણદીઠ શરીર કેહર્પમાં છે અને પચાસ દારની વાસિ તરીકે બહાર પડીને જડ તનને અજદ મારફતે ઉભું કરે છે તે સફેદ બાજુનાં મુરદાર તનને છોડીને બહાર જવું-પણ વોહુનમાંની ગવ સાથની સફેદ બાજુનું મુરદાર તનમાં કાળી બાજુથી ઘેરાઇ જવું. તેના છુટકારામાં મદદ કરવાની યસ્ન તે પેગામ્બરની બક્ષેશ: તેનો હક બસ્તે-કુસ્તીઆનોને દએન ઉપરના એતેકાદને જોરે- તે બધાનો ખ્યાલ. વોહુનમાંની તે બે કાળી અને સફેદ બાજુની ઉસુલ જાત-સેફ્રાત શું છે તેનો ખ્યાલ.**

પણ તે કુદરતના મહાન સાહેબે જગતમાં ફ્રશો-કેરેતીને જમાવવાને માટે પેગમ્બરને મોકલેલા છે, જેવણ યઝતી દરજ્જાના હોવે યઝતી લક્ષણ જાહેર કરીને પરદુખભંજની થઇને દીનનાં ફરમાનોને જાહેર કરે છે, જેમાં તેવણ પોતાનું સવાબ તે ગુજરનારને આપે છે. એટલે મરતી વખતની રૂઢીઓ એવી બતાવેલી છે કે જો તે ઇનસાને પેગામ્બર ઉપર બેગુમાન રહીને પોતાની પુસ્તમાંથી ઇમાનદાર ફરઝંદને કાઢયું હોય, તો તે ફરઝંદ પેગામ્બરની તે રૂઢીઓના પુન્યને જોરે એટલે મરણ વખતની ક્રીયાઓને જોરે તે બહાર પડેલા કાઝીને, તે મુરદાર તનમાંના ફસી પડેલી ગવને પાછી મેલવવામાં અમુલ્ય મદદ આપે છે. કાઝી ઉલ તબેને જે કામ કરતાં તે ગુજરનારના પાપ પુન્યના હીસાબે એક વર્ષ થતું હોય, તો તે ગુજરનારના ગમે તેવા પાપી હોવા છતાંબી યા ગમે તેવા પુન્યવંતા હોવા છતાંબી પેગામ્બરની દીન ઉપર એતેકાદ રાખવાનાં પુન્યનાં ખાસ બળથી તે કામ નવ ગણું સરળ થઇ જવા પામે છે. ગુનાહગાર કે સવાબકાર ઇનસાનો જેઓએ એતેકાદનું સબળ રાખેલું હોય છે તેઓને તેઓના ગુનાહ કે સવાબના હિસાબથી નવ ગણુ યા નવના નવ ગુણાકારના

પ્રમાણનું પુન્ય હાંસલ થઇને તે કાઝીને તે કામમાં મદદ મળે છે તેનો ક્રમ ખુદ કુદરતના હદ અને ઇનસાફ ઉપર ગોઠવાયલો છે.

આ ઉપરનો ટુંક ચીતાર અનુભવની અંદર મોટે ભાગે આવે છે. આ બધા ઉપરથી આટલું દેખાય છે કે શરીર બેશુમાર અનુઓનું બનેલું છે, અને જીવતા અનુએ અનુમાં જીવજાન ગવ એટલે પરમાર્થી ગતી અને ત્બએષ એટલે સ્વાર્થી હવસી–પાપોવાલી ગતી અણદીઠ શરીર નામે કેહપ‌ર્માની કુદરતમાંના અમુક ભાગ નામે પચાસ દારની વાસી સાથની ગવને જોરે બંધાયલી અને દોરાનો રૂપમાં કામ કરતી રહેલી છે. ગવ એટલે જીવજાન અને તેને ચલાવનાર કાઝી–પચાસદારની વાસિ જે કેહપ‌ર્માંથી બહાર પડે છે તે અને તેની શકિત પતમાન તો દાદારે આપેલા છે. પણ આ ત્બએષ કે જે નાશવંત છે, પાપ કરાવનાર છે, સ્વાર્થી છે, જે મોહત વખતે દુજે–નસુ થાય છે, કે જે જીવતી જીંદગીમાં ગવથી બંધાવે ગવની વાસ્ના લઇને ઇશ્કમાં આવીને ગેરકાયદેનું ખેંચાણ નામે હવસો કરે છે, તે ત્બએષ કોણ છે, કયાંથી આવ્યો તે જોવું જોઇએ. શરીરમાંના અનુએ અનુમાંનો આ ત્બએષ જે ગવથી આકર્ષાયો છે તે ત્બએષની કામ કરતી ગતીઓ દ્રવાઓમાંથી છે એટલે તન પોતે જીવ અને દ્રવાઓનાં મીશ્રણનું છે. જીવ એટલે અમર ગતી જે પોતે ભાર ખમીને પોતા જેવા તે બીજાને કરવા માંગે છે તે. જીવ ત્યારે પરદુખભંજની છે. દ્રવાઓમાં અજ્ઞાનતાની ગતી છે. તેમાં પોતાનું જોવાની અને પારકાનું પોતે લઇ લેવાની એટલે સ્વાર્થી ગતી છે, જે ત્યારે ગવની જાત જે પરદુખભંજની માટે દાદારના કહયાસરની એટલે જ્ઞાનવાળી છે તેથી જુદી એટલે તેવાં જ્ઞાનની કોતાહીની છે, જેથીજ તેને **દ્રવાઓ=છેતરાઇ રહેલો** કહયો છે. એમ દ્રવાઓમાં સ્વાર્થનું જ્ઞાન ચાલુ છે પણ પરમાર્થનાં જ્ઞાનની કોતાહી છે. જયારે તે દ્રવાઓમાં તે પરમાર્થના જ્ઞાનની કોટાહી રહેશે નહિ, ત્યારે તે દ્રવાઓ ગવની ગતીનો **થશે. તે દ્રવાઓને ત્યારે ગવ પોતાની સાથે રાખીને પોતા જેવો કરવા માંગે છે. એવી મતલબેજ જીંદગી ચાલુ થઇ છે, દાદારે ચાલુ કીધી છે.** ત્યારે દ્રવાઓના ગવની વાસ્નામાં રાખી રાખીને ગવ જેવો કરવાના પ્રયોગ લાવતાં આજનું શરીર ઉભું થયું છે.

## ત્બએષનું કારણ: તેની ઉત્પત્તીની તેહકીક: સૃષ્ટીની શરૂઆતનું ગુહય બ્યાન કે જે વખતે સામસામા બે નુરો ઉરવ અને બઓદ ઉભા થાય છે, જેઓની સાથેજ દ્રવાઓ છે, તેની તેહકીક. યવએચ અને તેના સાત જરવાને અકરનેનો ખ્યાલ. 'પરા'ના ભુતના ભુતકાળની શરૂઆત, જે માહેલી વીગતો.

પણ સવાલ ઉઠે છે કે આ દ્રવાઓ આવ્યો કયાંથી? આ સવાલ ઘણો બીકત છે, અને તેની હકીકત ઘણીજ દુરલભ છે, જે **નીકીઝનાં** દફતરોમાં છે. આ સવાલ આપણને સૃષ્ટી રચનાની શરૂઆતના બનાવોનાં બ્યાન ઉપર લઇ જાય છે. આનો ટુંક ખ્યાલ હયાં આપવો ઠીક પડશે, કેમકે તે વગર દ્રવાઓ કે જેની ગતીમાંથી ત્બએષ છે તે ગવની સાથે વણાઇને તનરૂપ થયો છે તેના ભેદની સમજ આવશે નહી. આ ભેદ વગર જરથોસ્તી દર્શન બરાબર સમજ પડે એમ નથી.

**'યવએચ યવએતાએતે'** એટલે સાત ઝરવાને અકરનેનો એક દોર. આવા અગણીતના **અગણીત 'યવએચ'**નો સાહેબ તે **અહૂ** છે. એક ઝરવાને અકરનેને endless time કહે છે કે જેનો શુમાર human conception માં આવે નહિ, તો આવા સાત જરવાનના જુમલા નામે **'યવએચ'**નો અને એવા અગણીત યવએચને માટે તે સાહેબ અહૂનો ખ્યાલ આવેજ કયાંથી? એમ છે માટેજ અવસ્તામાં તે સાહેબને **'અહૂ'** એટલે **'અહુ'**='તે કોઇ છે' તે બતાવીને કહે છે. તે કોણ છે, કયાંથી આવ્યો, તે '**હુદાઓંઘહ**'ની મહા ડહાપણની ગતીના કોઇનેબી સમજ પડે નહિ, પણ તેની સમજ લેવા માટે તો તે અહૂમાં મર્જ થઇને 'અસુના'ની એટલે ભાનની પુર્વની અનંત ઉંઘની અનામાંથ્વાઓની હાલતે જવું જોઇએ. આવો **અહૂ** ત્યારે એક યવએચની પહેનાઇને કાઢીને જગતને ઉભું કરીને પોતામાં લય કરી નાખે છે. એક યવએચમાં જગત એમ લય થઇ ગયું કે પછી બીજો શરૂ થશે. એમ અગણીત યવએચ થઇ ગયા અને અગણીત થશે. આજે આપણે એક યવએચના સાત કાળોમાંના ચોથા ઝરવાને અકરનેમાં છીએ અને પાંચમો પુરો કરીશું એટલે રૂવાનનો ફ્રશો-ગર્દ થશે, કે પછી છઠ્ઠો ઝરવાને અકરને બઓદનો ફ્રશો-ગર્દ થઇને છેલ્લે સાતમો ઝરવાને અકરને થઇને ફ્રવષીરૂપ બધું થઇને અહૂમાં મર્જ થઇ જવાશે. એમ સૃષ્ટી લય થશે અને પછીથી પાછી જન્મીને એક **યવએચ**માં દોડશે. ત્યારે એક **'યવએચ'**ના પહેલા

'પરા'ના કાળમાં કયા **"મજે યાઓંધહો"**=મોટા બનાવો થયા તે જોવું જોઇએ. ટુંકમાં એમ કહીને સંતોષ પકડીશું કે તે અહૂ પોતાના અનંત દરયામાંના એક ટીપાંના એક અજબ અંશે વહેંચાઇને એક યવએ-ચની પહેનાઇને કાઢીને પાંથરીને એક દોર કીધો, જેને **ખાઓ અક્રજયમ્ન** કહે છે, જે તે અહૂનો ફેરાવો થયો, અહૂનું અંગ થયું, આસમાન થયું.

આ ફેરાવામાં સૃષ્ટી થશે. પહેલા કાળમાં અહૂએ આખા—અક્રજયમ્નની ઉપર પોતાનો વઇર્ય ચલાવીને બગાનો નામે અહુનવઇર્ય અને પઓઇર્ય ક્રવષી કાઢીને તે બેઉ અહુનવઇર્ય ક્રવષીના મેલાપથી સ્તોત યસ્નનું ઇંડું ઉભુ કીધું. **આ સ્તોત યસ્ન તે છે કે જે સૃષ્ટીનો ગર્ભ રાખે છે.** આ સ્તોત યસ્નને ક્રવષીએ પોખ્યું એટલે અમુક ગુહ્ય કારણે તેમાંથી બઓદ અને ઉર્વની જોડ નીકલી. આ જોડ જે સ્તોત યસ્નમાં મળેલી અદુઇની હતી તે છુટી પડી. સામ સામેની કાંય થઇ તે સવાલ દુર્લભ છે અને નીકીઝના છે, તે હાલે છોડી દઇશું. ટુંકમાં એ થયું કે **તે એક યવએચને ઉભા કરનાર અહૂ નામે મજદા અહૂરાએ** સ્તોત યસ્નનાં ઈંડાંમાંથી બઓદ અને ઉર્વની જોડ કાઢી. આ બઓદ તે અહૂની ઉપર ફીદા હતી; પણ આ ઉર્વમાં કઇક કચાસ—દ્રવાઓ હતો, માટે તેનામાં 'હુવીઅત' હતી એટલે અહૂ જેવો હું છું એમ ધારવાની ગરૂરી હતી. આ હુવીને અવસ્તામાં **'રઐથ્વ'** તરીકેથી ઓળખે છે. પેલી બઓદ તો દાદારના કહ્યાસરની હતી. પણ આ ઉરવાન કે જેમાં દ્રવાઓ—અજ્ઞાનતા હતી, જેમાં અવીશ્વાસ હતો, તેણે અહૂની સામે થઇને અક્રષીમંત ગાત્વનો ભેદ ઉભો કીધો. આ બાબદને છોડી દઇશું, અને કહીશું કે આવી ગાત્ર કે જેમાં રૂવાન અને તેના દ્રવાઓનું એકલું ચલણુ હતું, તેઓની કાળી કુદરત હતી—નામે દ્રવાઓ દ્રઓમન અને દ્રવાઓ અએષ કે જેમાં inertia 'ચલ'ની ગતી વગરની હાલતનો ભેદ હતો, જેમાં દરક જરવાન હતો નહિ, તેની તે ગાતુ અને તેની તે કાળી કુદરત નામે દ્રવાઓ દ્રઓમનનો અમુક સંજોગોમાં નાશ થયો. નાશ થયો એટલે દ્રવાઓની અક્રતત કુષીની ગતી અક્રષીમંત ગતી નામે inertia 'ચલ'ની ગતી વગરની હાલત ગઇ અને તેને બદલે જરવાન ગતી વ્યાપી, જેને અવસ્તામાં **'મજદા આપ'** કહે છે. ત્યારે હવે જે જગત થયું, જે પેલી ખાઓ અક્રજયમ્નમાંજ હતું, તેને **'મજદ આપ'**નું જગત એટલે ખેંચાણવાળું જગત કહે છે. અગાઉનુ અક્રષીમંત ગાતુનું જગત હવે ગયું. આવા મજદ આપનાં જગતમાં પેલાં બે નુરો નામે **બઓદ અને ઉરવાન** હતાં. પણ આ વખતે આ ઉરવનમાંનો દ્રવાઓ

કે જે અક્રૂષીમંત ગતીનો inertiaની ગતીનો હતો તે જરવાનની ગતીથી કુહેતા ઇસ્કની ગતીથી એક જાતની માયાથી બંધાયો. આવી જરવાનની ગતી તે દ્રવાઓમાં આવવે તે દ્રવાઓ પોતાનાં રૂવાન તરફ આકર્ષાયો, તેમ પોતાની ખુદી તરફ આકર્ષાયો, તેમ વળી પેલી બઓદ તરફ આકર્ષાયો. આમ આ મજદ આપની જગતમાં ઉર્વ અને બઓદ વચ્ચે ખેંચાણુ થયું, કે જે અક્રૂષીમંત ગાતુની જગત વખતે હતું નહિ. આ બધું પેલા પહેલા જરવાને અકરનેના કાળના એટલે 'પરા'ના કાળના એટલે ભુતના ભુતકાળના **'મજે યાઓંધ્હો'**=મોટા બનાવો છે.

**સૃષ્ટીની શરૂઆત પહેલાંનાં બે સામસામી ગતીનાં નુરો, કે જેઓની સાથે દ્રવાઓ છે: તેઓની જાતજાતની વર્ત્તણુકો. દ્રવાઓની જુદી જુદી ગતીઓ અને મુકિતનો ખ્યાલ, જેમાં યજતો ૩૩ અહુનો ખ્યાલ આવે છે તે ઉપર. મજદા અહુરા, અહુરા મજદા, યજતોનો ખ્યાલ. શ્યાવ સાથના, કેહર્પ સાથના રૂવાનવાળા અહુરા મજદાનો ખ્યાલ.**

૧. ત્યારે **'પરા'**ના કાળમાં એક વખત કે **જ્યારે સ્તોત યસ્ન**માંથી તે બે નુરો નીકલ્યાં તેઓ ખેંચાણુ વગરનાં હતાં. **બઓદ** તો સ્તોત યસ્નનાં ઇંડાંમાંથી બહાર નીકલી શકયું નહિ, જ્યારે **રૂવાને** નીકલીને **અક્રૂષીમંત** જગત કીધી.

૨. પછી આવું inertiaનું ગતી વગરનું જગત–**'ગાતુ–અક્રૂષીમંત'** ગયું અને **મજદ આપ**નું જગત ચાલુ થયું, કે જેમાં પેલું બઓદ સ્તોત યસ્નમાંથી બહાર પડીને પેલાં ઉરવાનની સાથે ખેંચાણુમાં આવ્યું, કેમકે ઉરવાનમાંનો દ્રવાઓબો ખેંચાણુમાં હતો. તે મહાન સાહેબ મજદા અહુરાએ આમ કરીને પછી આવી **મજદ આપ** કે જેમાં બઓદ–ઉર્વ દ્રવાઓની સાથે ખેંચાણુમાં છે તેવી 'મજદ આપ' ઉપર વધુ કરામત કીધી–વધુ આશીશો પાથર્યા.

૩. પેલાં ઉરવાન કે જેમાં દ્રવાઓ કે જેઓ બઓદની તરફ ગોયા ખેંચાણુમાં ઇસ્કમાં છે તેવાં ઉરવાનનો મુળ ભાગ પોતા સાથના દ્રવાઓની સાથે મલી ગયો, એટલે તે દ્રવાઓ પોતાની અજ્ઞાનતાનો કચરો, કે જેને **'રએથ્વ'** કહે છે, જેને **હુવી કહે** છે, તેને જ્ઞાનની રોશની નામે **રથ–રઓક્ષ**માં બદલીને રૂવાનમાં મર્જ થઇને, પછી તે બઓદનો પોતાને લગતો ભાગ જે કંઇ તેને માટે નીર્માણુ હતો તેની સાથે મળી ગયો.

આમ હવે ઉરવાનનો મુળ ભાગ દ્રવાઓના **રઓથ્વ**=કચરાને રયનો કરી રૂવાનમાં મલીને બઓદ સાથે બંધાઇ ગયો. આવું રૂવાન પછી તે એક **યવએચ**ના અહૂ નામે મજદા-અહુરાનું રૂવાન તરીકે થયું, કે જેને વૃદ્ધીએ પુગેલું એટલે **માંથ્ર-સ્પેન્તનું** રૂવાન કહે છે.

ત્યારે હવે પેલા અહૂ કે જેણે *ખાઓ અકૂજયમ્નની ઉપર અહુન-વર-ફ્રવષી-સ્તોત યસ્નને કાઢેલા હતા, કે જેઓ તે અહૂની આણુમાંજ હતા, અને પછી તે સ્તોત યસ્નમાંથી ઉપર કહેલા સામસામા બે તુરો કાઢેલાં હતાં, તે અહૂના તે ફ્રવષી-અહુનવર અને સ્તોત યસ્નની સાથે આ ઉપર કહેલું માંથ્ર-સ્પેન્તનું રૂવાન વસ્ત્રરૂપ વણાઇ જઇને તે અહૂ મજદા અહુરાનું વસ્ત્ર થયું, તે મજદા અહુરાની આસપાસ તેવણના કેહ-પંરૂપનું થયું. આમ પેલાં રૂવાનની સાથના દ્રવાઓના મુળ ભાગની સદ ગતી થઇ.

૪. પછી આ માંથ્ર-સ્પેન્તનાં રૂવાને પોતે અધીકાર લઇને તે રૂવાનનો બીજો ભાગ, કે જે **રઓથ્વ**વાળો હતો, જે માંહેલી અજ્ઞાનતા-દ્રવાઓની ગતી રયની થયલી નહિ, તે બીજા ભાગના રૂવાનના દ્રવાઓને પોતે તે અહૂની તરફથી કામ કરીને એટલે અહૂના આશીશો આપીને સુધાર્યો એટલે તે રૂવાનમાં તેઓનો દ્રવાઓ રયોમંદ થઇ રૂવાન જેવો થઇ મલીને તેને લગતી બઓદની સાથે મલ્યો. આમ જેઓ થયા તેઓને ૩૩ અમેશી અથવા ૩૩ અહુઓ કહે છે. આ બધાંઓ પેલાજ વસ્ત્રમાં વણાઇ ગયા, કે જે વસ્ત્રમાં ફ્રવષી-અહુનવર-સ્તોત યસ્ન અને માંથ્ર-સ્પેન્તનું રૂવાન વણાયલાં હતાં. આવી વણાત તે એક **યવએચ**ના અહૂ-મજદા અહુરાની આસપાસ વીટળાઇ.

૫. હજુર તે મુળ રૂવાનના અમુક ભાગમાં તે દ્રવાઓ હતો, કે જેનો **રઓથ્વ**=હુવીનો કચરો રંગાઇને રયવાળો થયલો નહિ. માટે હવે આ ૩૩ અહુ એટલે સાત અમશાસ્પંદો, બે દાત, યજતો, મીનો, દએ, ફ્રેરોખ નામની બધી યજતી શકિતઓ, કે જેઓ ૩૩ અહુમાં આવી જાય છે, તેઓએ દાદારનો અધીકાર લઇને બાકીનાં રૂવાનના રઓથ્વના કચરાને રંગવાનું શરૂ કીધું.

ટુંકમાં બાકીનાં રૂવાનોનો જે ભાગનો દ્રવાઓ પોતાના **રઓથ્વ**રૂપ

---

* ખાઓ અંકૂજયમ્નમાં મુળ ત્રણ શકિતઓ મળેલી હાલતમાં છે જેઓને આતરે ક્ષએતાન, નીરૂખદાત, યવએચ યવેતાએતે કરીને કહે છે.

કચરાની અજ્ઞાનતાને રયનાં જ્ઞાનમાં બદલી શકયો, તે પોતાને લગત તે રૂવાનમાં મલી જઇને તે રૂવાન સાથે એકરસ થયો, જેઓ પછી પોતાને લગતા બઓદની સાથે એક રંગના થઇને ઉભા. આમ જેઓ ઉંચ ગતીએ પુગ્યા તેઓને **૩૩ રતુ** કહે છે, જેઓ ત્યારે પેલા ૩૩ અહુની સાથે વસ્ત્રરૂપમાં વણાયા, અને પછી તે એક **યવએચ**નાં અહૂનાં વસ્ત્રમાં ઉમેરાયા. આમ ત્યારે તે અહૂ, કે જેણે ખાઓ અક્રજયમ્નની ઉપર એટલે આતરે શેદાન, નીરૂ ખદાત અને યવએચ યવેતાએતેના પરદાની ઉપર અહુનવર–ફ્રવષી–સ્તોત યસ્ન કાઢીને પોતાનાં વસ્ત્રરૂપનાં કીધેલાં, તે વસ્ત્રમાં માંથ્ર–સ્પેન્તનું રૂવાન–૩૩ અહુનાં રૂવાન–૩૩ રતુના રૂવાનો વણાયાં. આમ અહુએ પોતાના **યવએચ**=સાત ઝરવાને અકરનેની પહેનાઇવાળા અને નીરૂ ખદાત અને આતરે ક્ષએતાનની શકિતઓવાળા **ખાઓ–અક્રજયમ્ન**ને પોતાનો ફેરાવો કીધેલો હતો, તે ફેરાવાનું આ ઉપર કહેલું વસ્ત્ર (ફ્રવષી–અહુનવર–સ્તોત યસ્ન) બહારના ખોરાકરૂપનું કેહ્પ રૂપનું થઇ રહયું. આવી રીતે અહુરા મજદા ઉભા થયા, કે જેવણને કેહ્પ છે, જેવણનું રૂવાન છે, જેવણની બઓદ છે, જેવણના ફ્રવષી છે, જેવણનો અહુનવઇર્ય છે, એમ કહયું છે, તેની સમજ પડશે.

૬. હવે આપણે પાછા પેલા દ્રવાઓ સાથનાં ઉરવાનની ઉપર નજર કરીએ. હજુરણી તે મુળ રૂવાનનો અમુક ભાગ છે, કે જે માંહેલો દ્રવાઓ પોતાના **રએશ્ચ**રૂપ અંધકારને છોડીને રયરૂપમાં આવતો નથી. રૂવાનના તે અસલ ગોળાનો આ છેલ્લો ભાગ છે, કે જે હજુરણી સુધરીને આગલાં રૂવાનો માફક ‘અહુ–રતુ’ થઇને અહૂનાં વસ્ત્ર રૂપનો થયો નથી. આમ જયારે રૂવાનનો આ છેલ્લા ભાગનો દ્રવાઓ સુધર્યો નહિ, એટલે તે “**પરા**”નો કાળ તેને વધુ સુધારે એમ હતું નહિ, માટે તે કાળ પુરો થયો. આમ “**પરા**”ના કાળના “**મજે યાઓંઘહો**”=મોટા બનાવો થઇ રહયા, કે જેને માટે **ગાથા હા ૩૦–૨** માં ઇસારો છે.

## અહૂ અને એક યવએચનો સાત જરવાને અકરનેના કાળનો વીસ્તાર નામે ખાઓ અક્રજયમ્ન: તેમાંજ સૃષ્ટી થઇને લય થશે તેમજ સાત કાળો થશે: સાતમાંના પહેલાં ‘પરા’ના ભુતના ભુતકાળના મજે યાઓંઘહોનો છેલ્લો ઝલવો અને તેનું શુભ પરિણામ.

૭. હવે ત્યારે **યવએચ**ના સાત કાળનો એક કાળ ખતમ થવાની વકફી આવી, અને પછીનો બીજો જરવાને અકરને શરૂ થવાની તૈયારી

થઇ જેને ભુતકાળ, માઝીનો કાળ, **તરો** કાળ બુનદહેશ્નનો કાળ કહે છે.

ઉપર અહુરા મજદાની તસવ્વર લીધી. અહૂ કે જે એક **યવએચ**ના છે, જેવણે **યવએચ**ના સાત કાળોની પહેનાઇનો વીસ્તાર નામે **'ખાઓ અક્રજયમ્ન'** કાઢીને તે સાત કાળના વીસ્તારવાળા **ખાઓ અક્રજયમ્ન**ને પોતાનો ફેરાવો કીધો છે, અને તે ફેરાવામાં **બગાનો** નામે **ફ્રવષી**, અહુનવર, સ્તોત યસ્નને કાઢયા છે, જેઓ તે ફેરાવા કહેતાં આસ્માનનાં વસ્ત્રરૂપ છે, તેવણે પછી સ્તોત યસ્નમાંથી બે નુરો **બઓદ-ઉર્વ**ને કાઢયાં. ઉર્વમાં દ્રવાઓનો **રએથ્વ** હતો. તે બેઉ **પહેલાં** સામસામે હતા, આકર્ષાતાં હતાં નહિ. પછીથી અહૂએ પોતાના આશીશ નામે **માંથ્ર-સ્પેન્તથી** તેઓને આકર્ષાવ્યા. પછી વધુ આશીશોથી તે રૂવાનના દ્રવાઓને ત્રણ તબકકે સુધારી રૂવાનમાં મેળવી તેઓ સાથના બઓદ સાથે એક રંગ કરીને ઉપરના ખાઓ **અક્રજયમ્ન**નાં આસ્માન ઉપરના ફ્રવષી-અહુનવર-સ્તોત યસ્નની વણાતના વસ્ત્રમાં તેઓને વણ્યાં. એમ તે અસ્મ ઉપરનું વસ્ત્ર થયું, જે બધું ત્યારે અહૂનું વસ્ત્ર થયું. આવા વસ્ત્રરૂપ થયલા અહૂને અહુરા મજદા કહે છે.

૮. હવે આ અહૂરા મજદા એટલે પેલા અહૂના પેલા બધા બગો જેઓ અહૂનાકહયાસરના થઇ, **'હુમો મનંઘહો-હુમો વચંઘહો-હુમો શ્યઓથ્નાઓંઘહો'**ના થઇને અહૂના વસ્ત્ર તરીકેના થઇને એક થયા છે, તેવણ પેલા છેલ્લા બાકી રહેલા દ્રવાઓને સુધારવા માંગે છે. જેમ ઉપર અહૂએ માંથ્ર-સ્પેન્તના આશીશો ઉતાર્યા અને તેઓનો દ્રવાઓ ત્રણ તબકકે સુધર્યો, તેમ આ છેલ્લો દ્રવાઓ તે માંથ્ર-સ્પેન્તનાં એકલાં બળથી સુધરી શકયો નહિ, જેથી તે **'પરા'**નો કાળ કે જે માંથ્ર-સ્પેન્તનું એકલું બળ રાખતો તે વધુ કામનો હતો નહિ, માટે તે પુરો થઇને બીજો નવો છઠ્ઠો ભુતકાળ ઉભો થવાની ચલવલો શરૂ થઇ. છેલ્લા **'પરા'**ના કાળનો ઝલ્વો હવે બાતેન ગુપ્ત થવા લાગ્યો. **તે ઝલ્વાની રાૂમેશ્નીનો સાઝ ઘણોજ દીલપઝીર હતો. ત્યાં અહુનવર, ફ્રવષી અને સ્તોત યસ્નની વણાત નવ ઘેનાની માફક ફરી રહેલી હતી,** અને પેલો ત્રણે તબકકે સુધરેલો અને પોતાને લગતાં રૂવાનમાં મળેલો અને પોતાના બઓદ સાથે એક રંગ થયલો દ્રવાઓ, કે જે **'રએઇથ્વેઇતી'**ના ભેદે પુગેલો,-**રએથ્વ**=કચરાને શુદ્ધ કીધેલો થયલો કે જેઓને ૩૩ અહુ-રતુઓ કહે છે, તે બધી અમેશી-યજતી શકિતઓ પેલી નવ ઘેનાની સાથે તારોપુદ જેવી વણાયલી હતી એટલે

તે નવ ધેનાને તેઓ વરેલા હતા, અને તેઓ એમ વસ્ત્રરૂપ વણાઇને તારોપુદ થઇને 'જઓષાઇ'ના ભેદમાં, મીનાઇ ઇશ્કના ઝલવામાં રમી રહેલા હતા. આ બધું થયલું તેને "દામિ રપેન્ત" કહે છે. આવા પુરાનપુર ઝલ્વાની ઉપર અહૂના માંથ્ર-રપેન્તના આશીશો અહૂના ઉરવર-માંથી પડી રહેતા હતા, કે જે ઉરવરના શિતળ છાયા હેઠળ આવી મીનોઇ રામેશનીનો બહાર જામતો હતો, કે **જેને 'પરા'ના કાળનો બહાર કહે છે, જેને "પરા મઝે યાઓંઘહો'નો બહાર કહે છે.** આવો બહાર તે 'પરા'ના કાળનો હતો તે હવે ગુપ્ત થઇને નવા કાળનો બહાર જામવાનો વખત આવતો હતો.

૯. આવો બહાર જે તે ઉરવરના શિતળ છાયા હેડળ દામી રપેન્તમાં થયલો હતો, તે બહારને પેલા છેલ્લા રહી ગયલા દ્રવાઓ કે જે દામી રપેન્તની બહાર હતો એટલે જે આશીશોને માનીને સુધરતો નહિ, તેણે જોયો. આ નવ બહારના ખેંચાણુની માયાથી તે છેલ્લો દ્રવાઓ બંધાયો. તે દ્રવાઓ કે જે પેલાં છેલ્લાં રૂવાનની સાથે હતો તેણે હવે પેલી નવ ધેનાની સંગત માંગી એટલે પેલી ફ્રવષી-પેલો અહુનવઇર્ય-પેલા સ્તોત યસનની દોસ્તી માંગી. ત્યારે તે 'પરા'ના કાળે છેલ્લા છેલ્લા ખતમ થતા થતા આ છેલ્લા દએવને પોતાના મીનોઇ રામશ્નીનાં ઝલ્વાથી બાંધ્યો. તે દ્રવાઓ તે સાહેબને તાબે થયો, કે જે અત્યાર લગી તાબે હતો નહિ. હવે તે દ્રવાઓને માયા લાગી. **આ દ્રવાઓના રએથ્વને ધોવા હવે તે સાહેબે બુનદહેશનની ફેન ઉભી કીધી એટલે સૃષ્ટી રચના શરૂ કરાવી,** કે જેમાં તે દ્રવાઓને મોકલી તેની રએથ્વને તનોમંદ હાલતનું કરી તેનો ભોગવટો કરાવી તે મારફતે તે રએથ્વને ગવની કરીને રૂવાનમાં મર્જ કરાવવાની છે.

## 'પરા'ના કાળમાં થતાં મીનોઇ બે આસ્માનોનો ખ્યાલ અને ઉપયોગીપણું-સૃષ્ટીમાં થવાના તનોમંદ હાલતનાં બધાં રૂવાનોની ગણત્રી-તે ગણત્રી રાખતું સ્તરવાળું રેજીસ્ટર રાખનાર મીનોઈ અસ્મ નામે અનગ્ર રઓચ. બીજા કાળની શરૂઆતની ચલવલો નામે આ હસ્તી-નીસ્તીનું ચાલવું અને છેલ્લા દ્રવાઓ સાથનાં રૂવાનની પાંચ વર્ણોનું થવું.

૧૦. હવે દાદારે છઠ્ઠો કાળ પેલા ૩૩ અહુ અને ૩૩ રતુઓની પાસેથી શરૂ કરાવીને આ દ્રવાઓને માટે હસ્તી-નીસ્તીનાં આસ્માનો ઉભા

કરવાનો હોકમ આપ્યો. પણ આ હોકમ બજા લવાય માટે 'પરા'ના કાળના બનાવોમાંનો આસ્માનો અને ઉપરની વસ્ત્રરૂપ બનાવવાની વધુ વીગત જોઇએ.

ઉપર 'પરા'ના કાળનાં બ્યાનમાં કહયું છે કે અહૂએ સાત જરવાને અકરનેની પહેનાઇવાળા ખાઓ અક્રજયમ્નનાં અસ્મને પોતાના અંગ તરીકે કીધું, કે જેને '**ઉક્ષ્યબામ**' કહે છે. પછી કહયું કે તેમાં તે અહૂએ બગાનો નામે અહુનવર-ક્રવષી-સ્તોત યસ્ન કાઢી તેઓને વણીને તે અસ્મની ઉપર, તે પોતાના અંગની ઉપર વસ્ત્રરૂપ કીધા. પછી કહયું કે સ્તોત યસ્નમાંથી બે નુરો બઓદ અને દ્રવાઓ સાથનો ઉર્વ સામસામેના ઉભા થયા, જેઓને તે અહૂએ માંથ્ર-સ્પેન્તના આશીશોથી ત્રણ મરતબે સુધારીને વણીને પેલા અહુનવર-ક્રવષી-સ્તોત યસ્નની ત્રણાતમાં વણીને તેઓનેબી વસ્ત્રરૂપ કીધા હતા. આ વખતના તે ખાઓ અક્રજયમ્નનાં અસ્મને કે જેને પછીથી **ઉક્ષ્યબામીક** કહયું છે તેને હવે નવમું અહુનવરનું અસ્મબી કહે છે, કેમકે તે ઉક્ષ્યબામય ઉપર અહુનવર ક્રવષી સ્તોત યસ્નની વણાત વસ્ત્રરૂપની છે, જેઓ અહુનવરની મુનાદી ગાઇને શું શું થયું, શું શું થશે, તે થજો થઇ રહેજો **અએદુન બાદૂ-અથાને અંઘહુત્-યથા હવો વસત-અથ જમ્યાત્ યથ આફ્રીનામિ,** એમ ગાઇ રહે છે માટે તેને તે **વઈર્યની** મુનાદીના વરનું અસ્મ નામે અહુનવરનું અસ્મ અથવા નવમું અસ્મ કહે છે. વળી આ નવમાં અહુનવરનાં અસ્મમાં પેલા ત્રણ મરતબે સુધરેલા દ્રવાઓનાં રૂવાનોબી વણાયાં છે, માટે તે નવમાં અસ્મની અંદર તે રૂવાન અને દ્રવાઓની વણાતના જલ્વાનું અસ્મબી થયું કે જેને **અનઘ રઓચ** કહે છે એટલે અણહદ રોશનીનું ઠામ કહે છે. આવું નામ અર્થ સુચક છે, કેમકે ઉપર કહયું કે તે બે નુરો પહેલે સામસામે હતા, પછીથી તેઓ આકર્ષાયા. પછીથી તેઓ ત્રણ મરતબે વહેંચાઇને તારોપુદ થઇને ૩૩ અહુ-૩૩ રતુઓ થયા એટલે ૩૩ અમેષો થઇ, જેઓ નવ વર, ૨૭ વર અને ૭૨૯ વરનું વસ્ત્ર કરી રહે છે અને ૭૨ વરની અંદરથી બાકીના દ્રવાઓના ક્યાસને પુરા પડવાની મકદુર દેખાડી રહે છે. જે રૂવાનો સાથે હજુ દ્રવાઓ રહેલો છે જેને દએવ વિદાતુ કહે છે, જે ઉપર જોયું તેમ નવ ઘેનાના ઇરકમાં ખેંચાયો છે તેવા તે દ્રવાઓ વિદાતુવાળા રૂવાનમાં ૩૩ અહુ+૩૩ રતુએ માંથ્ર-સ્પેન્તના આશીશોને પોતાના ઉસ્તાનને જોરે ફેંકયા જેથી તે દ્રવાઓ વિદાતુ સાથના રૂવાનોની ઘણી ઉંચ જાત, તે માંથ્ર-સ્પેન્તના ફેંકાયલા આશીશોને જોરે અને તે અહુ+રતુના ઉસ્તાનને જોરે સ્તરરૂપની થઇ. ૩૩ અહુ+

૩૩ રતુઓએ ૭૨ વરના શ્યાવ થવાને જોરે તે છેલ્લા દ્રવાઓ સાથના રૂવાનમાંથી એવી રીતે અગણીત સ્તરો ઉભા કીધા જેઓ તે ૩૩ અહુ+૩૩ રતુના ૨૭+૭૨૯ વરમાં ચલકવા લાગ્યા, ચલકતા થયા. આમ તેઓ એટલે ૩૩ અહુ અને ૩૩ રતુ ૨૭ વર અને ૨૭×૨૭=૭૨૯ વર તરીકેના થયા, અને તે ૨૭ અને ૭૨૯ માંના દરેકમાં અગણીત સ્તરો—ચલકાટો થયા, જે સ્તરો ત્યારે તે તે બાકી રહેલા દએવ-વિદાતુ સાથના રૂવાન અને તે રૂવાન સાથના બઓદના નુરોમાંથી એટલી બધી વ્યકિતઓ થશે તે બતાવે છે. પેલાં ત્રણ મરતબે સુધરેલાં રૂવાનો જેઓ ૩૩ અહુ—૩૩ રતુઓ તરીકે છે તેઓ તો ૨૭ વર અને ૭૨૯ વરની તલેસમના છે અને બાકીના રૂવાન સાથનો પેલો છેલ્લો દ્રવાઓ જે 'પરા'ના નવ ઘેનાના ઝલ્વાથી બંધાયો છે તેમાંથી અગણીત રૂવાનો થશે, જે પેલા ૨૭ની અંદરના ૭૨૯ માંના દરેકની અંદર ચલકી રહેશે. આમ તે અસલ બે નુરોમાંથી અગણીત વ્યકિતઓ થશે તે બધું થઇ ગયું અને નેમાઇ ગયું. આવા સ્તરવાળા અરમને અનગ્ર રઓચ કહે છે. આમ ખાઓ અફ્રજયમ્ન પહેલે હતો, જેને પછી ઉક્ષ્યબ્રામ કહયો, જેની ઉપર ફ્રવષી—અહુનવર—સ્તોત યસ્નની વણાત હતી, માટે તેને નવમું અરમ—અહુનવરનું અરમ કહયું અને પછી પેલા રૂવાન—બઓદ હવે ત્રણ મરતબે સુધર્યા, અને તે અસલ ફ્રવષીની વણાતમાં વણાયાં એટલે ત્યાં ૨૭ અને ૭૨૯ વરનું અરમ થયું, જેની તરફ પેલો છેલ્લો દ્રવાઓ માયાથી આકર્ષાઇને તાબે થયો, એટલે છેલ્લાં રૂવાનના અગણીત ભાગો તે રૂવાન સાથના બઓદની સાથે નેમાયા, જેઓ પેલા ૭૨૯ ભાગોની અંદરના દરેક ભાગની અંદર થયલા હતા. આમ ૨૭, ૭૨૯ ના અએદાદના ભેદના ૩૩ અહુ+૩૩ રતુના રૂવાનો અને પેલા અગણીત ગણત્રીનાં સ્તરોના રૂવાનો તેઓ સાથના તેટલા બધા મુકરર થયલા બઓદ તે મુળ બે નુરોમાંથી થઇને અરમ—ફેરાવો કરીને ચલકવા લાગ્યા, જેને તેટલા માટે અગણીત ચલકાતોના અરમ એટલે અનગ્ર રઓચનાં અરમ તરીકે ઓલખે છે. એમ હયાં આ અનગ્ર રઓચની ઉપર, કે જે અરમ પેલી સાત જરવાને અકરનેની પહેનાઇના ખાઓ અફ્રજયમ્નની અંદર અને તે માંહેલી અહુનવરનાં અરમની અંદરજ છે, અને તેઓને મળી રહેલું છે, તે અરમમાં તે મુળ રૂવાનનો દ્રવાઓ ત્રણ ભાગે સુધરીને ૩૩ અહુ અને ૩૩ રતુઓ તરીકે થઇને તેજ અરમનો વસ્ત્રરૂપ થયો, એટલે તે અરમમાં તે ૨૭ વર અને ૭૨૯ વરોના સ્તર તરીકે ચલકવા લાગ્યો, અને હયાંજ પેલો છેલ્લો દ્રવાઓબા બંધાયો. એટલે તે છેલ્લા દ્રવાઓ સાથના ઉર્વમાંથી તનોમંદ વ્યકિતઓ થવાની છે તે બધું હયાંજ નકકી

થયું. કેટલી બધી વ્યકિતઓ થશે તે ત્યાં નકકી થઇને નેમાયું. તે છેલ્લા દ્રવાઓ વીદાતુ સાથના રૂવાનના ગોળાના સુક્ષ્મ ભાગનો ચલકાટ કે જે રૂવાની રચની સુક્ષ્મતામાંથી છે અને તેટલા માટે ૩૩ અહુ અને ૩૩ રતુના પદવંદમાં છે તેઓના સ્તરો ત્યાં ચલકવા લાગ્યા, કે જેથી તે દ્રવાઓ જે માયાથી બંધાયો હતો તે હવે હમેશનો બંધાયલોજ રહેશે. આમ બધું 'પરા'ના કાળમાં તે કાળના મોટા બનાવો 'મજે યાઓંઘહો' તરીકે થઇ રહયા પછી, ઉપર કહયું છે તેમ, દાદારે તે ૩૩ અહુ અને ૩૩ રતુને છઠ્ઠા કાળને તે યવએચમાંથી ઉગાઠી કાઢી દોડાવીને તે અહૂના મન્તા પ્રમાણે-યોજના પ્રમાણે હસ્તી-નીસ્તી રચનાને સચેત કરીને ચલાવવાનો હોકમ આપ્યો. અહૂએ 'પરા'ના કાળમાં કે જ્યારે રૂવાનોનો ગોળો પહેલે મરતબે સુધર્યો ત્યારેજ એટલે માંથ્ર-સ્પેન્તનું રૂવાન થયું ત્યારેજ મન્તા થઇને અહુનવઇર્ય પ્રમાણેનાં આસ્માનો જે થવાનાં છે તેઓને માટેનાં વીસ્તાર તરીકે cosmic space તરીકે આતશના વસ્તુળોને એકમેકની અંદર દોડાવેલા હતા અને તેઓની ઉપર હસ્તીનાં અસ્મો અને નીસ્તીના દખ્મુઓ થવાના હતા તે બધાનો ચાર્ટ land-mark મીથ્રથી દોરેલાજ હતા. પછી જ્યારે રૂવાનનો ગોળો બીજે મરતબે સુધર્યો એટલે ૩૩ અહુઓ થયા, ત્યારે તે બધા આતરો અને તેઓ ઉપર થવાની હસ્તી-નીસ્તીના મીથ્રીક પ્લાન ઉપર માંથ્ર-ઉપ્દની ગતી પાંથરીને તે પ્લાનને સચેત કીધો હતો. હવે કે જ્યારે ૩૩ રતુઓ થયા છે ત્યારે તે માંથ્રના પ્લાનની ઉપર યસ્ન કરીને હસ્તીનાં અસ્મોની રચના શરૂ થઇ હતી. હવે જ્યારે છઠ્ઠો કાળ યજતોએ શરૂ કીધો ત્યારે તે હસ્તીને રચનાને ચલાવવાનું શરૂ કીધું.

૧૧. આમ દાદારનો મન્તા પ્લાન ૩૩ રતુઓ મારફતે યસ્નની રૂઢીએ થઇ રહેતો હતો એટલે હસ્તીનાં અસ્મનો થઇને તેઓના આતરો સાથે હમગી થઇ રહેતી હતી, દવ્વાર ગીરદેશ ચાલી રહેતી હતી. આતરોની તુરફ્રા-તનજીુલ ગતી થઇને આકર્ષણ થઇ રહેલું હતું. ગરદુને-ગરદાન થવાનો સામાન થઇ રહેતો તે વખતે સાથેસાથ હવે પેલો છેલ્લો રૂવાનનો ગોળો તેના દ્રવાઓ સહિત પાંચ વર્ણોમાં વહેંચાતો હતો. ઉપર જોયું કે તે છેલ્લા રૂવાનના ગોળાની રચનો ઉંચ ભાગ નામે ઉશ્તાન યજતોની સાથે રાદ પદવંદમાં આવતો હતો અને અગણીત સ્તર તરીકે ચલકી રહેતો હતો. તેટલા અગણીત તે છેલ્લા દ્રવાઓ સાથના રૂવાનના ભાગલાઓ અને તે દ્રવાઓનાળી તેટલા ભાગલાઓ અને તેઓ સાથના બઓદનાળી તેટલા ભાગલાઓ થવાના નકકી થયા હતા. પેલા સ્તરો જેઓ યજતો સાથે

રાદ પદવંદમાં છે તે સ્તરોમાંના દરેક સ્તરને લગતું હલકા છેલ્લા ભાગનું દ્રવાઓ સાથનું રૂવાન પોતાને લગતા બઓદની સાથે રહીને એક વ્યકિત તરીકે થવા નેમાયું. એમ અગણીત સ્તરોની તેવી અગણીક વ્યકિતઓ થઇ જે બધી વ્યકિતઓ હવે પાંચ વર્ણોમાં વહેંચાવા લાગી હતી. દરેક વર્ણમાં અગણીત વ્યકિતઓ એવી રીતે રૂવાનોના તેટલા અગણીત ભાગો સાથની અને દ્રવાઓનાબી તેટલા ભાગો સાથની અને બઓદના તેટલા ભાગો સાથની થતી જતી હતી જે બધાઓમાં એક જાતનું સામાન્ય આકર્ષણ હોવે તેઓને એક વર્ણ તરીકે લીધા. છે. એમ તે બધા છેલ્લા રૂવાનોનાં અને તેઓની સાથના દ્રવાઓના ભાગને પાંચ વર્ણોમાં વહેંચવાનું કામ શરૂ થયલું હતું. એમ રૂવાન સાથના તે દ્રવાઓની પાંચ વર્ણો ઉભી કીધી અને તે વર્ણની ઉપર દેખરેખ રાખનાર બગ નામે **બગોબખ્ત** નેમી આપ્યો. આ બગોબખ્ત હવે તે બધાં પાંચે પાંચ વર્ણોના અગણીત રૂવાનો બઓદ અને દ્રવાઓને એક મેલાપમાં લાવવાનું શરૂ કરશે. દરેક રૂવાનને તેની બઓદ અને તે રૂવાન સાથના દ્રવાઓને સાથે મુકી તેઓની આસપાસ ધીમે ધીમે નુર–રએ–ખરેનંઘહ–જરવાન–ઉરૂ–સ્તોતો નામના પાંચ સુક્ષ્મ પડો કરીને પછી જ્યારે છેલ્લે છઠ્ઠું ફ્રેરોહરનું પડ થવાની શરૂઆત થશે ત્યારે તે દરેકે દરેક જોડની ફ્રશો–કેરેતી થવાની એટલે તે દ્રવાઓના સુધરવાની વકકી શરૂ થશે.

એમ ત્યારે યજતોની યસ્નથી હરતીતેમ નીસ્તીની જગતોના જાહેર થઇને ચાલુ થવાના–કામ કરવાના બનાવને તેમ ઉપર કહેલા પાંચ વર્ણોના રૂવાન બઓદ દ્રવાઓની દરેક વ્યકિતના સુક્ષ્મ રીતના કવરીંગો પડો થવાના બનાવને **બુન દહેશનનો** બનાવ કહે છે, આ બીકત બાબદને ટુંકમાંજ લઇશું. તેનાં ઉંડાણમાં જવાની આ જગા નથી. આપણને તો માનવના અનુઓમાં ત્બએષ અને તેનું મુળ દ્રવાઓ કેમ આવ્યો, કયાંથી આવ્યો તે જોવાનું છે, માટે આમ ઉપરથી નીચે સીલસીલો ભાશ આપવા ખેંચી રહયા છીએ. હવે ત્યારે યવએચનો સાત કાળોમાંનો **'પરા'નો** ભુતના ભુતનો કાળ પુરો થયો. **હવે છઠ્ઠો બુનદહેરનનો કાળ શરૂ થયો,** જે ત્યારે પેલા છેલ્લા ચોથા ભાગના રહેલા દ્રવાઓને સુધારવા માટેનો છે. આ છેલ્લા દ્રવાઓને માટે પછીના બધાજ છ કાળો થાય છે આ છેલ્લા દ્રવાઓમાંથીજ દરેક માનવના અનુઓનો દ્રવાઓ ઉતરી આવેલો છે તે હવે જોઇએ.

## ચોથા ભાગના રહેલા દ્રવાઓ અને તે સાથના રૂવાનોની થયલી પાંચ વર્ણોમાંની પહેલી બરજીસી વર્ણનું હવે મુકિત માટે વધવું–આગળ વધવા માટે એટલે હસ્તીના અસ્મમાં મુકિત લેવા માટે ઉતરે તે પહેલાં તેઓને મીનોઇમાંથી મળતો તોશો. તોશો શું? તેની જાત સેફાત. પાંચ વર્ણોને મળતા પાંચ તરેહના તોશાની સમજ.

હવે પેલી પાંચ વર્ણોમાંની પહેલી બરજીસી વર્ણનાં રૂવાનોને યજતોથી થયલી હસ્તીના આસમાનોમાંના તે બરજીસી વર્ણને લગતા અસ્મ નામે ગરો-માનના અસ્મ તરફ **'બગોબખ્ત'** દોરવે છે. આ બધાં રૂવાનોને તે બગોબખ્ત પહેલવહેલા અનગ્ર રઓચના અસ્મમાંથી તે દુર દરાઝની મુસાફરીમાં કામ લાગે તેવો તોશો (provision) અપાવે છે. અનગ્ર રઓચમાં ઝરવાન-ઉરૂ-સ્તોતો-ફ્રવષી નામની ગતીઓ છે જેઓ એવો તોશો પુરો પાડી શકે છે. આ બધી ગતીઓમાંની દરેક ગતી પાંચ તબકકાઓ રાખે છે, એટલે જરવાનમાં તેમ ઉરૂમાં તેમ સ્તોતોમાં તેમ ફ્રવષીમાં પાંચ પાંચ તબકકાઓ છે. આ અનગ્ર રઓચ અસ્મનો આતશ નામે આતરે બેરેજો-સવંઘહ પેલી પાંચ વર્ણોને સદ ગતી તરફ, નમનતાઇની ઉંચાઇ તરફ લઇ જવા અને એમ દ્રવાઓની મુકિત કરાવી આપવા માંગે છે એટલે બેરેઝ તરફ એટલે મુકિતની ઉંચાઇ તરફ લઇ જવા માંગે છે. મુકિત લેવા માટે તે પાંચ વર્ણો છે માટે તે દરેક વર્ણને દોરવવા માટે જોઇતા તોશાનો એક એક તબકકો એમ પાંચ તબકકાઓ પોતા ઉપરના અસ્મ ઉપર તે બેરેઝો-સવંઘહ આતશ કરીને તે દરેક તબકકાની અંદરની જરવાન, ઉરૂ, સ્તોતો ફ્રવષીની ગતીઓના દોરને ચલાવે છે. આ ગતીઓમાં પોશણ આપવાનો ગુણ છે. એમ તે બેરેઝો-સવંઘહ આતશ ઉપરના તે અનગ્ર રઓચ અસ્મની અંદર પોશણ આપનારી પાંચ તબકકાની ગતીઓ છે. આ પોશણ આપનાર ગતીઓને **જરવાન-ઉરૂ-સ્તોતો-ફ્રવષી** કહે છે. ત્યારે તે બેરેઝો-સવંઘહ આતશ ઉપરનાં અનગ્ર રઓચ અસ્મ ઉપર જરવાનના તેમ ઉરૂના તેમ સ્તોતોના તેમ ફ્રવષીના પાંચ તબકકાઓ છે, જેઓને તે પાંચ વર્ણોના રૂવાનોની સદ ગતી કરી અપાવવાની સવળતા માટે દાદારે ઉભા કીધા છે. રૂવાનોની પાંચ વર્ણોની ઉનન્તી માટે નેમેલા આ પાંચ જાતની ખોરાકરૂપી તોશારૂપી જરવાન-ઉરૂ-સ્તોતો-ફ્રવષીની ગતીઓના તબકકા પ્રમાણેજ હસ્તીનાં પેલાં સાત આસમાનોના પાંચ તબકકાઓ થયા છે; એટલે એક વર્ણને માટે અનગ્ર રઓચમાં જેવો જર-

વાન–ઉરૂ–સ્તોત ફ્રવષીનો તોશો નેમેલો હશે, તેવીજ જાતના સ્તોતો તે વર્ણ માટેના આસમાનમાં રહેશે. બરજીસી રૂવાનોના પહેલા તબકકાને લગતાં ત્રણ આસ્માનો છે–નામે છઠ્ઠું–ચોથું અને પહેલું. આ બરજીસી તબકકાના રૂવાનોને માટે અનગ્ર રઓચમાં જરવાન–ઉરૂ–સ્તોત ફ્રવષિનો જે તોશો નેમેલો છે તેવાજ જરવાન–ઉરૂ–સ્તોતો આ છઠ્ઠા–ચોથા–પહેલા અસ્મમાં ચહડ ઉતર દરજ્જામાં રહેલા છે. બીજા ચાર તબકકાઓને માટે બીજાં ચાર આસ્માનો છે.

બરજીસી રૂવાનોને પોશણ આપવા માટેના પહેલા તબકકાની પેલી જરવાન–ઉરૂ–સ્તોતો–ફ્રવષીની ગતીઓ પુર્ણ હામોઇમાં છે. તે તબકકાના ફ્રવષીની ગતી તે બધાં જરવાન–ઉરૂ–સ્તોતોમાં મળેલી છે. પણ બીજા ચાર તબકકાની ગતીઓ પુર્ણ હામોઇમાં નથી એટલે તેઓ સાથની ફ્રવષીની ગતીઓ તે તે તબકકાના જરવાન–ઉરૂ–સ્તોતોને મલીબી નથી, જો કે હમરાહીમાંજ છે. પોશણ આપવા માટેના પહેલા તબકકાની આ ચાર ગતીઓ ફ્રવષીને મળેલી હોવે તેઓ પુર્ણ તાબેદારી કરવાનો તોશો provision પુરૂં પાડે છે, જયારે બીજા ચાર તબકકાઓમાં ફ્રવષીની ગતી બીજી ગતીઓ સાથે સીરફ હમરાહીજ કરે છે, માટે તેઓ વધતો ઓછો સત્સંગ મેળ-વવાની ગતીઓનો તોશો ઉભો કરે છે–કરાવે છે.

પેલા પાંચ વર્ણોમાંના દરેક વર્ણનાં ઉરવાનોને તેઓના બઓદ અને દ્રવાઓ સાથે જયારે હસ્તીમાં તેઓની હુવી=રએથ્વ ધોવા જયારે જવું પડશે ત્યારે જવા અગાઉથી તે દરેક વર્ણની ઉપરનો બગોબખ્ત દરેક વર્ણને તે વર્ણને લગતા અનગ્ર રઓચ ઉપરના તબકકામાંથી દોરવી તે તબકકાની જરવાન–ઉરૂ–સ્તોતો–ફ્રવષીનો તોશો અપાવીને તે તોશાની ગતીનાં એટલે તેવા સ્તોતો રાખતા હસ્તીના આસ્માન તરફ દોરવશે.

**ચોથે મરતબે સુધારવાના દ્રવાઓના થયલા પાંચ તબકકાઓ-માંનો પહેલો તબકકો. તે પહેલા તબકકાનાં રૂવાનોમાંના દરે-કનું ૧/૧૦ને કાયદે દસ ભાગોમાં વહેંચાવું; વહેંચાયલા દસ ભાગોમાંના નવ ભાગોનું સાથે મળીને મુકિત મેળવવી એટલે ગરોન્માનના આતશ બેહરામમાં દાખલ થઇ યજતોની સાથે મળવું એટલે નવ ઘેનામાંની છ ઘેનાને વરવું.**

ત્યારે પહેલાં બરજીસી રૂવાનો અનગ્ર રઓચમાંના પોતાના તબકકાનો જરવાન–ઉરૂ–સ્તોત–ફ્રવષીની ગતીઓનો ઉત્તમ તોશો લઇને તેઓ તે તોશાની ગતી રાખતાં છઠ્ઠા અસ્મ ઉપર જઇ રહે છે. આમ તે છેલ્લા દ્રવાઓના કીધેલી પાંચ વર્ણોમાંની પહેલી વર્ણ એવી રીતે છઠ્ઠા અસ્મ

ઉપર ઉતરે છે. હયાં આ રૂવાનોને 'દસેમે'ને કાયદે ચલાવે છે એટલે તે રૂવાનના દસ ભાગો થઇ રહે છે કે જેથી દરેક રૂવાનની રય અંદર રહેલો દ્રવાઓ જે ઘણોજ જડ છે તે દસમાં ભાગમાં આવી ચઢે છે. નવ ભાગો પોતા સાથના દ્રવાઓને ગવનો કરી સાથે મલી જઇને એક વ્યકિત તરીકે થઇને તે છઠ્ઠાં અસ્મની ઉપર મુકિત મેળવે છે, એટલે છઠ્ઠાં અસ્મનાં મધ્યમાં ત્યાંના આતશબહેરામમાં દાખલ થઇ જાય છે–હયાં તે નવ ભાગો સાથના દ્રવાઓ ગવની ગતીએ પુગી તે રૂવાનમાં મલી જાય છે. એમ તે રૂવાન ગવ ચીથ્રનું થઇ જાય છે. તે **દ્રવાઓએ પેલી નવ ઘેનાને વરવા માંગેલું હતું તે ઉમેદ તેઓને માટે હવે બર આવે છે–તે માંહેલી છ ઘેનાને તે વરી રહે છે.**

## બાકી રહેલા જડ દ્રવાઓ સાથના ૧/૧૦ ભાગના રૂવાનની સરજત: સબુત રૂવાન.

પણ તેઓ સાથનો દસમો ભાગ કે જેમાં દ્રવાઓનો જડ ભાગ આવી ચઢેલો છે તે પેલાં અસ્મનાં મધ્યમાં દાખલ થઇ શકતો નથી, કેમકે તે ૧/૧૦ વાળા જડ દ્રવાઓ સાથના ભાગની રયમાં એકસરખી ગતી નથી પણ તેમાં દસ રીતની જુદાઇઓ છે. માટે તે એકના દસ ભાગો થાય છે અને તે માંહેલા નવ ભાગો તેઓના અમુક વજેના દ્રવાઓ સહિત એકસરખી ગતીના થઇ, એક થઇ જઇને ત્યાં થોભીને નાહન લઇ રહે છે, કે જે પછીથી અસ્મની અંદર ત્યાંના આતશબહેરામમાં જઇ યજતો સાથે યજશ્ને કરી પેલાં દાખલ થયલાં રૂવાનોને–છ ઘેના પરણેલાં રૂવાનોને–ગવચીથ્રના રૂવાનોને મળે. આ રૂવાનોને સાબેત કદમ ઉભેલા, મુકિત માટે ઉસ્તવાર થઇને ઉભેલા એટલે **સબુત રૂવાનો** કહે છે.

## બાકી રહેલા ૧/૧૦ ભાગ એટલે અસલ એક રૂવાનના ૧/૧૦૦ ભાગના રૂવાનની સરજત ખારેજ થઇને નીસ્તીમાં ઉતરવાની છે તેની સમજ. નીસ્તીનાં ભુવનોનું થવું. પહેલાં ત્રણ ભુવનો આતશી ભુવનો છે. ત્યાં થતી તેઓમાંના અમુકની મુકિત.

પણ પેલો છેલ્લો ૧/૧૦ ભાગ તેની સાથનો ઘણોજ જડ દ્રવાઓ હસ્તીમાં નાહન લઇ શકે તેવો નથી. માટે હવે તેને નીસ્તી કે જે મીનો કરેકાની ઉપર થઇ છે ત્યાં નાહન લઇને સ્વચ્છ થવા મોકલે છે.

૧૩. આ વખતે નીસ્તીનાં ભુવનો થઇ રહયાં છે. જેમ ઉપર યજતોએ હસ્તીનાં સાત અસ્મો કીધેલા તેમ તેઓ આ ભુવનોનેબી વજુદીમાં

લાવે છે. મીનો કરકોમાં આ ૧/૧૦ નું રૂવાન એટલે અસલ રૂવાન જે હસ્તીનાં છઠ્ઠાં અસ્મ ઉપર આવેલું છે તેનો ૧/૧૦૦ ભાગબી પોતામાં દસ જાતના રંગો રાખે છે માટે તેના ત્યાં ૧૦ ભાગો થાય છે. નવ ભાગો મલી જઇને મીનો કરકોમાં નાહન લઇને પહેલાં ત્રણ દખ્યુઓ નામે **અઈવી—અન્તર—આ** દખ્યુઓમાં જઇને મુકિત પામી ફ્રવષીની હાલતે પુગી રહે છે એટલે અરદા ફ્રવષીની હાલતે પુગે છે; **અર્દ** કહેતાં તેઓની હુવી=રએથ્વ, તેઓના દ્રવાઓની ગતી **ફ્રવષી** રૂપની થઇ રહે છે.

**બરજીસી વર્ણનાં રૂવાનના ૧/૧૦૦ નો ૧/૧૦ ભાગ એટલે અસલનો ૧/૧૦૦૦ ભાગ મુકિત માટે ગરોદેમાનની ગેતી ઉપર ઉતરીને મુકિત લે છે અને તે દ્રવાઓ ધેનાને વરી રહેશે તે ઉપર: અને બરજીસી વર્ણ સીવાયના અન્ય વર્ણોના રૂવાનો જેઓ દુજો—દેમાનની ગેતી ઉપર ઉતરીને અને ત્યાંથી બરજીસી વર્ણ ઉપર ચઢીને મુકિત લઈ રહે છે તેઓનો દ્રવાઓ કે જેની ત્બએષ આજના આપણા શરીરના અનુએ અનુમાં છે તે ઉપર.**

પણ તે દ્રવાઓ સાથનો પેલો છેલ્લો રૂવાનીક ભાગ મીનો કરકોમાં સ્વચ્છ થઇ શકતો નથી માટે ગેતીને ઉભી કરીને ગેતીની ઉપર તેને તનોમંદ હાલતમાં વણીને ઉતારે છે, આ વખતની ગેતીને **ગરોદેમાન** કહે છે. હયાં આ છેલ્લો ૧/૧૦ ભાગ ઉતરી રહે છે. આ છેલ્લો ૧/૧૦ ભાગ તે અસલ બરજીસી રૂવાનનો ૧/૧૦૦૦ નો ભાગ છે. ૧/૧૦૦૦ ભાગના રૂવાન સાથનો આ દ્રવાઓ ત્યારે તેનાં થવાનાં શરીરનાં અનુઓનો ત્બએષનો—દ્રવાઓનો ભાગ ઉભો કરશે, કે જે જોવાજ આમ આપણુ ઉપરથી નીચે ઉતરી રહયા છીએ. પણ આ બરજીસી વર્ણનાં રૂવાનોએ ઉપર જોયું તેમ, અનગ્ર રઓચમાંની ફ્રવષી મળેલો તોશો લીધેલો હતો, તેથી તેઓનો આ છેલ્લો ૧/૧૦૦૦ ભાગના રૂવાન સાથનો **'રએથ્વ'** ઘણો જબુન હતો નહિ. પણ બરજીસી વર્ણ સીવાયની બીજી ચાર વર્ણનાં રૂવાનોનો ગેતી ઉપર, ઉપર કહયું છે તેમ, ૧/૧૦ ને કાયદે વહેંચાઇને ઉતરતો દ્રવાઓ બરજીસી વર્ણના તેવા ભાગના દ્રવાઓ કરતાં ઘણો જબુન છે. આપણે આજના માનવો જેઓ પાંચ વર્ણોમાં વહેંચાયા છે તેઓતે અન્ય વર્ણના રૂવાનોમાંના હોઇને દુજો—દેમાનની ગેતીની ઉપરથી વર્ણોના દાદાર ઉપર પગથીએ પગથીએ ચઢી રહયા છીએ. **આપણાં શરીરમાંનો તે દ્રવાઓ મરણ વખતે ધેનાને વરવાની ખાસીઅતનો થવાને બદલે સૃષ્ટિની શરૂઆત વખતે હતો તેવો અસલના જેવો**

**દ્રવાઓ દ્રઓમનનો એટલે દુજે-નસુનો થાય છે તે બધાંની વીગત હવે જોઇએ, કે જેની સાથેજ આપણને કામ છે.** આપણે ઉપર જોયું કે અન્ય વર્ણો માટેનો અનગ્ર રઓચ ઉપરનો તોશો જુદી રીતનો રહે છે. તે બીજી ચાર વર્ણો જે ઉતરી રહે છે તેઓનો તોશો-ફ્રવષી મળેલો નહિ રહેવે તે વર્ણોની હકીકત ઉપરની બરજીસી વર્ણથી કંઇક જુદી પડે છે તેનો ભાશ લઇએ, કેમકે આપણે બધાંઓ હસ્તીના આસમાનો ઉપર રહેલી ચાર વર્ણોમાંની કોઇબી એક વર્ણનાં દખુલ કહેતાં ગવચિથ્રનાં રૂવાનોના એક દસ હજારમાં ભાગમાં છીએ, કે જેની સાથે દ્રવાઓનો અમુક ભાગ રહેલો છે કે જે દ્રવાઓ દરેકે દરેક અનુમાં ત્અએષ કરીને રહયો છે, જે મરણ વખતે દુજે-નસુ થઇ રહે છે એટલે નવ ધેનાને વરવાનું છે તેની ખાહેશ વગરનો થઇ રહે છે.

૧૪. ત્યારે તે પાંચ વર્ણોમાંની એક વર્ણનાં રૂવાનો તો પાર પડી ગયાં છે. તેઓ તો **આજે નીસ્તીમાં પરદુખભંજન અર્થે ઉતરે છે; હુવી ધોવા પાપ ધોવા, ઉતરતાં નથી.** હવે બીજી ચાર વર્ણો જે પેલા ચોથે મરતબેના સુધરયા વગરના દ્રવાઓ અને તે સાથનાં રૂવાનોની થઇ છે તેઓ અમુક ઓરડરમાં એક પછી એક ઉતરી રહે છે. તે દરેક વર્ણબી પોતપોતાને લગતો તોશો તે અનગ્ર રઓચમાંથી પોતાના બગોબખ્ત મારફતે લઇને તે તોશા પ્રમાણેના પોતાને લગતાં બીજાં યા ત્રીજાં યા પાંચમાં યા સાતમાં અસ્મ ઉપર ઉતરે છે.

### બરજીસી વર્ણનાં રૂવાનોના ૧/૧૦ રીતે થતા ભાગલાઓમાંનાં નીસ્તીમાં ઉતરતા ૧/૧૦૦ ભાગની વર્ત્તણુકનો અને બીજી ચાર વર્ણોનાં રૂવાનોના ૧/૧૦ ની રીતે થતા ભાગલાઓમાંના નીસ્તીમાં ઉતરતા ૧/૧૦૦ ભાગની વર્તણુકનો ફરક: બીજી ચાર વર્ણોને લગતા નીસ્તીમાં ઉતરવાના ૧/૧૦૦ ભાગ બરજીસી વર્ણના તે ૧/૧૦૦ ભાગલાથી કઇ રીતે જુદા પડશે તેનો ખ્યાલ.

ઉપર વાંચ્યું કે બીજી ચાર વર્ણોના રૂવાનોબી અગાઉની બરજીસી વર્ણની માફક તોશો લઇને ઉપર કહેલા પોતપોતાને લગતા હસ્તીના અસ્મ ઉપર ઉતરે છે. તે તે વર્ણના તે દરેક રૂવાનનાબી ઉપરની માફક દસ ભાગ થઇ નવ ભાગો તે અસ્મનાં મધ્યમાં આતશબહેરામમાં જઇને યજતોના જોતી થઇ રહે છે, જેઓને દખુલ રૂવાન, ગવચીથ્રોના રૂવાન કહે છે, જેઓ છ ધેનાને વરી રહે છે. તેઓમાંથી થયલા એક દસાંસ ભાગોનાબી દસ ભાગો થઇ તે માંહેલા નવ ભાગો

ત્યાં નાહન નાહીને અંદર જઈને નવજોતી થવા ઉસ્તવાર ઉભો છે, જેને **સખુત રૂવાન** કહે છે. તેઓમાંનો દસમો ભાગ એટલે અસલનો ૧/૧૦૦ ભાગ આગલા બરજીસ રૂવાનની માફક નીરતીમાં ઉતરતો નથી, કેમકે તે ૧/૧૦૦ ભાગનો દ્રવાઓનો **રએથ્વ** ઝબુન છે, માટે તેનાબી દસ ભાગો થઈ રહે છે. નવ ભાગો ત્યાં તે અસમમાંજ હવે ફરતા રહેશે. પેલા ૧/૧૦ ના સખુત રૂવાનની માફક નાહન લેવા સખુત ઉસ્તવાર રહેશે નહિ, પણુ નાહનની સામગ્રી થતી નથી માટે તે કયારે થાવ તેની દુઆ કરતા રહેશે. પણુ તેઓનો દસમો ભાગ એટલે અસલનો ૧/૧૦૦૦ ભાગ નીસ્તીમાં ઉતરશે. બરજીસી રૂવાનના બાબમાં તો જોયું હતું કે તે ૧/૧૦૦ ભાગ નીસ્તીમાં ઉતરેલો હતો, પણુ આ વખતે તો ૧/૧૦૦૦ ભાગ ઉતરે છે. આ ૧/૧૦૦૦ નાબી ઉપર કહયું છે તેમ દસ ભાગો થશે. નવ ભાગો ઉપર નીસ્તીએ–અવ્વલમાંના ત્રણુ દખ્યુ–'**અઇવી–અંતર–આ** દખ્યુમાં આતશી શરીરો ધારણુ કરીને મીનો કરકોમાં નાહન પુરૂં કરવાનો ફેલ કરશે. નાહન બરાબર લઈ રહે માટે ઉપર કહેલો પેલો ૯/૧૦ ભાગ આસ્માનમાં ફરી રહે છે તે તેને મદદ કરશે. આ ફેલ કયારે પુરો થશે એટલે તે ૧/૧૦૦૦ ભાગ મીનો કરકોમાં કયારે નાહન લઈ રહેશે? **જયાં લગી તે ૧/૧૦૦૦ ભાગને ઉપરનો તેનો ૯/૧૦ આસ્માન ઉપરથી આવીને મલીને ૧/૧૦૦ અસલ બરજીસની માફકનો કરશે નહિ ત્યાં લગી નાહન પુર્ણ થશે નહિ.** પણુ ઉપરનો ૯/૧૦ ભાગ તે ૧/૧૦૦૦ ને કયારે મળશે? આ ૧/૧૦૦૦ નો ૧/૧૦ ભાગ જે ગેતીની ઉપર ૧/૧૦૦૦૦ તરીકે ઉતરીને માનવ અવતાર તનોમંદ હાલત લઈને, ગેતીમાં રોશન ફેલ કરીને પોતાની વર્ણને બરજીસી વર્ણની ઉપર ચઢાવશે નહિ, ત્યાં લગી પેલો ૯/૧૦ ભાગ તે ૧/૧૦૦૦ ભાગને મળી શકશે નહિ. હાલના દરેઘો ખદાતના કે આગલા દરેઘો ખદાતના જરથુસ્ત્ર, જયારથી ગેતી ઉપર પેગામ્બર તરીકે ઉતરે છે અને દીનને ચલાવી રહયા છે તેટલા બધા દરેઘો ખદાતનાં આજના કે અગાઉના બરજીસી જરથોસ્તી રૂવાનો આવાં અન્ય વર્ણનાં માનવના રૂવાનો છે, જેઓ ગેતીમાં રોશન ફેલ કરીને બરજીસી વર્ણ ઉપર ચઢેલા છે. ત્યારે બરજીસી વર્ણ કે જેને માટે આપણે લખીએ છીએ તે વર્ણના માનવનું બાપરૂપનું તે ૧/૧૦૦૦ ભાગનું રૂવાન પેલા પોતાના ૯/૧૦ ને મલીને ૧/૧૦૦ નું થઈ નાહન લઈને અરદાફ્રવષે પુગેલું છે. આજના હાશેમી જમાનાના આપણે દરવંદ બસ્તેકુસ્તીઆનો બરજીસી વર્ણ ઉપર ચઢેલા છે તે તરકકી આપણાં રૂવાનની કમાઇની નથી, પણુ ઉપર કહેલા આસ્માન ઉપરનો ૯/૧૦ ભાગ જે ફરતો રહે છે અને ૧/૧૦૦૦ ભાગ જે નીસ્તીએ–અવ્વ-

લમાં છે તેઓની બક્ષેશ પામીને ચઢેલા છે તે નોંધવું. ત્યારે આપણુ બસ્તેકુરતીઆનોના ધર્મના બાપ તે ઉપર કહેલું આતશી-દખ્યુનું ૧/૧૦૦૦ રૂવા। જે ૯/૧૦ ભાગને મલીને ૧/૧૦૦ થઇને નાહન લઇને અરદાફ્રવષની ગતીએ પુગેલું છે તે છે. **ગુજરતી વખતે આ અરદાફ્રવષની તુફેલમાં જવાનું છે કે જેને માટે દખ્માનીજ જરૂર છે.** માટે હવે આ નીરતીએ-અવ્વલ ઉપરના એટલે આતશી શરીરવાળા ૧/૧૦૦૦ ભાગનો ૧/૧૦ ભાગ ગેતીની ઉપર ઉતરીને આજ જેવો તનોમંદ ધાટ લે છે તેવી ગતી ઉપર જઇશું, અને હયાંથીજ ઉપલો સવાલ પુરો થશે કે આપણા અનુમાં ત્બએષ-દ્રવાઓ કયાંથી આવ્યો.

૧૫. છેલ્લે ૧/૧૦ ભાગ એટલે અસલનો ૧/૧૦૦૦૦ ભાગ હવે માનવનાં રૂવાન તરીકેનો થશે. આ એક દસ હજાર અંશના રૂવાનમાં ત્યારે તે અસલ દ્રવાઓનો છેલ્લો ભાગ છે. દ્રવાઓનો આ છેલ્લો ભાગ ત્યારે ત્બએષ કરીને આપણા અનુઓમાં છે. આ વીગત હવે જોઇએ. ૧/૧૦૦૦૦ અંશોના આ બધા રૂવાનો સાથેનો દ્રવાઓ તો આપણા અનુમાં નથીજ, પણ તે માંહેલો ૧/૧૦ ભાગબી બહાર પડેલો છે, જે હેવાન-ઝાડપાન-ખનીજનાં તનોમાં છે. આપણુ ત્યારે આ જાનવર-ઝાડપાન ખનીજના મોટા બાવા અને ઉપરના અઇવી-અંતર-આ દખ્યુના આતશી શરીરવાળાં રૂવાનોના ફરઝંદો છીએ. ઉપરનાં રૂવાનો આપણને ભલું ભાન કરાવે છે. આ નીચેનાં રૂવાનોથી આપણને લાગણીઓ થઇ રહે છે, અને જો લાગણીઓને વશ કરીશું તો આ નીચેનાં રૂવાનોની મુકિત આપણે લાવીશું.

૧૬. ત્તારે આપણા અનુઓમાં જે ત્બએષ છે અને તેનું કારણ દ્રવાઓ છે તે છેલ્લા કહેલા ચોથા ભાગનો દ્રવાઓ જે પાંચ વર્ણોમાં વહેંચાયો છે તે માંહેલા બરજીસી વર્ણનો નહિ પણ બીજી ચાર વર્ણમાંના એક વર્ણનો છે. છઠઠા આસમાનની અસલની કુદરતી બરજીસી વર્ણ તો મુકિતએ પુગી ગઇ છે. હવે તો બીજી ચાર વર્ણો બરજીસી મધ્ય તરફ જઇને મુકિતએ પુગતી રહી છે.

રૂવાનો જયારે નીરતીમાં ઉતરેલાં હતાં ત્યારેબી **યવએચનો** બીજોજ માઝીનોજ કાળ હતો. બધી ચાર વર્ણો ઉતરી રહીને તે વર્ણોનાં દરેક રૂવાનમાં ૧/૧૦૦૦ ભાગના દસમાંના નવ ભાગો નીરતીએ-અવ્વલમાં એટલે અઇવી-અંતર-આમાં આતશી તન ધારણ કીધું અને ત્યાંથી મુકિતએ જઇ રહે છે, એટલે અરદાફ્રવષની હાલત માટે પ્રયાસ કરી રહે છે.

પણ આ પ્રયાસ તે બીજા કાળમાં પુરો થયલો નહિ. ત્યારે બીજા કાળના છેડા લગી તો નીસ્તીની ઉપર અસલના ૧/૧૦૦૦ ભાગો ઉતરી પોતાના ૯/૧૦ ભાગને હસ્તીનાં અસ્મ ઉપરજ કાયમ રાખીને આતશી તનોમંદ હાલત કરીને મુકિતએ પુગવાના પ્રયાસની શરૂઆત કીધેલી હતી. પછીથી ત્રીજો કાળ કે જેને અવસ્તામાં **આઓંધ્રુહુઇર્ય** જરવાન કહે છે એટલે વર્તમાન કાળ કહે છે તે વર્ત્તમાન કાળ શરૂ થયો હતો. ત્યારે આ આતશી રૂવાનોનો પ્રયાસ જે અરદાફ્રવષની હાલતે પુગવાનો છે તે **યવએ-ચના** ત્રીજા કાળમાં થયો હતો પણ તે વખતેગી પુરો થયલો નહિ, કેમકે જ્યાં લગી નીસ્તીમાં ઉતરેલા આ ૧/૧૦૦૦ અંશનું ૯/૧૦ ભાગનું આતશી શરીરનું એટલે ગવચિથ્રના અનાસરી તત્વોવાળા તનોમંદ હાલત ધારણ કીધેલું આ રૂવાન પોતાનો ઉસુલનો ૯/૧૦ ભાગ જે આસ્માન ઉપર ફરી રહે છે તેને મેલવીને ૧/૧૦૦ નો થાય નહિ, ત્યાં લગી અરદાફ્રવષીની ગતીએ પુગે નહિ. પણ આ આતશી ખલકાનું રૂવાન આવી મુરાદે એકદમ પુગતું નથી. આ મુરાદને પુગવા માટે માનવ અવતારના પ્રયાસોની જરૂર છે. આ માનવ અવતારનો ખાકી દેખાવ રોશન ફેલ કરીને ગેતીમાં બરજીસી વર્ણે પુગે ત્યારેજ આ આતશી ખલકાનું રૂવાન ઉપરના આસ્માનના પોતાના બાપને એટલે ફરી રહેલા ૯/૧૦ ભાગને પુગીને ૧/૧૦૦ થઇને અરદાફ્રવષે પુગે. માનવનું રૂવાન આ આતશી ખલકાના રૂવાનોના ફરઝંદ જેવું છે, કેમકે તે આતશી ખલકાના ૧/૧૦૦૦ રૂવાનના ૧/૧૦ ભાગનું છે. **પણ માનવના** આ ૧/૧૦ ભાગ એટલે અસલના ૧/૧૦૦૦૦ ભાગને ખાકી ખલકો લઇને રોશન ફેલ કરે તેવું થતાં હાલી કાળનો આખો ઝરવાને અકરને જોઇએ. જ્યારે આખો ત્રીજો વર્ત્તમાન કાળનો જરવાને અકરને પુરો થશે ત્યાર પછીના ચોથા હાલી હાલના કાળમાં એટલે આજે આપણે જીવીએ છીએ તે કાળમાં તે ખાકી બદનનો માનવ રોશન ફેલ કરીને વર્ણોને કુદાવીને બરજીસે પુગશે. ત્યારે આ આતશી બદનના આપણા ધર્મના બાપને અરદાફ્રવષની ગતીએ પુગવા માટે આ હાલી હાલનો ચોથો કાળ જોઇએ છે. હાલીહાલના આજે ચાલી રહેલા કાળને અવસ્તામાં **દએરેઘોઇશ્ત** જરવાન કહે છે. પેલી નીખાલસ બર-જીસી વર્ણનું નીસ્તીમાં ઉતરતું રૂવાન તો ૧/૧૦૦ ભાગનુંજ અસલથી હતું. તે તો બીજા માઝીના અને ત્રીજા હાલી કાળમાંજ અરદાફ્રવષે પુગેલું તે હકીકતજ નોખી છે, જેની સાથે આપણુને કામ નથી, કેમકે આપણે ઉસુલના તો અન્ય વર્ણના છીએ પણ ગેતીમાં બરજીસી વર્ણે પુગેલા છીએ, માટે આપણુને લગતા ધર્મના બાપની એટલે ઉપર કહેલા આતશી

બદનનાં રૂવાનનીજ સાથે આપણને વાસ્તો છે, કે જેની મુકિતએ પુગવાની આવી તેહકીક છે. આપણે માનવ કે જેઓ આજે બરજીસમાં છીએ તેઓને મરણ વખતે અરદાફ્રવષની ગુંફેલમાં જવાનું છે, કે જે અરદાફ્રવષીનાં ભવ્ય સાહજનમાં આપણા ધર્મના બાપો છે, કે જેઓ આપણે કે જેઓ તેઓનાં ફરઝંદ છીએ તેઓની દરકાર લેશે. ત્યારે માનવ અવતારની શરૂઆત યવએચના ત્રીજા દોરમાં શરૂ થયો છે તેની ઉપર આવીએ.

**માનવ અવતારની શરૂઆતનો ત્રીજો કાળ નામે આઓંઘહુઇર્ય જરવાન=હાલી કાળ, જેમાં માનવનું તન આતશી-બાદી-આબી થઇને છેલ્લે ખાકી આજના જેવું રોશન ફેલ કે બદ ફેલ કરે તેવું થશે. પણ આ વખતે અહુરીમન અને ગાવ્યોદાદની ઉત્પત્તી માનવના ભોગવટાનાં કામ માટે થશે તે બધી વીગતનો સાર.**

ત્યારે આ આતશી શરીર રચનાના ૧/૧૦૦૦ રૂવાનના એક ભાગનો દસમો ભાગ એટલે ૧/૧૦૦૦૦ ભાગનું રૂવાન માનવનાં રૂવાન તરીકેનું છે, અને તનોમંદ ખાકી હાલત જ્યારે તેની ઉપર ઉભી થશે ત્યારે તે ખાકી તનથી ભોગવટો કરશે. પણ આવાં ખાકી તનને થતા આ આખો હાલનો ત્રીજો જરવાને અકરને નીકલી ગયો હતો. **આજે આપણે ચોથા દએદાઇશ્ત જરવાન એટલે હાલી હાલના કાળમાં છીએ.** આમ આપણે **યવએચ**ના સાત કાળમાંના ત્રીજા કાળની કારરવાઇ ઉપર આવ્યા છીએ, કે જે વખતે માનવના રૂવાનના દ્રવાઓમાંથી માનવનું તન થવાની શરૂઆત થઇ હતી, અને ઉપર કહી ગયા છીએ કે માનવના તનનાં અનુએ અનુનાં **ગવ=**જીવજાન અને **તખ્એષ** એટલે દ્રવાઓનું કારણ છે તે દ્રવાઓની ઉપર આપણે હવે આવી લાગ્યા છીએ, કે જેનો સીલસીલો આવી રીતે છેક ઉપરથી આપણે દોર્યો છે.

**આમ માનવની આજની ખાકી રચનાને કરતાં કુદરતે એક જરવાને અકરનેનો કાળ લીધો છે. આમ ખાકી શરીર રચના માટે આટલો બધો વીલંબ કાંય થયો હશે તેનો ઉંડતો ખ્યાલ પછીથી લઇશું. જરથોશ્તી દએન અને તે માંહેલી યશ્નોની ખુબીનું ભાન આ જ્ઞાન પછીજ આવશે.** આ ત્રીજા કાળમાં ત્યારે **અરવાહીઓ** અને ગેતીના બે પ્રકાર નામે ગરો-દેમાન અને દુજો-દેમાન

થયલા છે. પેલા **ત્રીજા ત્રીજા** કાળમાં અરદાફ્રવશની **હાલતે પુગેલા અસલ** બરજીસી વર્ણના ૧/૧૦૦ રવાનોના ૧/૧૦ ભાગના માનવોની **આ ત્રીજા** કાળમાંજ વ્યક્તિરૂપ થશે. આ ત્રીજા કાળમાં ઉતરતા માનવના બરજીસી રવાનો વીષે ઉપર જોયું છે. તેઓની ગેતી ગરોદેમાનની સત્યયુગની હતી માટે ત્યાં જરથુસ્ત્રને ઉતરવાની જરૂર હતી નહિ. પણ જ્યારે ત્રીજા કાળમાં ચાર વર્ણો ઉતરવા લાગી, ત્યારે અહીરીમનનો ભેદ ગરોદેમાનમાં પેઠેલો હતો, જેથી તે ગરોદેમાન હવે દુજોદેમાન તરીકે થઇ હતી, માટે તે અહીની ગતીને એટલે દુજ-દએવને દૂર કરવા જરથુસ્ત્રને ઉતરવું પડેલું છે, જેવણે **'વીદ્ગએવો દાત'**ને લાવીને તે અહીને, તે દુજ-દએવને દુર કરી રહેલા છે.

## કુદરતની અદુઇ-દુઇના ભેદો.

### અહીરીમન અને ગાવ્યોદાદના થવાનો વખત, મોકો અને કારણો-ઉપયોગીતા.

૧૮. ત્યારે સવાલ ઉઠે છે કે 'અહીરીમન' કયારે અને કાંય ઉભો થયો યા તેને કાંય ઉભો કરવામાં આવ્યો? અહીરીમન અને ગાવ્યોદાદની ઉત્પત્તી બીજા માઝીના કાળની આખરીએ નીસ્તીની કુદરત થયા પછી નીસ્તીની કુદરતની જાત-સેફાત માટે ઉભી થઇ છે. આનું ટુંક બ્યાન જોવું જોઇએ. ઉપર જોયું છે કે સ્તઓત યસ્ન કુલ રવાન અને બઓદ એટલે કુલ સર્ષ્ટીનું ઇંડું છે, જેને ફ્રવપી માદરમાં અને અકુનવઇર્ય પેદરથી તે અહૂએ પકડ્યું હતું, જેમાંથી ઉપર કહેલા કુલ રવાન-બઓદને ઉત્પન્ન કર્યાં હતા. તેઓમાંના બધાં કુલ રવાનો સાથે ભુલાવો-દ્રવાઓ હતો. આ કુલ રવાનોમાંથી યજતી રવાનો, દરતીના ગવ ચાથ્રનાં રવાનો (દખુલ-સખુત રવાનો) અને નીસ્તીમાંના ખારેઝ રવાનો થયાં છે. નીસ્તીનાં ખારેઝ રવાનોની બાણી બનતી છે, જેમાં ઇનસાનનું રવાન એક છે અને હેવાન ઝાડ-પાન-ખનીજ છેડેના છે. આ બધાં રવાનોમાંના કુલ યજતી રવાનો સીવાયના એટલે સાઓસે અમસાસ્પંદોનાં રવાનો સીવાયના એટલે ૩૩ ના ભેદની અમર ગતીએ પુગેલાં રવાનો સીવાયનાં બીજા બધાં ઉપર કહેલાં રવાનોની મુળ પાંચ વર્ણો થઈ છે. જેમ રવાનની પાંચ વર્ણો થયલી તેમ તે સાથના દ્રવાઓ-નીણી સમજવી. પણ આ બધાં પાંચ વર્ણોનાં રવાનનો દ્રવાઓ અસલ અખંડ રવાનના દ્રવાઓનો ચોથો ભાગ છે. ત્યારે અસલ અખંડ દ્રવાઓ જે અસલ અખંડ રવાનમાં હતો તેનો ત્રીજો ભાગ યજતી રવાનોની અંદર સુધરીને સમાઇ ગયો અથવા અવસ્તા ઝબાનમાં બોલ્યે તો એમ કહેવાય કે **'કેહર્પસ્ચ યાઓ રએથ્વયેઇતિ સ્રીરાઓ અમેષનાંમ્**

**સ્પૅન્તનાંમ્, વૅરૅજદાઓ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્'**=ચલકતા અને વૃધ્ધી કરતા કેહપ<sup></sup> એટલે દ્રવાઓની સદગતી કરી રહેલી અમર શકિતઓ–યજતી શકિતઓના તે કેહપ<sup></sup> **'રએથ્વ'**=કચરા–હુવીઅત–અજ્ઞાનના વગરના થઇને પાક થયલા હતા એટલે ક્રવષીએ ઉપર કહેલા **"અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્"** એટલે અમર શકિતઓનાં કેહપ<sup></sup>ને **'રએથ્વ'** વગરના કીધા છે, દ્રવાઓની ગતી વગરના કીધા છે, કે જેથીજ તેઓને **'અમૅષનાંમ્'**=અમર ગતીના, **'સીરાઓ'**=ચમકાટવાળા–જ્ઞાની, અજ્ઞાનતાના કચરા વગરના અને **'વૅરૅજદાઓ'**=વૃદ્ધી કરનારા, બીજા નહિ સુધરતા રએથ્વને સુધારનારા કહયા છે. ત્યારે આ મુળ દ્રવાઓનો ત્રીજો ભાગ **'રએથ્વચેઇતિ'**ના ભેદે પુગ્યો, હુવીઅત રહીતનો થયો, યજત થયો, જયારે તેનો છેલ્લો ચોથો ભાગ **'રએથ્વચેઇતિ'**એ નથી પુગતો, જે છેલ્લા ભાગના તે અમેષીઓ યજતો થયલાઓ **સીરાઓ** એટલે જ્ઞાની થયલાઓ **'વૅરૅજદાઓ'** તરીકે સુધારનાર તરીકે થશે. આ બાકીના ૧/૪ ભાગના દ્રવાઓના પાંચ ભાગો આપણે જોયા. આ ચોથો દ્રવાઓનો ભાગ ઉપલા ત્રણ ભાગની માફકજ કાંય નથી સુધરતો, અને કાંય તે ચોથા ભાગને સુધારવા દાદારને હસ્તી–નીસ્તી રચવી પડે છે, કે જે રચનામાં પેલા ત્રણ ભાગે સુધરેલાં રૂવાનો જેઓ **અમૅષનાંમ્** થઇ એટલે અમર યજતી ગતીના થઇ–**સીરાઓ** અને **વૅરૅજદાઓ** થઇ એટલે વૃધ્ધી કરતી યજતી શકિત તરીકે થઇ તઇયાર ઉભા છે તેઓ કામ લાગે છે, તેનો ટુંક ભેદ નીચે જોઇએ.

આ ચોથા ભાગના દ્રવાઓને નવ ઘેનાની માયામાં નાંખી તેને ઇશ્કથી બાંધીને તેની ખાહેશથીજ તેને તે ઘેના અપાવવા અષોઇ અપાવવા ખુન દહેશ્ન થઇ અને તેને માટે તેની પાંચ વર્ણો થઇ તે જોઇ ગયા. આપણે ઉપર જોયું કે જયારે આ ચોથા ભાગના દ્રવાઓની અને તે સાથના રૂવાનોની પાંચ વર્ણો થતી જતી હતી, ત્યારે સાથે સાથે તે સાહેબે તે યજતોની પાસે હસ્તી અને નાસ્તીની સૃષ્ટીને ખોલાવીને ચલીત કીધી છે. તે હસ્તી–નીસ્તીના નકસને તો તે દાદારે પોતાના અહુનવઇર્ય પ્રમાણેના પ્લાન મન્તા પ્રમાણે દોરેલોજ હતો. પણ તે હસ્તી–નીસ્તી પ્લાનમાં હતા, એટલે હજુર થવાના હતા એટલે બંધ હતા. હવે તેઓને દાદારે તે યજતો મારફતે ખોલાવ્યા. તે સાહેબે મન્તા થઇ એટલે અહુનવઇર્ય પ્રમાણે પ્લાન દોરનાર તરીકે થઇને હસ્તી–નીસ્તીને સૃષ્ટીને દોરેલી અને બંધ રાખેલી હતી તે વખતની અગાઉથીજ કુલ આતશને પોતાના આથ્રો પુથ્ર અહુરમજદમાંથી ૧૫ દોરાનો તરીકે કાઢીને તે તે સૃષ્ટી થવાની પહેનાઇ તરીકે અણુદીઠ જમીન તરીકે, cosmic space તરીકે પાંથર્યા હતા. આ બધા આતશી દોરાનોની સાથે સાથેજ યવએચના જરવાને અકરનેના

કાળો તેમ **નીરૂ** ખદાતમાંની કુદરત નામે **અઓજ–ઝોર–તગી** નહિ છુટે તેમ રહેલા હોય છે. આમ આતશની સાથે જરવાન અને કુદરત બેઉજ જોડાયલા રહે છે. સૃષ્ટીની શરૂઆતના વખતના આ આતશ સાથની આ કુદરત અદુઇની હતી એટલે તેમાં દુઇની મારામારી હતી નહિ. યજતોને જ્યારે દાદારે તે હસ્તી નીસ્તીમાંની હસ્તીની સૃષ્ટીને ખોલવાનો હોકમ આપ્યો, ત્યારે યજતોને આ ઉપર કહેલી કુદરતજ કામે લાગી હતી. એમ યજતોએ હસ્તીની સૃષ્ટીને એટલે સાત આસ્માનોને અદુઇની કુદરત મારફતે ખુલેલા હતા. પણ પછીથી ખારેઝ રૂવાન માટે નીસ્તી જે ખોલવાની હતી તે નીસ્તીને માટે યજતોએ નીસ્તીને બરની કુદરતને તેજ હસ્તીની કુદરતમાંથી ઉભી કરીને વાપરી હતી. નીસ્તીમાં દુઇની સામસામી ગતી થવાની છે માટે તેવી સામસામી દુઇને ચલાવે તેવી કુદરતજ તે નીસ્તી માટે જોઇએ, માટે યજતોએ તે નીસ્તીની કુદરતને રૂવાનો ખારેઝ થાય તે અગાઉથી હસ્તીની કુદરતમાંથી કાઢીને તે કુદરત મારફતે નીસ્તીની જગતના દખ્યુઓને ખોલ્યા હતા. **આ નીસ્તીની કુદરતેજ ગાવ્યોદાદ અને અહીરીમનનો ભેદ કાઢેલો હતો જે નીચે છે.**

આપણે ઉપર જોઇ ગયા કે દાદારે પહેલે પેલા વર્ણોમાંની બરજીસી વર્ણને અનગ્ર રઓચમાંથી તોશો અપાવીને બગોબખ્ત મારફતે હસ્તીનાં છઠ્ઠાં અરમ ઉપર મોકલી હતી. આ વખતે બગોબખ્તને તેમ યજતોને પેલી હસ્તીનીજ કુદરત કામે લાગતી હતી. ત્યાં ઉપર જોયું તેમ દરેક રૂવાનોના દસ ભાગો થઇને નવ ભાગો નેઝાતે પુગેલા; છેલ્લો દસમો ભાગ નેઝાતે નહિ પુગેલો, માટે તે છેલ્લા દસ ભાગનાબી દસ ભાગ કરીને તેના નવ ભાગોને નેઝાત લેવાના ઉમેદવાર બનાવેલા, જ્યારે તેનો દસમો છેલ્લો ભાગ એટલે અસલનો ૧/૧૦૦ ભાગ નેઝાત કમાવવા માટે ઉસ્તવાર હતો નહિ, જેને માટે ત્યારે યજતોએ નીસ્તી ખોલી, જેમાં ત્યારે યજતોએ ઉપર કહેલી દુઇના ભેદની કુદરતને ચલાવી વાપરી હતી. આમ બધો મામલો **યવએચ**ના બીજા કાળમાં થતો ઉપર જોયો. પણ ત્યાં કુદરત વિષે કહેલું નહિ માટે તેની વીગત માટે ઉપરનું ધ્યાન કીધું છે. આપણને અહીરીમન અને ગાવ્યોદાદની ઉપયોગીતા નીસ્તીની રચનામાં કાંય છે તે જોવાનું છે માટે હસ્તી–નીસ્તીની કુદરતની નોંધ લેવી પડી છે. પહેલે પાંચ વર્ણમાંની બરજીસી વર્ણ બગોબખ્ત મારફતે હસ્તીમાં છઠ્ઠાં અરમમાં ફુવી ધોવા '**રઓથ્વદાતિ**'ના ભેદે પુગવા ઉતરી અને તે વર્ણનાં રૂવાનોનો મુળ ભાગ નેઝાતે પુગ્યો અને પુગવા તૈયાર ઉભો. પણ તે રૂવાનોનો એકસોમો ભાગ નેઝાત લેવા તૈયાર થયો નહિ. બરજીસી વર્ણના રૂવાનોનો ૧/૧૦૦

મો ભાગ જુદો થઈ રહયો યા જુદો થઇ રહેતો હતો, તેટલા વખતમાં બીજી ચાર વર્ણોના રૂવાનોબી તેઓના બગોબખ્ત મારફતે તેઓને લગતા હસ્તીના ૨-૫-૩-૭ આસ્માનો ઉપર ઉતરીને ૧/૧૦ ને કાયદે વહેંચાઇને છેલ્લે હસ્તીમાં મુકિત નહિ લેવે ૧/૧૦૦ ભાગને નોખો કરી રહેતા હતા. ત્યારે બરજીસી વર્ણના રૂવાનોનો ૧/૧૦૦ ભાગ તેમ બીજી ચાર વર્ણોના રૂવાનોનો ૧/૧૦૦ ભાગ બધાઓ હસ્તીનાં પોતપોતાનાં અસ્મોમાં દાદારના સત્તાનો ઇનકાર કરી રહેલા હતા, જેઓને દાદારે પોતાની સત્તાના રાદીપણાની પુછપરછને માટે ગીનો કરકોમાં સલાહ લેવા જવાની સુચના કીધી, જેને તેઓએ કબુલીને તેઓ બધા ગીનો કરકોમાં ઉતરી રહેતા હતા. આ બધું ત્યારે યવએચના બીજા કાળની આખેરીએજ થયલું હતું. આ બધાં રૂવાનોનો સમુદાય જ્યારે ગીનો કરકોની ઉપર ઉતરી રહેતો હતો, ત્યારે નીસ્તી માટેની ઉપર કહેલી કુદરત જે ગીનો કરકો આતશની સાથે છે તેણીએ ગીનો કરકોની આતશી આરસી ઉપર પોતાની કરામત કરીને તે બધાં રૂવાનોમાંની રયની અંદર રહેલી ગવ = ભલી ગતીના તેમ તે રૂવાનોમાંની રયની અંદર રહેલાં દએવ કહેતાં કચાસના ઓળાઓ પડાવીને તેઓને તે ગીનો કરકોના પરદાની ઉપર ગાવ્યોદાદ અને સેતાન તરીકે જીવતા કરીને તેઓની ખાસીઅત શું હતી તેનું પ્રદર્શન કરાવીને તે નીચે ઉતરતાં રૂવાનોને દેખાડયું હતું. આવું પ્રદર્શન જોઇને તે બધાં રૂવાનોને અજાયબી લાગી અને તે બે ઓળામાંનો અહીનો ઓળો-સેતાન કેટલો બુરો હતો તેને તેઓએ ખુદબ ખુદ જોઇને બુરા તરીકે જાહેર કીધો હતો, પણ તે બધું તેઓની અંદરનુંજ પ્રદર્શન છે એમ તેઓ તે વખતે સમજી શકેલા નહિ, જેની સમજ તેઓ જ્યારે તે નીસ્તીની કુદરત રાખતા ગીનો કરકોથી હેઠળા ઝરેહોના પરદાઓ ઉપર જશે ત્યારેજ તેઓને પડશે તે નીચે જોઇશું. પણ હવાં સવાલ આ ઉઠે છે કે આ ૧/૧૦૦ ના રૂવાનોના દ્રવાઓ આગલાં બધા રૂવાનોના દ્રવાઓની માફક હસ્તીમાં કાંય નહિ સુધરી શકેલો? તેનું કારણ શું હતું? કહે છે કે આ બધા ૧/૧૦૦ અંશના રૂવાનોના રયની આપમાં, સમજ શકિતના નાભમાંજ એટલે બઓદમાં દ્રવાઓનો તે રએશ્વ અજ્ઞાનતાનો કચરો આવેલો હતો. **રય તો બઓદીક ગતી કે જેથી અહુને પુગાય છે તે બઓદને રાખે છે, પણ તે રયમાં તે રએશ્વ હોવે તે બઓદ પોતાનો પ્રભાવ બતાવી શકી નહિ.**

ત્યારે તે બધાં ૧/૧૦૦ રૂવાનોની રયના **આપ=પાણી-સમજ** શકિતનાં નાભમાં દએવનો ભુલાવો પડેલો હતો, માટેજ તે રય ગુંચવાતી હતી, માટે હસ્તીમાં તે ભાગ અહુ-પરસ્તીને પાત્ર નહિ માલમ

પડવે તેઓને નીસ્તીમાં મોકલવાને માટે ખારેજ કીધેલો હતો. આ છેલ્લા ૧/૧૦૦ ભાગ રૂવાનનો રયમાં રહેલા તે અમુક ભાગના દ્રવાઓને બહાર કાઢી તે દ્રવાઓની ઉપર કામીયુ કીધા વગર એટલે તે દ્રવાઓને તનરૂપ કરીને સુક્ષ્મ કીધા વગર તે સુધરે એમ હતું નહિ. ઉપરના બધા દ્રવાઓના ભાગો, જેઓ છેક **માંથ્ર-સ્પેન્તનાં** અહુરાનાં રૂવાન સાથનાં દ્રવાઓથી તે ૩૩ અહુ અને ૩૩ રતુઓ એટલે અમશાસ્પંદો-મીનો-દએ-ફ્રોખ-યજતો-ગાથાઓ-નબાનઝદીસ્ત રૂવાનો-ગેઉશોનાં રૂવાનોના દ્રવાઓથી એટલે ત્રણ મરતબે સુધરેલા દ્રવાઓથી તે છેક ચોથે મરતબેનો દ્રવાઓ લગી (કે જે ચોથે મરતબેનો દ્રવાઓ નવ ઘેનાનો આશક થઇને તાબે થઇને બુન દહેશનમાં વણાતો જવા દખુલ-સબુન થયો તેવા તે સબુત રૂવાન લગીનો દ્રવાઓ લગી) **પંથરાયા છે તે બધા દ્રવાઓના ભાગો તેઓને લગતા રૂવાનોની 'રય'માં ગર્ભ કરીને બેઠેલા નહિ. પણ તે સબુતનો આ છેલ્લો ૧/૧૦ ભાગ જે ખારેજનો છે, જેને માટે નીસ્તી થઈ, તે તો રયમાં ગર્ભ કરીને બેઠેલો હતો.** રય તે નુરી ગતી છે કે જેમાં ગવ એટલે પરદુખભંજનનો વીચાર ખાહેશ હોય. દેવનું રયમાં ગર્ભ કરવું એટલે રયનું આબ કે જેમાં હવરેતાત અને અમેરેતાતનો સંબંધ છે તેને તે સંબંધથી દુર કરવું. હવરેતાતમાં દુજથી મુકત થઇને આખા થવાનો ભેદ છે. અમેરેતાતમાં અમરગીની અનંત ઉસ્તાએ પુગવાનો ભેદ છે. ત્યારે જ્યાં લગી રયના તે દએવને=અજ્ઞાનતાને, તેના તે ગર્ભને દુર કરે નહિ, ત્યાં લગી રયમાં હવરેતાત અને અમેરેતાતને લગતું ભાન, જ્ઞાન, બઓદનો પ્રભાવ આવે નહિ. માટે દાદારે પહેલે તે ૧/૧૦ ખારેજ રૂહોમાંની રયના ગર્ભને તોડવાનું કીધું, કે જેથી રયની હાલતમાં જ્ઞાન વ્યાપે, અને તેજ રય પોતામાંથી બહાર પડેલા ગર્ભને માટે ખરી દાઝ રાખે. માટે તે બધાં રૂવાનોને **'માઝી'**ના કાળના છેલ્લા વખતમાં અને **'હાલ'**ના (એટલે ત્રીજા જરવાને અકરને) ત્રીજા કાળની શરૂઆતની જરા અગાઉથી હસ્તીમાંથી નીસ્તીમાં મોકલેલા હતા, કે જે બધાં રૂવાનોની રયનાં નુરાંની પાણીમાં ગવ તેમ દએવ બેઉ હતા એટલે જેઓની બઓદ ગુમવાતી હતી. આવા રૂવાનોની ઉપર મીનો કરકોમાંની નીસ્તીની કુદરતે કરામત કીધી હતી. તે રૂવાનો નીસ્તી ઉપર આવતાં હતાં ત્યારે તે કુદરતે તેઓની રયમાંની ગવ અને દ્રવાઓના ઓળાઓને મીનો કરકો કે જે મીનોઇ આતશી આરસી છે તેની ઉપર પાડીને તે ઓળાઓને સજીવન કીધા હતા, જેથી તે બેઉ પોતપોતાની જાત-સેફાત બતાવી રહયા હતા. તે બેઉ વચ્ચે મજબુત લડત ચાલી રહી હતી. તેઓની ગવમાંથી ગાવ્યોદાદ થયલી છે અને તેઓની દ્રવાઓની હુવીના ઓળા-

માંથી સેતાન થયલો છે. નીસ્તીની કુદરત જે મીનો કરકોમાં છે તેણીએ આવું કીધેલું છે. નીસ્તીની કુદરત તે છે કે જેમાં સ્પેનામીનનો પ્રભાવ છે કે જેની સામે ધનામીનનો પ્રભાવબી રહેલો છે. જે કાંઇ 'અંગ્ર'ને લગતું એટલે દુખને લગતું એટલે દએવના ભુલાદાનું હોય તે અંગ્રને શોધીને જીવન ગતી આપનાર મીનો શકિતને અંગ્રમીન કહે છે. આ અંગ્રમીનની અધીકારી શકિતને ધનામીન કહે છે. આ ધનાએ પછી તુરતજ તે બધાં રવાનોની અંદરની અહીની ગતી–દએવીક ગતીને એટલે અંગ્રનાં દુખરૂપ ભુલાવાનાં મુળને ઉભું કરીને તે બધાંમાંથી તીરેહગી–ક્ષફ્ન એટલે તીરે ગોહર=ઉલટી કુદરતનો દોર પોતાનાં કામ માટે ઉભો કીધો. એમ સેતાન અને તેના પ્રભાવને આ ધનામીન ઉભરાવીને તેની જાત પ્રમાણે ફુલકાવી રહેલો છે. નીસ્તીની કુદરતનો સ્પેનામીનો તે બધાં રવાનોની રયમાંની ગવની ગેતીને ગાવ્યોદાદ તરીકે સજીવન કરીને કુદરતની સફેદ બાજુમાં રાખીને તેણીને તેણીની જાત પ્રમાણે ચલાવી અને ચલાવે છે. એમ નીસ્તીની દુઇની કુદરતમાં સ્પેનામીન અને ધનામીનનો પ્રભાવ એટલે દુઇનો પ્રભાવ નીસ્તીની જાત પ્રમાણેનો થયલો હતો અને ચાલી રહે છે. ત્યારે તે બધાં રવાનોની ત્યાં થતી આમદથી નીસ્તીની કુદરતે પોતાની બેઉ બાજુને સામસામી થતી ચલાવી, જેમાં ત્યારે શેતાન પોતે અહીની વર્ત્તણુક અને ગાવ્યોદાદ ગવની વર્ત્તણુક બતાવી રહયા છે. નીસ્તીની કુદરતમાં ત્યારે બે મોટાં કેહર્પો છે, જેમાંનું એક શેતાનનુ અને બીજું ગાવ્યોદાદનું છે, જે બેઉ ભાઇ બહેન જેવાં છે. બહેન ગાવ્યોદાદ ભાઇ શેતાનને ભલી નસીહત આપે છે, જેણીને તે શેતાન ખાવા જતો દોડી રહેલો છે. એમ ગવ અને અઝીના દોરાનો નીસ્તીની કુદરતમાં અને ત્યાંથી છેક નાસ્તીની સૃષ્ટીમાં શરૂ થઇ રહેલા હતા અને છે, **જેની સ્થુળમાં સ્થુળ ગતી દીન રાતમાં આવી ઉભી છે.** પેલાં બધાં ૧/૧૦૦ રવાનો જયારે નીસ્તીના મીનો કરકો ઉપર આવતાં હતા, ત્યારે તેઓએ આ બનાવ જે પોતાનોજ પડધો હતો તે જોયલો અને પોતાની અઝીની ઉપર તેઓએ નફરત નાખેલી.

મીનો કરકોના આતશી વીસ્તારની અંદર ત્રણ ઝરેહો એટલે વહી રહેતો વિસ્તાર છે, જેઓને ઝરેહ વરકશ, ઝરેહ ફ્રાંકર્દ અને ઝરેહ પુઇતીક કહે છે, જે ત્રણ વીસ્તારો એકમેકની અંદર રહેલા છે, જેઓમાં ઉપર કહેલી નીસ્તીની કુદરત વ્યાપીને કામ કરી રહેલી છે. મીનો કરકો ખુદ અસ્મ છે જે નીસ્તીને લગતું સર્વોપરી છે. પેલા ઝરેહો તે અસ્મની અંદરની વાતાવરણ છે. અને મીસ્વાને–ગાતુએ–અવ્વલ નીચેની અદ્રષ્ય જમીન છે. નીસ્તીની કુદરત મીનો કરકોથી તે ઝરેહો લગી છે. આ કુદરત મારફતે યજતોએ

સપ્પર પહેલી નીસ્તીની જમીન કીધી છે જેને મીસ્વાને–ગાતુએ–અવ્વલ કહે છે. ત્યારે આ મીસ્વાને–ગાતુએ–અવ્વલ સપ્પર પહેલી બધાને ઘેરતી જમીન છે, કે જેમાંથી ઉપર કહેલા ત્રણુ દખ્મુઓ નામે અછવિ–અંતરે–આ થઇ રહ્યા છે. નીસ્તીનો આ કુલ્યાતી ઘેરાવો છે કે જેની અંદરજ નીસ્તેને લગતું બધું આવી જાય.

જ્યારે તે બધાં ૧/૧૦૦ રૂવાનો હસ્તીને પસાર કરીને મીનો કરકો તરફ આવી રહીને, અને પેલા બે જીવતા ઓળા જોઇ રહીને ખુદ મીનો કરકો ઉપર આવીને પછી આ ઝરેહોમાં દાખલ થઇને પસાર થતાં હતાં, ત્યારે તે દાદારે તે ઝરેહોની કુદરત મારફતે તે રૂવાનોની રયમાંના રએશ્વને બહાર કઢાવ્યો, જેથી તે દરેકે દરેક રૂવાન ખરો ભરમ સમજીને દાદારને તાબે થયું. **રૂવાનની રય શુક્ષ્મ થઈ અને તેથી રૂવાને તે દ્રવાઓને સુધારવાની ફરજ જોઇ.** આ કચરો જે અમુક વધતી ઓછી જણુન ગતીના ભેદનો હતો તેને સુધારીને પછીજ મુક્તિ લેવા તે રૂવાનોએ અરજી કીધી. રૂવાનો દાદારને તાબે થયાં. અને પછીથી પહેલે બરજીસી વર્ણનાં રૂવાનોનાં દસ ભાગ થયલા, જેની વીગત ઉપર જોઇ.

પણુ બીજી અન્ય વર્ણોનાં ૧/૧૦૦ રૂવાન સાથનો લાગુ પડેલો દએવ ઘણોજ જણુન હતો, માટે તે ૧/૧૦૦ રૂવાનના ૧/૧૦ ને કાયદે થયલા નવ ભાગો હસ્તીની ઉપરજ ઉપર કહ્યું તેમ ફરી રહ્યા છે. એમ ત્યારે બીજી વર્ણના રૂવાનોનો ૧/૧૦૦૦ ભાગ નીસ્તીએ–અવ્વલ ઉપર દેખાવ દઇને દસ ભાગે વહેંચાશે, જેઓમાંથીજ આજનો માનવ ઉતરેલો છે, આજના માનવનું રૂવાન તે ૧/૧૦૦૦ અંશના રૂવાનોના દસમાં ભાગનું એટલે ૧/૧૦૦૦૦ ભાગનું છે. **આ ૧/૧૦૦૦૦ ભાગનાં રૂવાનોનાબી દસ ભાગો થયલા છે, જેઓમાંના નવ ભાગો આજના ઇનસાનમાં છે.** છેલ્લો દસમો ભાગ ૧/૧૦ ને કાયદે વહેંચાઇ હેવાન–ઝાડપાન ખનીજમાં ગયલો છે.

૧૯. આમ ત્યારે ઉપર કહેલું ચોથે ભાગનું રૂવાન તેના ચોથે ભાગના દ્રવાઓ સહિત પાંચ વર્ણમાં વહેંચાયલું હતું અને અનેક રૂવાનો તેમાંથી થયાં હતાં. આ બધાં રૂવાનોના ૧/૧૦૦૦૦ ભાગ પોતા સાથના લાગુ પડેલા દ્રવાઓ સહિત માનવનાં રૂવાનો તરીકે આજે તનોમંદ હાલતમાં છે. માનવના આ એક દસ હઝાર અંશ રૂવાનોમાંનો દ્રવાઓ ઝરેહોમાં તે રૂવાનોની રયમાંથી બહાર પડયો છે અને શરીરરૂપમાં વણાયો

છે. રૂવાનોમાંથી જ્યારે તે દ્રવાઓ બહાર પડ્યો, ત્યારે તે રૂવાનોની રય નીર્મળ થઇ તે રૂવાનોમાં પરમાર્થ ઉપડયો, અને તે રૂવાનોએ પરદુખભંજનની વૃત્તી દેખાડીને જ્યાં લગી દ્રવાઓની સદગતી થાય નહિ ત્યાં લગી પોતે પોતા સાથના બઓદમાં મલીને બહેસ્તે પુગવા ના પાડી. રૂવાનની આવી અતી ઉત્તમ ખાહેશને બર લાવવા દાદારે તે દ્રવાઓને તનરૂપમાં આણીને તેવાં તનમાં રૂવાનને ખુશીની કેદ=ખુશીનો દેશવટો આપ્યો છે. પણ આવું ખાકી તન કંઇ એકદમ થયલું નથી. આ ખાકી તનને થતાં એક જરવાને અકરને થયો છે. પહેલે આ દ્રવાઓમાં દાદારે કરામત કરીને તેને ચાર ભાગે વહેંચ્યું અને પહેલા ભાગને સુક્ષ્મ આતશરૂપ શરીરમાં બદલી, બીજા ભાગને સુક્ષ્મ બાદરૂપ શરીરમાં બદલી, ત્રીજા ભાગને સુક્ષ્મ આબરૂપ શરીરમાં ઘડીને, પછી ચોથા ભાગને આજના જેવા જડ ઘાટમાં ઘડીને તેમાં પેલા ઉપર ત્રણ ઘડાઇ રહેલા સુક્ષ્મ ભાગોને રાખેલા છે. બીજી રીતે એમ કહેવાય કે પહેલે આતશી તન કરી પછી તે આતશી સાથે અને અંદર બાદી તન ઘડયું; પછી તે આતશી બાદી તનની અંદર આબી શરીર ઘડયું, અને છેલ્લે જડ ખાકી શરીર ઘડાયું, જેમાં ઉપરનાં બધાં અણદીઠ શરીરો છે. ત્યારે દરેક અનુમાં ખાક જાહેર છે, અને ઉપર કહેલી આતશી-બાદી-આબી ગતી ગુપ્ત છે. આવી રીતના દરેક અનુમાં ખાક છે તે દએવની ખસલત જેને ત્બએષ કહે છે તે દેખાડે છે, અને પેલા આતશ-બાદ-આબ જે સુક્ષ્મ છે તેઓ ગવની કુદરત રાખીને ગવની ખસલત દેખાડી રહે છે. ત્યારે ઉપર કહ્યું છે કે દરેક અનુમાં બે ગતી છે; એક ગવની અને બીજી ત્બએષની; અને તે ત્બએષનું કારણ દ્રવાઓ છે. તેમાં દ્રવાઓની ગતી ખાક તરીકેની બદલાઇ છે અને તેની જાહેરાત-દેખીતી હાલત દ્રવાઓની ગતીનું લક્ષણ ત્બએષ દેખાડે છે.

## ઇનસાનની વ્યકિતના મુળ નવ ભાગો. ઇનસાનના ફરોહરનું થવું.

ત્યારે આજના માનવમાં નવ ભાગો છે:-

(ક) ત્રણ અમર નુરાની ભાગો નામે ફ્રવષી-બઓદ-રૂવાન.

(ખ) ત્રણ અણદીઠ અનાસરી ભાગો નામે કેહર્પ-તેવીશી-ઉશ્તાન.

(ગ) ત્રણ જડતાના ભાગો નામે અજદ-ગએથા-તનુ. તેની સમજ લઇએ કે જેથી ઉપરની વીગત વધુ સરળ થશે, અને દોખ્મે-નશીની કરવાની દલીલની સમજ આવી શકશે.

૨૦. ઉપર ૧/૧૦૦૦૦ ભાગનું રૂવાન તેના દ્રવાઓ સાથનું જોયું. તેઓની સાથે બઓદબી છે તેબી જોયું. ઉપર જોયું કે આ રૂવાનમાંનો દ્રવાઓ ઝરેહોમાં બહાર પડેલો છે. રૂવાનની રય જ્યારે દ્રવાઓ રહિતની

થઇ ત્યારે રૂવાને ઉપર જોયું, દાદારની સ્તુતી સપ્પર પહેલીવારની કીધી તેમ દ્રવાઓ તરફ પરમાર્થી ગતી દેખાડી, અને પોતે અત્યાર લગીમાં દાદારની સાથે જે શેખી કીધેલી તેની ઉંડા મનન સાથની પતેત કીધી. રૂવાનની આવી સેતાયશ્નની એક શુભ ફેરદાર થઇ, જેની અંદર અસલ ફ્રવષી, જે અહુનવરનો હમકાર છે, જેને "પઓઉર્વ ફ્રવષી" કહે છે. જેમાંથી સ્તોત યસન થઇને અસલ દુઇ પાકેલી, તે અસલ માદરની દહમ–આક્રિતી ઉતરી. આવી "પઓઉર્વ ફ્રવષી"ની દહમ–આક્રીતીની તે ફેરદાર ત્યારે તે ફ્રવષીના લક્ષણની થઇ છે, જેને તે રૂવાનના ફ્રેરોહર તરીકે ઓળખે છે.

## સ્નથ ઇનસાનનું હથ્યાર તે શું? વોહુન તે શું? કેહર્પની ઉત્પત્તી.

આવી રીતે રૂવાન અને બઓદની સાથે ફ્રેરોહરની શકિત આવી ઉભી. આ ફ્રેરોહરની શકિત ઉભી થયાથી હવે પેલા દ્રવાઓને તનોમંદ હાલતમાં ભાવવાની સવળતા થઇ પડશે. આ બાબદને આપણી સમજને માટે ઘણી ઉપર ઉપરથી જોઇશું. પહેલે તે દ્રવાઓને ચાર ભાગે વહેંચ્યો. કાંય ચારજ ભાગે વહેંચ્યો તે બાબદ છોડી દઇશું. આવા ચાર ભાગમાંના અમુક એક ભાગની અંદર યજતો જેઓને થ્વોરેશ્તાર એટલે ઘડીને સુધારનાર કહે છે તેઓએ 'ગવ'ની શકિત ઉમેરી. ગવની આ શકિતનો અમુક ભાગને રૂવાનમાંથીજ લીધેલો અને બાકીનો જોઇતો ભાગ દાદારે ગેઉશેની અને અપાંમ નપાતની કુદરતી ગતીઓમાંથી ઉછીનો આપેલો છે. આવા ઉછીના ભાગને અવસ્તામાં સ્નથ–સ્નઇથ કહેશે. જયારે રૂવાનનો દ્રવાઓ સુક્ષ્મ થશે ત્યારે આ સ્નથને આ હથ્યારને આપી દેશે, જેને માટે અવસ્તેઇક શબ્દ નિદાસ્નઇથ છે. જરથોશ્તી દએનને 'નિદાસ્નઇથિશ' કહી છે એટલે સ્નથ=હથ્યારને મુકાવી દેનારી કહી છે, તે **હથ્યાર તે આ ઉછીની ગવ છે, કે જે ગવને, રૂવાન જયારે પોતીકા દ્રવાઓને સુક્ષ્મ કરી રહેશે ત્યારે પાછું તેના માલીકોને સોંપી દેશે.** ત્યારે ચોથે ભાગના દ્રવાઓમાં ગવ ઉમેરીને તેને એક કાસમનો કીધો, જેને વોહુન કહે છે. આવી વોહુનની હાલત ધગધગતા આતશ રૂપની હતી. ટુંકમાં એક ધગધગતા આતશી ગોળારૂપ શરીર થયું. આવા શરીરની આસપાસ અમુક તેનો પોતાનોજ તેને લગતોજ ઘેરાવો હતો કે જેને અઇપિ કહે છે. અઇપિનો ભાગ આતશી શરીર કરતા સુક્ષ્મ હતો; જે દાદારની એક બક્ષેશ હતી. રૂવાન અને તેની સાથની બઓદ અને તેની સાથનું ફ્રેરોહર ત્રણેને આ નવાં કીધેલાં આતશી ગોળારૂપ શરીરમાં રહેવાનું હતું.

ફ્રેહરને તો તે આતશી વ્યકિતની અઇપિમાં રહેવાનું હતું જ્યારે રૂવાન અને બઓદને તે આતશી શરીરની અંદર રહેવાનું હતું. પણ રૂવાન તેમ બઓદ જો તેઓની રઇયોમંદ ગતી સાથેજ તે ધગધગતા ગોળામાં જાય, તો તે આતશ શાંત થઇ જાય અને પોતાના ભાવ બતાવી શકે નહિ. ઉપર જોયું કે નીસ્તીની કુદરત દુઇની સામસામી ગતીની છે જેમાં ધનાની ઘણીજ જરૂર છે. આ જરૂર કઇ રીતની છે તે સમજવાનો હયાં પ્રસંગ ઉભો થાય છે. ધનામીનનું કામ 'આઝંગ' દુખરૂપ જે કંઇ તત્વ હોય તેનું દુખ હદની બહાર ઉભરાવવાનું છે. હદની બહાર ધના જ્યારે જાય અને જવોજ જોઇએ, કેમકે એવીજ તેની ખાસીઅત છે, કે પછી સ્પેનાની કુદરતમાંની હદ+ઇનસાફની ગતી વચ્ચે પડીને ધનાને તે હદની ઉપર ઉભરાવવાનાં કામમાંથી અટકાવે છે અને તે ચીજ જે હદની બહાર ઉભરાઇ તેને શીક્ષા આપવાની એટલે તેને મારીને સીધ્ધી કરવાની છે. એમ દુખને સુખમાં બદલવા કાજે દુખરૂપ ગતીને બધીજ બહાર કાઢવી જોઇએ, કે પછી તે બધાંને સમારી શકાય. કંઇબી દુખરૂપ ગતી છુપાયલી રહેવી જોઇએ નહિ. ત્યારે બધીજ દુખરૂપ ગતી જે પાપવૃત્તીનું પરીણામ છે તેને ઉભરાવનાર આ ધના છે, જે પોતાની હદની બહાર જયા કરે છે જેથી તેને તે કામમાં રોકીને પછી જે ઉભરાયું તેનું સમારકામ કરવામાં આવે છે. જે કાંઇ સમારકામ પામ્યું–સુખે પુગ્યું તેની ઉપર પછી યજતો બચાવની પાસુ તરીકે ચોકી મુકે છે. આવા અર્થે નીસ્તીમાં સ્પેનાની સામે ધનાની કુદરત અવશ્યની છે. ત્યારે પેલો ધગધગતો આતશ જે તે દ્રવાઓનું લક્ષણ છે તેનાં બધાંજ બુરાં લક્ષણને બહાર કઢાવવા તેની ઉપર ધના કામ કરશે. પણ જો રૂવાન અને બઓદ એમને એમ તેમાં બેસે તો રૂવાનના દુરી ગતીના આદર્ષથી ધનાનાં તે કામમાં ખલલ પડે, કેમકે તે ધગધગતો આતશ ઠંડો થઇ જાય, એટલે પોતાની બુરી જાત બતાવતો અટકી જાય અને બુરાઇ સંકોચાયલીજ રહી જાય અને સુધરવાનો મોકો નહિ પામી મુકિતએ જઇ શકે નહિ. ત્યારે હવે દાદાર તે રૂવાન અને બઓદની ઉપર એક 'બંદ દરોશ' મુકે છે એટલે તેઓનો દુરી ગતીનો ઝલ્વો મંદ કરી નાખે છે. ગોયા તેઓની શુધ્ધ બુધ્ધને સંકોચાવીને પછી તેઓને તે આતશી શરીરના ગોળામાં જગા આપે છે, કે જેથી ધનાના તે ગોળાની બળતી બુરી ખાસીઅતને ઉભરાવવાનાં કામમાં ખલલ થાય નહિ. આવા શરીરની આસપાસ સુક્ષ્મ અઇપિનું થવું એ દાદારની કરમબક્ષેશ છે જે દાદારની પાદશાહી રજેરજની ઉપર છે પછી તે દએવ હોય કે કોઇબી હોય તે બતાવે છે. દાદારનો પ્રતીનીધી ફ્રેહર તેમાં રહે છે, જેની

અસર તે આતશી શરીરના લક્ષણોને બહાર પડવાની વચમાં આવતી નથી ત્યારે **આવી ગતી રૂવાનની ઉપરની કસોટી છે.** રૂવાન તે દ્રવાઓને સુધારવા ખાતર ખુશીથી આવી કસોટીમાંથી પસાર થાય છે. બઓદને તે કસોટી ભારી પડતી નથી કેમકે તેનું નુર ઘણુંજ બાલે છે, પણ રૂવાનની ઉપર તે કસોટી ભાર મુકે છે પણ સાથે રહેલા બઓદથી તેને ઘણી મદદ મળે છે. આમ સપ્પર પહેલું આતશી શરીર થયલું તે વખતે આ ગેતીબી તેવી આતશી હતી.

ઉપર જોયું કે દરેક રૂવાન સાથે ફ્રેરોહર છે, આ ફ્રેરોહર તો ઘણાજ ઉંચાંમાં ઉંચ્ચાં નુરતું હોઇ ઉપર કહેલી અઇપિમાં રહીને કુદરતની સફેદ બાજુના કામમાં મદદગાર થઇ રહે છે. તે ફ્રેરોહર પછી આ બળતાં આતશી શરીરમાં ગવની ગતી વધુ ઉમેરી ઉમેરીને લાંબે કાળે કુદરતના હદ+ઇનસાફની રૂયે તે આતશને તેની બળતી ગતીમાંથી સુક્ષ્મ કરીને અદ્રષ્ય કરી નાંખે છે. તે આતશને ઉત્તમ કરીને તેનો સુંદર ઘાટ કરે છે, જેને કેહર્પ કહે છે, કે જેમાં પછી કુદરતનો ભાગ નામે **'અઓજ'** આવી વસે છે. એમ તે આતશ જે નર્કનો બળતો આતશ હતો તે હવે બહેસ્તી નેઆદનું કેહર્પ થયું, જેમાં કુદરત આવી વસી. જ્યારે તે શરીર કેહર્પ રૂપનું થયું એટલે જેમ દાદારનું કેહર્પ છે તેવી ગતીએ પુગવાની બડી બામદાદ નામે **ઉષી** હોશબામે પુગ્યું એટલે કેહર્પની ઉષીએ પુગ્યું–દાદારના કેહર્પમાં વસ્ત્રરૂપ થાય તેવી ગતીએ પુગ્યું–કુદરત વસેલું થયું, કે પછી તે માંહેલા બઓદે પોતાની **'બંદ દરોશ'** પોતે ઉચકીને પછી રૂવાન ઉપરની **'બંદ દરોશ'** ખોલાવીને તે **'બાગે–અરમ'** જેવી થયલી હાલતનાં કેહર્પમાં શાંતી મેળવીને બેઉ બેઠા. આમ દ્રવાઓનો જે ચોથો ભાગ ધગધગતા આતશની બુરી ગતી ધનાથી પામીને પછી હસ્તીએ પુગે તેવી ગતી મેળવી હસ્તીએ પુગવાની હોશબામ=સહવારે પુગ્યો એટલે કેહર્પની ઉષીએ પુગ્યો એટલે તે ૧/૪ ભાગનો દ્રવાઓ મુકિતની સહવારે આવી પુગ્યો. આમ કેહર્પ નામનું શરીર થયું, કે જે જોકે હજુર ફેરફારને આધીનનું છે એટલે અનાસરનું છે, પણ હવે નુરી ગતીએ જવાની સહવાર લગી આવી પુગેલું છે. ફકત **સુરજ ઉગે કે નુરમાં બદલાય તેટલા વીલંબનાં નુરથી તે વેગળું** છે. એમ કેહર્પની ઉષી થઇ. પણ આ કેહર્પમાં કુદરત વસેલી છે, જેથી કેહર્પમાંથી પરમાર્થની શુબ્ધ બુધ્ધ આવી છે, જેથી તે કેહર્પે નુરની ગતી લેવા ચાંગી નહિ પણ પોતાના બીજા ૩/૪ ભાગને સુધારીને પછી આગળ વધવા માંગ્યું.

## ઇનસાન માંહેલી તેવીષી થવાનો ભેદ.

આથી પછી દાદારે તે કેહર્પની ઉષીએ પુગેલી આખી જગતને તેનાં બધાં રૂવાન સહિત ઉપર પોતાની ઝરેહોના અદ્રષ્ય મહાલમાં ઉડાયું એટલે તે આતશી જગત તેની વસ્તી સહિત ખતમ થયું, એટલે ગોયા તે જગત મૃત્યુ પામી ઉપર ઝરેહોમાં ઉડી ગયું. આ પછી ઉપર કહયું છે તેમ, દાદારે તે અસલના ચાર ભાગમાંના બીજા ભાગની અંદર ગવને ઉમેરી. આ વખતે પેલી કેહર્પે પોતાની ગતીબી તે બીજા ૧/૪ ભાગને આપીને વોહુનની હાલત કીધી, જે ભયંકર હાલતની વાસ મારતી હવા જેવી હવાઇ હતી. આવી હાલતને તે કેહર્પ પોતામાં પકડી રાખી અને તે કેહર્પમાં પેલાં રૂવાન-બઓદ અસલની માફક ઉપર કહેલે અર્થે 'બંદ દરેશ' પામીને રહયાં. પછી તેઓનાં પેલાં ફરોહરે હવે યજતોની મદદથી અને પેલાં કેહર્પ માંહેલી કુદરતની મદદથી લાંબે કાળે તે તોફાની હવારૂપ આકારને શાંત દીલપઝીર વયુ વેહનો કીધો, અને તેને ઘણો ઉત્તમ ઘાટ આપ્યો જેમાં વયુ વેહની ગતીની શકિત આવી, જેને 'તેવીષી' કહે છે. આવી તેવીષી પછી તે કેહર્પમાં સમાઇ. ગોયા તે કેહર્પના 'બાગે-અરમ'માં બાદે-સબાની ભલી લેહકી=નસીમ પંથરાઇ. આવાં કેહર્પમાંના તે બઓદ અને રૂવાને પોતાની 'બંદ દરેશ' ઉંચકી. આ તેવીષી ત્યારે સુક્ષ્મ રીતની બાદી ગતીની થઇ, જેમાંથી 'અઓજ'ની કુદરતે વાસો કીધો, જેમાં પછી અપુર્વ શકિત આવી, અને જેણે પોતાની વધુ સુક્ષ્મ હાલત કરવા એટલે નુરની ગતીએ જવા ના પાડીને પહેલે પોતા સાથના બીજા દ્રવાઓને સુધારવાની કાળજી બતાવી. આ વખતે ત્યારે દુન્યા બાદી ગતીની થયલી હતી. અસલનાં કેહર્પમાં તે બાદ સમાયલો હતો. ત્યારે આ તેવીશી તો નુરી હાલતે પુગવાની સહવારે=ઉષીએ આવી હતી, જેને તેવીષીની ઉષી એટલે તેવીષીની સુક્ષ્મ બાદી હાલત જે નુરની થવાની તૈયારીમાં છે તેવી હાલત કહે છે.

## 'ઉશ્તાન-આપ'નાં ગુહ્ય શરીર-રચનાનાં થવાનો ભેદ: તેની સમજ. આબનો ખરો અર્થ. આવી આબી ગતીનાં શરીરમાં રહેતી કુદરતનો ઝલ્વો.

ઉપર રૂવાન સાથના દ્રવાઓમાંથી થતાં બે સુક્ષ્મ શરીરો નામે કેહર્પ અને તેવીશીનો ભેદ જોયો. રૂવાને પોતાની સાથના દ્રવાઓના અરધા ભાગને પોતાના ફરોહરની મદદથી પાર પાડયો. આ બે શરીરો સુક્ષ્મ આતશ અને સુક્ષ્મ

બાદ જેવા છે, જેઓને આતશી અને બાદી અનાસરો કહે છે. તેઓ જો કે મુકિતએ પુગે તેવા છે છતાંગી તેઓમાં કંઇક ફેરફાર થાય તે પછી-થીજ તેઓ તુરી ગતીએ પુગે. તેઓ ત્યારે મુકિતની ખરી બામદાદે એટલે ઉષાના વખતે પુગ્યાં છે. બામદાદ પછીની સુરજના ઉગવાની જેટલી વાર રહે છે તેટલો વીલંબ તેઓની પુર્ણ મુકિતનો રહેલો છે. પણ તેઓ તેવી મુકિત લેવા માંગતા નથી, કેમકે તેઓની સાથનો બીજો અરધો ભાગ હજુર દ્રવાઓની હાલતનો છે, જેને રાહ ઉપર મુકયા વગર તેઓ રસ્તે પડે એમ કરવા તેઓની અંદર ઉગેલી પરમાર્થી ગતી ના કહે છે. ત્યારે તેઓની ખાહેશથીજ દાદારે તેઓની બાદી જગતને તે બધી વસ્તી સહિત ઉપર ઝરેહ વરકશ ઉપર ઉડારી. ના, તે કેહર્પ-તેવીષીની હાલતની ગેતી ખુદ તે દાદારની દરધાહ જે ઝરેહ-વોઉરૂકષમાં છે ત્યાં પોતા સાથના દ્રવાઓની મુકિત થવાની અરજી કરવા ઉડવા લાગી. આવી રીતે બાદી જગત ઉપર લય થયું. દાદારના હોકમ મુજબ તેના વર્ષ્ય=અહુનવર્ષ્ય મુજબ હવે ઝરેહોમાંની કુદરતે દ્રવાઓમાંના ત્રીજા ૧/૪ ભાગને જાહેર કરી તેમાં ગવની ગતી મુકીને **'આબ'**નો ઘાટ ઉભો કીધો. એમ કુદરતે પોતાની સત્તાથી આબી જગત તે જગતના કેહર્પ-તેવીશીની આસપાસ કીધું અને તે માંહિલી કેહર્પ-તેવીશીના પડોવાળી વ્યકિતની આસપાસ આબી શરીર કીધું. આવી રીતે દાદારનાં નીર્માણ મુજબ હવે આબી જગત ઉગવા લાગ્યું. શરૂઆતનું આ આબ '**તીરેહ**'=શીહાગાર હતું, જેને '**તીરે આબ**' તરીકે ઓળખે છે. જેમ તે વખતની તે આબી જગતમાં **'તીરે આબ'** પુસ્કળ વર્તુળવાળું ઝહેરી દુરગંધનું થયલું, તેમ દરેક વ્યકિતની આસ-પાસબી તેવાં **'તીરે આબ'**નાં પડો થયલાં. આબનો **અર્થ** આજના પાણીનો લેવો નહિ. આજનું આબ તો વહેતી ખાકનું બનેલુ છે, કે જેમાં બાતેન આબ તેની વીજળીક શકિત નામે **ફ્રાદો** સહિત રહીને તે ખાકને વહે તેવું કીધું છે. ત્યારે બાતેન આબ અને તે માંહિલી શકિત નામે ફ્રાદો જે આજે અણુદીઠ છે તેવાં તે આબ માંહે જાહેર થયલી વોહુનની તીરે-હગાથી એટલે વોહુનના દએવીક પ્રભાવથી તે વખતનું તે તીરે આબ જાહેરમાં વહેતાં વર્તુળની માફક થયલું હતું. **ત્યારે આજનું પાણી તે આ વખતનું પાણી નથી.** પણ આજના પાણીમાં જે બાતેન આબ અને ફ્રાદો છે તે આ તીરેહ આપનો એક ભાગ છે આવા બાતેન આબ સાથે તીરેહગી હતી એટલે દએવીક જુસ્સાઓ હતા, જેઓની ખાસીઅત ઝહેરી ભયંકર વર્તુળો કરીને દુરગંધો કરીને

તોફાન કરી રહેવાની હતી. દરેક વ્યકિતનાં કેહપ્ર્–તેવીશી આસપાસબી આવુંજ '**તીરે આપ**' જાહેર શરીર કરીને રહેલું હતું. ઝહેરી નાગના ઝહેર કરતાંબી તે '**તીરેહ આપ**' ઘણું ઝહેરી હતું. આજનાં પાણીમાં 'અર્દ' છે એટલે ઉપધાતુ–ધાતુનું સોલ્યુશન તે બાતેન આપથી થયલું છે એમ આજનું પાણી વહેતી ખાકરૂપનું છે. આ વખતે ત્યારે શીહાગાર વહેતી ગતીની રચના હતી, જે અતી ઝહેરી હતી, જેને કેહપ્ર્–તેવીષીએ પકડી રાખી હતી. ફરોહરે પછી કેહપ્ર્–તેવાષીમાંની '**અઓજ**'ની કુદરતના ગવની વાસનાથી તે '**તીરેહ આપ**'ને સુધારવાની ઝેહેમત ઉઠાવી, છતાંબી તેની તીરેહગી ભુસાઇ ગઇ નહિ, જો કે ઘણે દરજ્જે ઠંડી તો પડી હતી. પછીથી દાદારે પોતાના હવરેતાતના ઝરાહમાંથી એટલે આબે–હયાતના ઝરાહમાંથી ઉશ્તાનનો પ્રવાહ નીચે એવી ગેતી ઉપર ઉતાર્યો, જેની મદદથી પછી ફરોહરે તે આપની તીરેહગીને નીમુંળ કરીને '**રોશન આપ**' કીધું. આમ રોશન આપની ગેતી થઇ, જે માંહેની બધી વ્યકિતઓબી રોશન આપની અને સુક્ષ્મ થઇ. આવું રોશન આપ પછી પેલા કેહપ્ર્–તેવી-ષીની અંદર ભેલાયું, કેમકે રોશન આપમાં બઓદીક ગતી હતી, જેની અકકલથી તે આપ પોતાનો ભાવ સમજી શકયું. આવાં આપને આબી અનાસર કહે છે, જે જો કે મુકિત મેળવવાના રસ્તા ઉપર છે છતાં મુકિત લેવા માટે તેમાં ફેરફાર થવાના છે. આવાં રોશન આપનાં એટલે આપનાં અનાસરી શરીરમાં ત્યારે '**અઓજ**'ની કુદરત તેમ **ઉશ્તા-નની** કુદરત બેઉ છે. અઓજની કુદરતમાં ગવની શકિત છે એટલે બહ-મનના પ્રભાવોમાંનો પરદુખભંજનનો પ્રભાવ છે અને ઉશ્તાનની કુદરતમાં હવરેતાત અને અમેરેતાતની ગતીઓનો પ્રભાવ છે, જેઓ જીવજાન આપીને એટલે ટુંક વખતની અમર્ગી આપીને અખંડતા અને ઉશ્તા તરફ લઇ જવા માગે છે. અઓજ અને ઉશ્તાનની કુદરતોના પ્રભાવ હવે પછીથી થવાના જડ તન માટે જોઇતી જીવનશકિત જે બઓદંધહ રૂપની છે તે ઉભી કરી શકશે. અઓજ અને ઉશ્તાનના આ ગવ તેમ હવરેતાત–અમેરે-તાતની બઓદંધહથી '**જાન**' ઉભો થશે, જે જાનમાંથી ત્યારે ગવ અને હવરે-તાતની ગતીઓ ઉગશે, જેઓને '**જોરાને–જાન**' તરીકે ઓળખશે. આવું ઉશ્તાન આપ પોતાની તેવી કુદરત સાથે કેહપ્ર્–તેવીશીમાં ભેલાઇને વસ્યું જેથી કેહપ્ર્–તેવીશીમાં હસ્તીના જેવો પ્રભાવ શરૂ થયો, એટલે હસ્તીમાં જેમ સાત આસ્માનો ફરે છે તેમ તેઓમાંબી ત્યાં સાત આસ્માન જેવું ફરવાનું શરૂ થયું, જેને **૧૬ ચખ્રો** કહે છે. આવાં ફરવાથી ત્યાં બાતેન આતશ–

બાતેન બાદ અને બાતેન આબના અનાસરોનો દવ્વાર થવા લાગ્યો. એમ અનાસરો ઉભા થયાં.

ત્યારે આ રોશન આપ જેને 'ઉસ્તાન-આપ' કહે છે તે હવે આબી અનાસર તરીકે થયું છે, જેબી ઉપરના કેહર્પ-તેવીષીની માફક મુકિતની બરી બામદાદે એટલે ઉષાએ પુગેલું છે, જેને ઉસ્તાનની ઉષી કહે છે. એમ ત્રીજા ભાગનો દ્રવાઓની ફ્રશો-કેરેતીએ પુગી રહયો. આ આપેબી ઉપરનાં કેહર્પ-તેવીષી માફક નુરી ગતીની મુકિત લેવા ના પાડી. તે માંહેલા બઓદંધહે છેલ્લા દ્રવાઓની મુકિત થવાની અરજી કીધી. આ ઉસ્તાન આપની ગતીનાં શરીરમાં પેલાં બઓદ-રૂવાને 'બંદ દરોશ' ઉકેલી હતી. તેઓ હવે સુક્ષ્મ થઇ ઉપર ઝરેહ વોઉરૂ કષમાં ઉડે તેવાં થઇ રહયાં. તેઓ દાદારની દરગાહ કે જે ઝરેહોમાં છે કે જયાં લગી હવે તેઓ ઉડી શકશે, ત્યાં છેલ્લા દ્રવાઓની મુકિતનો સામાન ઉભો કરવાની દુઆ કરવા માટે ઉડવાની પ્રાર્થના કરી રહયા.

## ખાકી ગેતી થવાની શરૂઆત ખાકી તન થવાના ત્રણ મુળ તબકકાઓ અને તેઓના જુદા જુદા ઘાટોમાંથી ઉભો થતો આજનો ઘાટ. ખાકી ગેતીમાંનાં તનના થવાની વીગત. બાર હઝારાનો અર્થ. નર માદાની સામટી વ્યકિત કયારે? તેઓના છુટા થવાનું કયારે? ખાકી યોનીમાં માનવનાં રૂવાનમાંથી થતી હેવાન, ઝાડપાન, ખનીજની વસ્તી: તે બધાનો ગેતીમાં ઉતરવાનો ઓરડર.

ઉપર કહેલી વજેની ગેતી જે કેહર્પ-તેવીષી અને ઉસ્તાન આપની ઉષીએ પુગેલી હતી તે હવે કુલ્યાતી રીતે પોતા માંહેલી કુલ વ્યકિતઓ જેઓ ગવહોમંદ થયલી હતી તેઓ સહિત તેઓની મુરાદ જે છેલ્લા રહેલા દ્રવાઓને સુધારવા માટે છે તે મુરાદને પ્રફુલ્લીત કરાવવા દાદારના હોકમથી ઉપર વોઉરૂકષમાં ઉડી ગઇ; ગોયા એક વજેનું શુભ મૃત્યુ-લયની ગતી પામી.

હયાં નોંધ લેવી કે એક એક ઉષીને થતા બેશુમાર દરેઘો ખદાતનો જમાન નીકલી જાય છે. ઉપર કહેલો **'પરા'ના સાત કાળમાંનો આ ત્રીજો કાળ હતો. દરેક કાળની લંબાઇને 'જરવાને અકરને' કહે છે.** જરવાને અકરને તો આપણી સમજ શકિતની બહાર છે, પણ તે જરવાને અકરને જે મતલબસર થાય છે તે મતલબ તો સમજ

શક્તિની છે, જેને ક્રશો-કેરેતી=કુલ્યાતી મુક્તિ કહે છે. દ્રવાઓને હસ્તીમાં લાવી તે હસ્તીમાંથી નીસ્તીમાં લાવીને તેને દુરસ્ત કરવો, કે જેથી ક્રશો-કેરેતીની મુરાદ હાંસલ થશે. ત્યારે ત્રણ રીતની હિકમત જેને ત્રણ મુસ્તસલા કહે છે તેમાંથી પસાર થવે ક્રશો-કેરેતીની મુરાદ હાંસલ થશે. આ ત્રણના આંકડાને માટે બાર શબ્દનો આંકડો આપેલો છે: ૧૨=૧+૨=૩. ત્યારે બાર હઝારામાં એટલે બારની ગતીના ભેદના વખતના દોરાનોમાં aeons માં રહયાથી તે મુરાદ હાંસલ થશે. માટે ભેદમાં કહે છે કે દરેક **જરવાને અકરનેમાં બાર હઝારા થશે. દરેક હઝારામાં અગણીત દરેઘો ખદાત થશે.** આમ ત્યારે બાર હઝારાના ત્રણ હઝારા પસાર **થઇ ગયા, કે જયારે દ્રવાઓનો છેલ્લો ભાગ સુક્ષ્મ થવાનો હજુર બાકી રહેલો હતો.**

જરેહ વોઉરૂફષમાં પછી તે છેલ્લા ૧/૪ ભાગના દ્રવાઓનો 'રએથ્વ'=કચરો જે મંદ હતો, પણ પેલાં કેહર્પ-તેવીષી-ઉસ્તાન આપની સાથેજ હતો તેને ઉભરાવી જાહેર કીધો, અને તેમાં યજતોએ ગવની ગતી ઉમેરીને તે દ્રવાઓને ખાકી વોહુન રૂપનો કીધો. આવાં વોહુનની ઉપર યજતોએ આશીશો મોકલ્યા, કે તું હવે ગવની ખાસીઅતનો થઇ પાર પડતો જશે. આ વોહુનમાંથીજ માનવનો તેમ ખનીજ-ઝાડપાન-હેવાનનો આજનો જડ આકાર નામે અજદ-ગએથા-તનુ થવાના છે. આવો ઘાટ કઇ રીતે થાય છે તેની સમજ માટે કેટલીક વચમાંની બાબદો ઉકેલવી જોઇએ. હવે તો નર-માદાની વ્યક્તિઓ છુટી થવાનો અવકાસ આવ્યો. અત્યાર લગીની આતશી કે બાદી કે આબી ગેતીમાં ખનીજ-નબાતાત-હેવાનાત તેમ માનવ હતા, પણ તેઓનો નર-માદાનો ભેદ સાથે વળગેલો હતો. જેમ આજે કેટલાક earth worm માં નર-માદાની જાત એકજ શરીરમાં હોય તેમ હતું, Hermaphodite આકાર હતા. તે આતશી કે બાદી કે આબી દુન્યાઓમાં પહેલે તેવી આતશી કે બાદી કે આબી વજેની જમીન-દુન્યાઓ થઇ હતી. તે દરેક આતશી-બાદી કે આબી દુન્યામાં આતશી-બાદી કે આબી વ્યક્તિઓ ઉતરતી હતી. વ્યક્તિઓમાં પહેલે જમાદાતી ઉરવાનોની વ્યક્તિઓ નર-માદા મલેલી આતશી કે બાદી કે આબી આકારમાં તેવી તે દુન્યામાં ઉતરતી હતી. જમાદાતને લગતાં રૂવાનોની વ્યક્તિઓ ઉતરી રહયા પછી તદદનજ છુટી રીતે એટલે ઉપરના જમાદાતના સંબંધ વગર છુટી રીતે નબાતાતી વ્યક્તિઓ આતશી, પછી બાદી, પછી આબી આકારોમાં તેવી તે તે દુન્યાઓમાં ઉતરતી હતી. તે નબાતાતી વ્યક્તિઓ પછીથી હેવાનાતોબી છુટાં ઉતરતાં. દરેક વ્યક્તિમાં

નર–માદાનાં રૂવાનો સાથેજ એકજ તેવાં આતશી કે બાદી કે આબી તનમાં રહેતા હતા. પણ હવે ખાકી યોની થવાનો વખત આવ્યો છે, કે જેમાં નર આકાર અને માદા આકાર જુદા થવાના છે. પહેલે અર્દની ખાકી જમીન થઇ તે ખાકમાં જમાદાતનાં રૂવાનો તનોમંદ કાયા ધારણ કરશે, જેને ઉપધાતુ અને ધાતુ કહે છે. આવી ઉપધાતુ અને ધાતુ વ્યકિતગત અને નર-માદાના ભેદોની થશે. પછી આ નરના ભેદના જમાદાતની વ્યકિતમાં નરના ભેદનું નબાતાતનું રૂવાન, તેમ માદાના ભેદના જમાદાતમાં માદાના ભેદનું નબાતાતી રૂવાન ઉતરીને હીબ્રીદ નબાતાતી વ્યક્તિ કરશે. આ વ્યકિતઓમાં ત્યારે નબાતાત તેમ જમાદાત બેઉના આકારો રહેશે. એમ નબાતાતની hybrid વ્યક્તિઓ થશે. એમ જમાદાતમાંથી નબાતાત થશે, કે જેમ અસલની આતશી–બાદી કે આબી ગેતીમાં હતું નહિ. તેમાં તો છુટા છુટાજ ઉતરેલા. હીબ્રીદ નબાતાતમાંથી ખરી નબાતાત થશે, જેઓના નર–માદા છુટા રહેશે. પછી નબાતાતના નરમાં હેવાનનું અસલ નર અને નબાતાતની માદામાં હેવાનની અસલ માદા ઉતરીને હીબ્રીદ હેવાનો થઇ તેઓના સંગથી પછી ખરાં હેવાનો નર–માદા તરીકે છુટાં થશે. પછી માનવના નર તેમ નારીનાં ઉરવનોના વોહુનનાં બીજે વહેંચાઇને અરધે ભાગે નર હેવાન જેવા કે નર મચ્છીમાં તેમ બીજા નર હેવાનમાં ઉતરશે, તેમ બીજા અરધા ભાગે નારી હેવાન જેવા કે મચ્છ નારીમાં કે બીજા નારી હેવાનોમાં ઉતરી પોખાઇ તે નર નારીના સંગથી હીબ્રીદ આકારનો નર અને હીબ્રીદ આકારની નારી થશે. આવા હીબ્રીદ આકારના નર–નારીરૂપ માનવોના સંગથી asymmetrical વ્યકિતઓ નર માદાની છુટી છુટી થશે. આવી asymmetrical નર–નારીના સંગથી પછી હાલ જેવી symmetrical નર–માદાની વ્યકિતઓ થતી આવશે. આમ આ ખાકી વોહુનની રચનામાં નર–માદાની વ્યકિતઓ છુટી દેખાવ દેશે, જેવો મામલો આતશી કે બાદી કે આબી વોહુનમાં હતો નહિ.

બીજું એ કે, માનવનાં રૂવાનનાં ભાગમાંથી ૧/૧૦ ને કાયદે હેવાનોનાં રૂવાનોના અંશો થયલા છે, એટલે માનવનાં રૂવાનના દસ ભાગોમાંના નવ ભાગો માનવનાં રૂવાન તરીકે છે, જ્યારે છેલ્લો દસમો ભાગ હેવાનનાં રૂવાન તરીકે છે. એવીજ રીતે હેવાનનાં રૂવાનના દસ ભાગોમાંના નવ ભાગો હેવાનનાં રૂવાન તરીકે છે, જ્યારે દસમો ભાગ નબાતાતનાં રૂવાન તરીકે છે. નબાતાતનાં રૂવાનના દસ ભાગોમાંના નવ ભાગો નબાતાતનાં રૂવાન તરીકે છે, જ્યારે છેલ્લો દસમો ભાગ જમાદાતનાં રૂવાન તરીકે છે. પહેલે જમાદાતી રૂવાનો ઉતરે છે. કેટલાક દરેથો ખદાત લગી

જમાદાતનાં રૂવાનો ગેતીની આમમાં ઉતર્યા કરે છે. પછીથી તેઓનો ઉતરવાનો વખત ખતમ થાય છે. પછીથી કેટલાક દરેઘો ખદાત લગી નબાતાતનાં રૂવાનો ઉતરીને પછી ખતમ થઇ જાય છે. પછીના કેટલાક દરેઘો ખદાત લગી હેવાનાતે-મુતલક ઉતરીને ખલાસ થઇ જાય છે. પછી છેલ્લે માનવ ઉતરીને તે ગેતી જે કંઇ પ્રકારની હોય,-જેવી કે આતશી-બાદી કે આબી તે ખતમ થઇ રહે છે-ઉપીએ પુગી રહે છે. ખાકી ગેતીમાંબી જ્યારે ખાક થઇ જમીન અર્દની થઇ, કે તેમાં જમાદાતનાં રૂવાનો ઉતરેલાં હતાં. પણ ઉપર વાંચ્યું તેમ માનવનાં રૂવાનનો ૧/૧૦૦૦ ભાગ તે જમાદાત છે, તે જમાદાત સાથે તેના પ્રમાણનો દ્રવાઓ રહેલો હોય છે. આવા દ્રવાઓની અંદર ઝરેહમાં ગવ ઉમેરાઇને ખાકી વોહુન કીધેલું હતું. તેમ વળી **આવાં જમાદાતી ઉરવાનોનાં કેહર્પો જેઓ નર-માદાના સાથેજ દબલ રીતના હતા તેઓ બધા આ ઝરેહોમાં છુટાં થયાં હતાં. નર ઉરવાનનું કેહર્પ-તેવીષી-ઉશ્તાન નર ઉરવાન સાથે અને માદા ઉરવાનનું કેહર્પ-તેવીષી ઉશ્તાન માદા ઉરવાન સાથે રહે તેમ થયલું.** આવાં ઉરવાનો પોતાની ૧/૪ દ્રવાઓની ગતી જે હવે ખાકી વોહુનરૂપ થયલી, તે ખાકી વોહુનને પોતાના આગલા ૩/૪ દ્રવાઓમાંથી થયલાં કેહર્પ-ઉશ્તાન-તેવીષીમાં રાખીને ખાકમાં ઉતરીને જમાદાતી વસ્તી પહેલ વહેલી કીધેલી. અમુક દરેઘો ખદાત લગી આવાં **જમાદાતી રૂવાનો (માનવનાં રૂવાનના ૧/૧૦૦૦ અંશો)** ઉતરીને જ્યારે તેઓ ખતમ થઇ રહયાં, ત્યારે છેલ્લા વખતનાં જમાદાતી નર-માદા ઉરવાનમાં નબાતાતનાં નર-માદા ઉરવાનો પોતાનાં કેહર્પ-તેવીષી-ઉશ્તાન અને ખાકી વોહુન સાથે ઉતરીને અરધું જમાદાતનું તન અને અરધું નબાતાતનું તન કીધેલું-પછી પુર્ણ નબાતાતનું તન થયલું-પછી નબાતાતનાં ઉરવાનોનો છેલ્લો દરેઘો ખદાત આવ્યો, ત્યારે પછી તે છેલ્લા ઉતરી રહેલા નબાતાતનાં નર ઉરવાનનાં તનમાં હેવાનાતનાં નર ઉરવાનનું વોહુનનું ચીથ્ર તેનાં કેહર્પ-તેવીષી-ઉશ્તાન સાથે ઉતર્યું અને નબાતાતમાં નારી ઉરવાનનાં તનમાં નારી હેવાનનું વોહુનનું ચીથ્ર તેણીનાં કેહર્પ ઉશ્તાન-તેવીષી સાથે ઉતરીને **હીબ્રીદ હેવાન** થયલાં, જેઓ અર્ધ જાનવર અર્ધ નબાતાત હતાં. આવાં હીબ્રીદ હેવાનના નર-માદાના સંગથી પુર્ણ હેવાનો થયલાં. અમુક દરેઘો ખદાત લગી આવાં પુર્ણ હેવાનો ઉતરી રહયાં હતાં. તેઓમાંના છેલ્લે જે હેવાનો ઉતર્યાં હતા તે છેલ્લા નર-નારી હેવાનમાંના મચ્ચના તેમ બીજાં હેવાનના તનમાં માનવના નરનારીને લગતા ૧/૪ દ્રવાઓનાં વોહુનનાં ચીથ્રો કેહર્પ-તેવીષી-ઉશ્તાન સહિત અને તે માનવનાં રૂવાન સહિત ઉતર્યાં.

ઉપર કહયું છે કે ખાકી દુન્યા થતી વખતે ઝરેહોમાં બે મુળ બાબદો બની હતી. એક તો એ કે તે છેલ્લા બાકી રહેલા ૧/૪ દ્રવાઓમાં ગવ ઉમેરાવે ખાકી વોહુન થયો હતો અને બીજું એ કે માનવનાં નર અને માદા રૂવાનોને લગતી દબલ રીતની કેહર્પ-ઉશ્તાન-તેવીષી સાથેસાથ જોડાયલી રહીને એક એક વ્યકિત થયલી. આ એક એક વ્યકિતમાંના સાથે રહેલા નર-માદાનાં કેહર્પ-ઉશ્તાન-તેવીષી ખાકી દુન્યા થતી વખતે છુટાં થયાં. આ બધું ઝરેહો ઉપર થયું. પછી તે નર-માદા માનવનાં રૂવાનો પોતાનાં કેહર્પ-તેવીષી-ઉશ્તાન તેમ ખાકી વોહુન સહિત ઉપર કહયું છે તેમ જાનવરોની યોનીમાં ઉતરીને અરધું જાનવર-અરધું માનવ એમ શરીર કીધું હતું. આ ત્યારે જડ આજનાં શરીર થવાનો પહેલો તપ્પો હતો.

આવી ગેતી થઇ રહી, જે કંઇક દરેઘો ખદાત લગી ચાલી હતી, જેમાં બધા માનવનાં ઉરવાનો ઉતરી રહીને તેવાં તન ઉભાં કરીને મામલો ખતમ કીધો હતો. હવે પછી આવા હીશ્નીદ ઘાટના સંગમાંથી asymmetrical ઘાટ ઉભો થયો. એક આંખ, એક પગ, એક હાથ, એવો ઘાટ માનવનો ઉભો થયો, જે માનવનાં તનનાં થવાનો બીજો તબકકો હતો. આવા તબકકાના નર-માદાના સંગમથી પછી symmetrical ઘાટનો આજના જેવો ઘાટ ઉભો થયો, જે માનવનાં ઘાટ થવાનો ત્રીજો તબકકો છે.

પહેલે બરજીસી વર્ણ તેવાં તનની થઇ, જેની દુન્યાને ગરો-દેમાન કહે છે, જે વખતે ગેતીમાં અહીરીમન હતો નહિ, માટે દેવ-દ્રુજ હણાયલા હતા, માટે જરથુશ્ત્રને ઉતરવાની જરૂર હતી નહિ. પણ પછી બીજી વર્ણોનાં રૂવાનો તેઓને પેટે જનમ્યાં, તેઓએ ગેતીમાં અહીને દાખલ કીધો, જેણે તેઓનાં ખભાં ચુમીને ત્યાં સાંપો ઉગાડયા એટલે ખરફ્સ્ત્ર સ્વાર્થી માનવ થયો, કે જયારે તે માનવમાંના જુસ્સાના દેવ દ્રુજનું જોમ ચાલ્યું, જેને તોડવા જરથુશ્ત્ર 'વીદએવોદાત' સહિત ઉતરેલા હતા અને ઉતરી રહે છે. ચોથા હઝારામાં એ થયું હતું. આમ ત્યારે માનવનું રૂવાન આતશી-બાદી-આબી-ખાકી ગેતીમાં કઇ રીતે ઉતરે છે તેનો ખ્યાલ લીધો. પણ હવે માનવનું શરીર જડ શરીર જે અજદ-ગએથા-તનનું બનેલું છે તે કઇ રીતે ઉપર કહેલા ઝરેહ વોઉરૂ કષના ખાકી વોહુનમાંથી ઉગે છે તે જોઇએ, કે પછી દોખ્માની બુલંદીની સમજ પડી શકે. ત્યારે માનવનાં હાલનાં ખાકી તનનો આકાર ઉપરના હીશ્નીદ અને asymmetrical આકારમાંથી થયો છે. આ ત્રણે તપ્પા=ફેઝીઝ phases નાં તનો કે જેઓ એકમેક ઉપરના સુધારા તરીકે છે તે બધાંનાં જાહેર ખાકી તનોમાં અજદ-ગએથા અને તનુ તો હતાં, પણ તેઓના ઘાટ અને કામો

જુદાં હતાં. હવે ખાકી પુર્ણ બદન થયું, જે ત્યારે હવે ફેલ મુખત્યાર છે, જેને ગેબી મલી છે—અંતકરણનો અવાજ અને ભેજું મલ્યું છે. ત્યારે આવું તન જે અજદ—ગએથા—તનુનું છે, જે અસલ વોહુન જે ઝરેહ વરકશ ઉપર છે, તેમાંથી કઇ રીતે થાય છે તે જોઇએ.

**ખાકી બદન થવાની તેહકીક; છેલ્લા ૧/૪ દ્રવાઓમાં ગવ ઉમેરાવે થતા વોહુનના ચીથ્રમાંથી જડ બદન કઇ રીતે ઉપર કહેલા ઘાટાનું થઇ રહે છે કે જે બદનનો માનવ જમાદાત—નબાતાત—હેવાનાતનાં ઉતરવા પછીજ ઉતરે છે. જમાદાત—નબાતાત—હેવાનાતનાં મુળ ચીથ્રો સપ્પર પહેલાં કઇ માદરની જમીનમાં ઉતરીને બહાર પડેલાં તે વિષેની વીગતો. તે બધાં ચીથ્રોને તે તે માદરનાં ગર્ભસ્થાનમાં મળતાં પોશણની જાત—ભાત—સેફાત અને ઉત્પત્તી વિષે.**

માનવનાં રૂવાનની સાથના ૧/૪ દ્રવાઓની ગવમાં થયલી મસાવતના પરિણામે થતું વોહુનનું ચીથ્ર ઝરેહમાં નર—માદા તરીકે જુદું થઇને પછી તે રતર તીર મારફતે બારાનમાં આવી ઉગતા ગલ્લામાં દાખલ થઇ એટલે ખોરાકમાં દાખલ થઇ તેવા તે ખોરાક મારફતે મચ્છ હેવાનના નર માદાના પેટમાં ઉતરીને તેઓના ખુન, ઓદાનમાં જઇને તે હેવાન નર માદાના સંગમથી હેવાન માદરના ગર્ભસ્થાનમાં પાછા આવી મલીને ડીબ્બોદ માનવ તરીકે બહાર પડેલું હતું. એવીજ રીતે સપ્પર પહેલાં હેવાનોનાં ખાકી વોહુનના ચીથ્રો જરેહામાં નર—માદા તરીકે થઇને નબાતાતના ખાકી વજેની નર માદાનાં ખુનોમાં ઉતરીને તે નબાતાત નર—માદાનાં ખુનોમાં મલીને ડીબ્બોદ હેવાન તરીકે બહાર પડેલાં હતાં. એવીજ રીતે નબાતાતનાં ખાકી ચીથ્રો ઝરેહામાં નર—માદા તરીકેના થઇને જમાદાતના નર—માદારૂપનાં ખાકી તનોમાં ઉતરીને નબાતાત તરીકે બહાર પડેલાં હતાં. પણ સપ્પર પહેલાં એટલે ખાકી ગેતી સપ્પર પહેલાં થઇ ત્યારે સપ્પર પહેલાં જમાદાતનાં રૂવાનો ઉતરેલાં હતાં. **તેઓ કઈ યોનીમાં ઉતરેલા એ સવાલ છે. તેઓ તે ધરતીની ખાકમાં ઉતરેલા.** જમાદાતના ખાકી વોહુનનાં ચીથ્રો ઝરેહામાં નર—માદામાં વહેંચાઇને ગેતીની ખાક જે થઇ છે તે ખાકમાં આવેલાં હતાં. ધરતીની ખાક—નામે અર્દ પોતેબી ધરતીનાં થયલાં સુક્ષ્મ રીતના તનો નામે કેહર્પ—તેવીષી—ઉશ્તાનની અંદર રહી છે, અને **ધરતીની તે ખાકમાં જે કંઇ ગરમી છે તે કેહર્પનાં આતશથી છે.** તે ધરતીની ખાકમાં જે કંઇ બાદી

ગતી છે તે તેવીષીમાંની બાદથી છે, અને ધરતીની ખાકમાં જે કંઇ સુક્ષ્મ **આબ** કહેતાં ખાસ્તરો છે તે 'ઉસ્તાન આપ'ના ફાદોથી છે. **આમ ત્યારે અર્દ ખુદમાં પોશણ પડેલું છે.** આવી અર્દ=ખાકના અમુક ભાગમાં પાસે પાસે પેલાં જમાદાતનાં રૂવાનોનાં ખાકી વોહુનનાં ચીથ્રો જેઓ ઝરેહોમાં નર–માદાનાં છુટાં છુટાં થયાં હતાં તેઓ ઉતરીને તે અર્દમાં પાસે પાસે રહ્યાં હતાં. આવાં જમાદાતનાં વોહુનનાં ચીથ્રોમાં (એટલે જમાદાતનાં રૂવાનના ૧/૪ દ્રવાઓ અને ગવ મળવે થયલી મીલાવતનાં ચીથ્રમાં) તે જગામાંના કેહર્પની આતશી ગતી આવી મલી, જે આતશી ગતી તે મીલાવતનાં જમાદાતનાં ચીથ્રનો આતશ થઇ રહયો. પછી તે જમાદાતનાં ચીથ્રમાં તે જગાની તેવીષીની સુક્ષ્મ હવા આવી મલીને તે જમાદાતનાં ચીથ્રને જોઇતો બાદ ઉભો થયો. પછી તે જમાદાતનાં ચીથ્રમાં તે જગાની ઉસ્તાન આપની ખાસ્તરો=સુક્ષ્મ આપ આવી મલીને તે જમાદાતનાં ખાકી ચીથ્રોને ઉગવા જોઇતી ખાસ્તર= સુક્ષ્મ પાણી આવી મલ્યાં. એમ ગરમી–સરદી–સુક્ષ્મ પાણી–ખાસ્તરનું પ્રમાણ તે જમાદાતના ઉતરી રહેલા ખાકી વોહુનને મલવે ત્યાં અર્દમાં જમીનમાં જમાદાતનાં પડો નર–માદાના થઇ તેઓ રસાયણ પ્રયોગે મળીને **ધાતુનું બુન કરીને ધાતુની ઓર** ores થવા લાગી હતી. આમ જમાદાતનું વોહુન નર–માદા તરીકે તે વખતની થયલી જમીનમાંના ગર્ભસ્થાનમાં પડીને પુખ્ત થયલું. જમીનનાં પડો એકમેકની ઉપર નર–માદાના ભેદના થઇને તેઓ વચ્ચેના રસ પ્રયોગ થઇ તેમ વળી રસાયણ પ્રયોગો રવીના રવાથી તેમજ હવાની અને આબની ખાસ્તરોથી થઇ થઇને ધાતુઓનું બંધારણ થવા લાગેલું હતું. **આવી ધાતુ ત્યારે નર–માદાના ભેદનાં પડોમાં હતી.** તે ધાતુઓના નરનાં ચીથ્રોમાં તેમ તે માદા ધાતુઓનાં ઓદાનમાં વનસ્પતીનાં રૂવાનોનાં નરનાં તેમ માદાનાં વોહુનનાં દરેક ચીથ્ર વહેંચાઇને ઉતરેલાં હતાં. નબાતાતનાં રૂવાનનું વોહુનનું નર ચીથ્ર ઉતરવાનું હોય તે ચીથ્ર બે ભાગે વહેંચાઇને તે જમાદાતનાં નર તેમ નારી બેઉ પડોમાં ગયલું, તેમ નબાતાતનાં રૂવાનનું વોહુનનું નારી ચીથ્ર જે કંઇ ઉતરવાનું હોય તે ચીથ્રબી બે ભાગે વહેંચાઇને તે જમાદાતનાં નર–માદાનાં બેઉ પડોમાં ગયલું હતું. તે બેઉ વહેંચાયલાં નબાતાતનાં વોહુનનાં ચીથ્રો જેઓ જમાદાતનાં નર–માદા પડોમાં હતાં તેઓ રસાયણ પ્રયોગથી પોખાઇને મલીને વનસ્પતી રૂપમાં બહાર પડતાં હતાં. એવીજ રીતે જ્યારે હેવાનનો ઉતરવાનો વખત આવ્યો, ત્યારે હેવાનનાં રૂવાનોનો વોહુનનો નર ચીથ્ર બે ભાગે વહેંચાઇને વનસ્પતી નરમાં એક ભાગ અને વન-

રપતીની માદામાં બીજો ભાગ જઇને તેઓનાં શરીરની ગરમીથી પોખાતો હતો, અને પછી તે બે નર–માદા વનસ્પતીમાં પોખાયલાં તે બે અરધાં બીજો જે હેવાનનાં વોહુનનાં હતાં તેઓ મલીને એક થઇને હેવાનનો ઘાટ થયલો. એમ હેવાનો થતા ગયલા હતા. પછીથી માનવનાં રૂવાનો ઉતરવાનો સમય આવ્યો, ત્યારે માનવનાં રૂવાનનું ખાકી વોહુનનું બીજ જે ઝરેહ વરકશ ઉપર દવાઓ અને ગવની ગીલાવટથી થયલું હતું અને નર–માદાના ભેદનું જુદું જુદું હતું, તે દરેક નર કે માદા ખાકી વોહુ-નનું ચીથ્ર બે ભાગે વહેંચાઇને એક ભાગ તે નર હેવાન મચ્છના ખોરાક મારફતે નર મચ્છમાં અને બીજો ભાગ નારી હેવાન મચ્છના ખોરાક મારફતે નારી મચ્છમાં ગયલો, તે બેઉ અરધા ભાગનાં વોહુનનાં ચીથ્ર પછી નરનાં ખુનમાં અને નારીનાં ઓદાનમાં જઇ તે નર–નારી મચ્છની ગરમીથી પોખાયાં હતાં. તે મચ્છની ગરમી મચ્છનાં કેહર્પ–ઉસ્તાન–તેવીશી અને અજદ નામનાં સુક્ષ્મ ખાકી પ્રવાહી અણુદીઠ શરીરમાંની સુક્ષ્મ ગતીઓથી ઉભી થયલી હતી. તે મચ્છના વીચારો–વાસ્ના તેઓ માંહેલાં પેલાં પોખાતાં ખુનમાં ગયલાં. તે મચ્છોનાં કેહર્પોથી આતશી જોટ પેલી ગરમીમાં આવેલી હતી અને તેઓની તેવીશીથી સુક્ષ્મ બાદી ગતીની ખાસ્તરોનું પોશણ તે ગરમીમાં આવેલુ હતું, અને તે મચ્છોના ઉસ્તાન=આપથી આબી ખાસ્તર-રૂપનું પોશણ આવેલું હતું, અને તે મચ્છોની અજદની ગતીથી ખાકી સુક્ષ્મ ગરમીનું પોશણ તે ગરમીમાં આવેલું હતું. આમ બધી ગીલાવટથી સ્થુલ અનાસરી ગરમી થયલી, જેમાં ત્યારે પોશણ આપવાનું જોર હતું, જેથી પેલાં ખુનો બેઉ મચ્છોમાં પોખાયલાં હતાં. પછી મચ્છોનાં જોડાણથી તે નર અને માદા ખુનો માદાનાં ગર્ભસ્થાનમાં જઇને હવે એવી રીતે પોશણ પામવા લાગ્યાં, કે જેથી જે બચ્ચું થવાનું છે, જે માનવનું તન થવાનું છે, તે તનનો સુક્ષ્મ ખાકી ભાગ નામે અઝદ થતો આવે, કે પછી તે અજદમાંથી ગએથા અને જડ તનુ થઇને બચ્ચું પુરૂં બની રહે.

## હવે ત્યારે નારી મચ્છનાં ગર્ભસ્થાનમાં પેલું નર-માદાનાં ખુનોનું મલેલું એક ખુન જે ઉતરવાનાં માનવનાં રૂવાનના વોહુનનું ચીથ્ર રાખે છે તે માદરનાં ગર્ભસ્થાનમાં પોખાઇને જડ તન જે થવાનું તેનો સુક્ષ્મ ભાગ અજદને કઇ રીતે ઉભુ કરે છે, અને પછી સાથે તે ઉતરવાનાં માનવનું કેહર્પ-ઉશ્તાન-તેવીશી કઇ રીતે ઉપર જરેહોમાંથી નીકલી તે અઝદમાં પડે છે, એમ ગર્ભ મોટો થઇ રહે છે, તેની ગુહ્ય વીગત.

ઉપર આપણે જોયું કે તે મચ્છ માદરનાં ગર્ભસ્થાનમાં તે પોખાયલું વોહુનનું ચીથ્ર (કે જે માનવના ૧/૪ દ્રવાઓમાં ગવ મલવે થઇને તે મચ્છ બાપમાંની ગરમીથી જીવનશકિતથી કહેતાં કેહર્પ-તેવીશી-ઉશ્તાન-અજદની મળેલી ગતીઓથી પોશણ પામેલું છે તે) જઇને કરાર પકડવા લાગ્યું. તે માદરનાં ગર્ભસ્થાનમાંની જીવનશકિતથી તે કરાર પકડેલું વોહુનનું ચીથ્ર જીવન પામીને પોખાય છે. એટલે માદરનાં કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપની ગતીઓના તેમ તે માદરના અજદ કહેતાં સુક્ષ્મ ખાકી શરીરની ગતીના મેલાપથી થયલી સજીવન શકિત જે ગરમીનાં પોશણુથી ભરપુર થઇને રહેલી છે, તેની તે જીવન શકિતના ગરમીના પોશણુથી તે વોહુનનું ચીથ્ર જીવનની ગરમી પામીને પોખાય છે. ના, માદરનાં કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપમાંની કુદરતો અને તે કુદરતોને ચલાવનાર કાઝી-ઉલ-તએ તે કરાર પડેલાં વોહુનનાં બીયાંની ઉપર પેલી કેહર્પ-તેવીશી-ઉશ્તાન માંહેલી સુક્ષ્મ ગરમીઓને જોરે માદરનાં અજદની ખાકી ગરમીને એટલે માદરની હરારતે ગરેઝીઆને—જીવન-શકિતની તરીને સંધરીને તે વોહુનનાં બીયાંને પોખીને તે વોહુનનાં બીયાંમાંથી અજદ નામનું સુક્ષ્મ ખાકી તન ઉભુ કરાવી રહે છે. ત્યારે તે વોહુનનાં બીયાંમાંથી જે અજદ કહેતાં તે થવાનાં માનવ બચ્ચાંનું સુક્ષ્મ તન થશે, તે તે માદરને લગતુ તેમ પેલાં વોહુનનાં બીયાંમાંનું બેઉનું થશે. એમ ત્યારે કુલ માનવજાત કે જાનવરજાતનાં સ્થુલ તનના સુક્ષ્મ ભાગ નામે અજદમાં તેની માદરનું અજદ તેમ તેના વોહુનનું બનેલું અજદ બેઉનું મીશ્રણુ હોવે બચ્ચાં અને માદરની વચ્ચે તે સંબંધ છે, કે જે સંબંધ એક માનવને તેના હાથ-પગ-માથું ભેજાં કે તેનાં શરીરની રજ સાથે હોય. આવી રીતે ત્યારે માદરનાં શેકમમાં પહેલા મહીનામાંજ તે થવાનાં માનવ બચ્ચાંના વોહુનનાં ચીથ્રમાંથી 'અજદ' નામનો સુક્ષ્મ અનાસરી ઘાટ બની રહે છે.

આમ અઝદનું તન તે થવાનાં બચ્ચાંમાં થઇને એટલે જડ તન નામે ગએથા-તનુ થવાના છે તેઓનો સુક્ષ્મ આકાર થઇને પછી તે થયલાં અજદમાં આતશનો વરતુળ અને જાનનો વરતુળ અને બાદનો અને સુક્ષ્મ આબનાં વરતુળો થઇને ફરી રહે છે, કે જે બધાં વરતુળોથી તે વોહુનનાં બીયાંનાં અનાસરોમાં વધ થઇ રહેશે. આ કઇ રીતે થશે તેની ટુંક નોંધ લઇએ. માદરનાં શેકમમાં ગરમી છે, જેની બનાવતનો ખ્યાલ ઉપર લીધો છે. માદરનાં શેકમની આ ગરમીમાં ખરી સજીવન શકિતની ગરમી નામે હરારતે-ગરેઝીઆ છે, કે જેથી પેલું ચીગ્ર ઉપર કહયું છે તેમ પોખાયલું; તેમ ખોટી ગરમી નામે હરારતે-ગરેબીઆબી છે. માદરનાં શેકમમાંની ખરી સજીવન શકિતની ગરમી માદરનાં કેહપ-તેવીશી-ઉસ્તાન આપની ગતીઓ જે આતશી-બાદી-આબી સુક્ષ્મ ગતીઓ તરીકેની ગરમી તરીકે છે તેઓની મીશ્રણુની છે. પણ માદરનાં શેકમમાંની ખોટી ગરમી માદરનાં અજદમાંની ગરમીમાંના અમુક ભાગમાંથી (બધા ભાગમાંથી નહિ) તેમ માદરની જડ શરીર રચનામાંની ગરમીના મોટા ભાગમાંથી (બધા ભાગમાંથી નહિ) થઇ છે, એટલે ખોટી ગરમી માદરના વોહુનમાંથી છે. માદરનાં શેકમમાંની આવી બે તરેહની ગરમીઓને નામે સજીવન શકિતની ગરમી તેમ ખોટી ગરમી બેઉને માદરની કુદરતમાંનો કાઝી-ઉલ-તબે દોરાનમાં દોડાવીને તે બેઉ દોરાનોને પેલાં બચ્ચાંનાં થયલાં અજદમાં લઇ જાય છે, અને ત્યાં બેઉ દોરાનને જોડીને જાનનો દોર ઉભો કરે છે. આમ તે થતાં બચ્ચાંનાં અજદમાં જાનનો દોર ચાલવા લાગે છે. **આ જાનનો દોર થાય તે અગાઉથી** માદરની કુદરતનો કાઝી-ઉલ-તબે માદરનાં ગર્ભસ્થાનમાંની ગરમીમાંના કેહપની ગરમીના ભાગને તે થતા ગર્ભનાં અજદના આતશ તરીકેનો મુકરર કરીને તે ગર્ભમાં દોર કરતો રાખે છે. આ આતશ બરજીસી વર્ણનાં બચ્ચાં માટે કાંતો મીનો કરકોનો હોય યા વાજીસ્તનો હોય, અને બીજી વર્ણના બચ્ચાં માટે કાંતો વાજીસ્તનો યા સ્પેનીશ્તનો હોય.

આવી રીતે અજદનો આતશ થયા પછી તે કાઝી-ઉલ-તબે ગર્ભસ્થાનની તે ગરમીમાંના તેવીશીના ભાગને સુક્ષ્મ બાદ તરીકે કાઢીને તે ગર્ભનાં અજદમાંની બાદી ગતી તરીકે દોરાનમાં ફેરવી રહે છે. એવીજ રીતે તે અજદનો બાદી ગતીનો દોરાન થયા પછી તેજ કાઝી-ઉલ-તબે તે માદરનાં ગર્ભસ્થાનની ગરમીમાંનો ઉસ્તાન આપનો '**સુક્ષ્મ આબી**' ગતી નામે **ફ્રાદોની** ખાસ્તરોના દોરને ઉભો કરીને તે થતા ગર્ભમાં દોરવીને તે ગર્ભના ફ્રાદોના દોરો તરીકે મુકરર કરે છે. આમ તે થતા ગર્ભના અજદના થયા પછી તે અજદના આતશનો દોર, તે અજદના

સુક્ષ્મ બાદનો દોર, અને તે અજદના સુક્ષ્મ આપના ફ્રાદોના દોરો થઇ રહીને, પછી ઉપર કહયું છે તેમ જાનનો દોર તે અજદમાં દોડી રહે છે. માદરમાંની કુદરતનો કાઝી આ બધું તે વોહુનના ગર્ભ ઉપર કરે છે. પણ તે વોહુન, કે જે જરેહ વરકશ ઉપર માનત્રનાં રૂવાનના દ્રવાઓમાં ગવ ઉમેરાવે થયું છે, જે વોહુન પછી મા બાપમાં પોખાયું છે, તે વોહુન કે જે પછી માદરનાં ગર્ભસ્થાનની અંદર આવીને માદરની સજીવન શકિત પામ્યું છે, તે વોહુનમાં ત્યારે જે ગવ છે તે ઉપર કહેલાં બધાં પોશણથી તેઝ થઇ રહે છે. અને તે ગવમાં કંઇક કુદરતી શકિત છે તે શકિત પેલાં પોશણથી તેઝી પકડે છે, અને આવું ગવની ગતીથી તેઝ કીધેલું ખુન જેવું પેલી માદરના ગર્ભસ્થાનમાં કરાર પકડે છે કે તુરતજ તે તેઝ થયલી ગત્ર તે વોહુનમાં હરીરીઓને ઉભી કરે છે. ઉપર કહયું છે તેમ તે ખુનમાં અજદ થઇને તે આતશ અને બાદી દોર અને ફ્રાદોનો દોર અને જાનનો દોર મેળવી રહે છે તે પહેલાંથીજ એટલે જેવું તે ખુન ગર્ભ-સ્થાનમાં ગયું કે તુરતજ પોતાની તેઝ થયલી ગવથી હરીરી પામે છે એટલે તે વોહુનનાં એક બીમામાં અનેક ભાગો થઇ રહે છે એટલે અનેક નાના અનુઓ cells થઇ રહે છે. દરેક અનુમાં ગવ તેમ વોહુન આવી રહે છે. આમ તે ખુન જે એક છે તે અનેક થઇને તે અનેક હરીરીઓ એક-મેકને મલીને દેખીતો માસ કરી રહે છે. આમ ગર્ભસ્થાનમાં જેવું ખુન આવે છે કે તુરતજ પ્રગતી કરી રહે છે તે વોહુનનું એક ખુન જે માબાપનાં પોખાયલાં ખુનોનું બનેલું છે, તે માંહેલી ગવ પોખાઇને ઉપર કહયું છે તેમ તુરતજ હરીરીઓને ઉભી કરી તે એક ખુનમાં ઘણા અંશો cells અનુઓ ઉભા કરી રહે છે. આમ એક માસ થઇ રહે છે તેની સાથે ઉપર કહયું છે તેમ માદરની કુદરતનો કાઝી-ઉલ તએ પછી પેલી પોખાયલી ગવને મળીને અજદનાં સુક્ષ્મ તનને તે હરીરી પામેલાં અને હરીરી મલી ગયલાં ખુનના માસની આસપાસ ઉભુ કરીને માદરનાં કેહર્પના સુક્ષ્મ આતશમાંથી તે અજદનો આતશ કરે છે. માદરના તેવી-શીના સુક્ષ્મ બાદમાંથી તે અજદનો સુક્ષ્મ બાદ કરે છે, તેમ માદરના ઉસ્તાન આપના સુક્ષ્મ આપ-ફ્રાદોમાંથી તે અજદને લગતા ફ્રાદો કરે છે, જેઓ બધા તે અજદમાં ફરી રહે છે, જે પછી તે કાઝી પેલી પોખા-યલી ગવને મલીને માદરનાં અજદની ખોટી-ખરી ગરગી જે ગર્ભસ્થાનમાં આવેલી છે, તેઓનાં વર્તુળો કરીને બચ્ચાંનાં તુરતનાં થયલાં અજદમાં જોડીને જાનરૂપનાં કરીને ફેરવી રહે છે.

**માદરનાં ગર્ભસ્થાનમાં બુનમાંથી બચ્ચું પહેલાં ચાર મહીનામાં ઉગે છે. તેને ઉગાડવા માએમાંની કુદરત કામ કરે છે. આ ચોથા મહીનાથી તે બચ્ચાંને લગતી કુદરત જે બચ્ચાંનાં કેહુર્પમાં છે તે કેહુર્પ જરેહોમાંથી તે ગર્ભમાં ઉતરવે તે બચ્ચાંને લગતી કુદરત પછી હવાલો લે છે અને કુદરતનો નવો પ્રભાવ ઉભો કરે છે તે ઉપર. પહેલા ત્રણ મહીનામાં ગર્ભમાં ઉતરવાના માનવનું રૂવાન કે કેહુર્પ-તેવીશી-ઉસ્તાન હોતાં નથી. સીરફ તે ઉતરવાના માનવનાં દ્રવાઓમાંથી થયલા અનાસરોજ ઉતરેલા હોય છે, જેમાંથી ખાકી બદનની સુક્ષ્મ શરૂઆતો માદરની પેટમાંની છે તે બધી વીગત ઉપર; કેમકે તેના ભેદની ઉપરજ જરથોશ્તી દએનની ક્રીયા દોખ્મે-નશીનીના ભેદો રહ્યા છે-તે ઉપર.**

આમ માનાં ગર્ભસ્થાનમાંના પહેલા ત્રણ મહીના લગીમાં તે ગર્ભ જે એ બુનનો હતો તે લખ્ખો-કરોડો અબજો બુનોનો cells નો થઇને ગોળ અને મોટો થઇને અજદનું સુક્ષ્મ તન પામી તે થયલા અજદના આતશ-બાદ-આબના દોરો અને જાનના દોરો પામે છે. જાનના દોર થઇ રહેવે અને અજદનો આતશનો દોર તેમ સુક્ષ્મ બાદ આપના દોરાનો થઇ રહેવે તેઓની મારફતે પછીથી માદરની કુદરતનો તે કાર્ઝી અને તે ગર્ભના અસલ વોહુનમાંની ગવ એઉ તે અજદમાંથી જડ તન અને ગએથાના આકારોને કાઢવા જાય છે એટલે અનુઓને ઉભા કરીને તેવા આકારમાં ગોઠવી રહે છે. આમ બધું થઇ રહે છે કે સાથે સાથે તે ગર્ભને લગતાં રૂવાનનાં કેહુર્પ-તેવીશી-ઉસ્તાન કે જે ઉપર જરેહોમાં છે તેઓ ફેલાતા જઇને તે ગર્ભનાં અજદમાં ઉતરી રહે છે. તેઓને જરેહોમાંથી પંથરાઇને માદરનાં શેકમ ઉપર પડી તે શેકમમાંના ગર્ભનાં અજદ ઉપર પડીને અજદમાં સમાઇ જતા ત્રણ મહીના અને ૨૭ દહાડા થઇ રહે છે. તેઓ અજદમાં જઇ રહે એટલે રૂવાનબી તે ગર્ભનાં અજદમાં ઉપરથી ઝરેહોમાંથી ઉતરી રહેલાં કેહુર્પમાં ઉતરી રહે છે. ચોથા મહીનાના છેલ્લા ત્રણ દહાડામાં તે કેહુર્પ-તેવીશી-ઉસ્તાન આપ અને તે રૂવાન તે અજદમાં ગોઠવાઇ રહે છે અને અજદમાં થોકાઇ જાય છે, કે જે પછીથી તેઓ જેમ ઉપરથી નીચે આવતા ફેલાઇ ગયલા તેમ ફેલાઇને જડ તનની બહાર નીકલી શકે નહિ,

તે ગર્ભ જે થઇ રહે છે તે હવે જરા મોટાં ઇંડાં જેવા ઘાટનો થયલો છે. તેની ખુદની અઇપી એટલે ખાસ્તરરૂપની ધ્વની કરતી આસપાસની તેની સાથે જોડાયલી વાતાવરણનો ચકરાવો થયલો રહે છે. આ અઇપીના નવ ભાગો છે, તેમાંના કેટલાક અતી સુક્ષ્મ છે. આવી અઇપીની મેખથી તે કેહર્પ-ઉશ્તાન-તેવીશી અજદમાં થોકાઇ રહે છે. કેહર્પ-ઉશ્તાન-તેવીશી જેઓ ઝરેહમાંથી નીચે ફેલાઇ શકે છે તેઓનું જોર distensile force ઘણું જબર છે અને પેલાં અજદનું જોર તેઓ આગળ કંઇજ નથી. આવાં અજદમાં આવાં કેહર્પ-ઉશ્તાન-તેવીશીને સંકોચાવા પડે છે, જેને માટે ત્યારે પેલી અઇપીની સુક્ષ્મ ગતી તે અજદ અને તે કેહર્પ-ઉશ્તાન-તેવીશીની વચમાં રહીને તે અજદ અને તે કેહર્પ વચ્ચે equilibrium સમ ગતી રાખે છે. મરણ થવાનું હશે ત્યારે આ equilibrium સમ ગતી જવે અજદ તુટીને કેહર્પ બહાર પડશે. આમ ત્યારે અજદમાં તે કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપ સંકોચાઇને પેલી અઇપીના ખીલાથી થોકાઇ રહે છે. આમ તે ગર્ભનાં અજદમાં કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપ-રૂવાન-બઓદ આવ્યા, જેઓની સાથે પણ બહારથી પેલું ફરોહરણી છે.

આ વખતે માદરની કુદરત અને તેનો કાઝી પછી પેલાં ઉતરેલાં ખુદ તે બચ્ચાંનાં રૂવાનનાં કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપની કુદરતને અને તે કુદરત સાથના કાઝીને બધો અધીકાર આપીને માદરની કુદરત અને કેહર્પ ગર્ભસ્થાનમાંથી માદરનાં કેહર્પમાં જઇ વસે છે. હવે માદરની કુદરત અને કાઝી-ઉલ-તમેની જગા બચ્ચાંનાં કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપમાંની કુદરત (અઓજ અને ઉશ્તાન) અને તે સાથનો કાઝી-ઉલ-તમે લે છે. અને પછી તુરતજ તે કાઝી અઓજની કુદરતની શકિત નામે 'ગવ'ને પેલાં અજદમાંના અને અજદમાંથી થયલાં અનુઓ કે જેઓની ગોઠવણીથી ગએથા-તનુ થઇ રહે છે તે બધા અનુઓ જેઓ વોહુનના છે તે વોહુનની ગવમાં આણીને તે ગવને ઓર મજબુત કરે છે. એમ જીવતી કુદરત 'ગવ' અનુએ અનુમાં રહે છે. એક ઘાઓ પડયો કે તુરતજ રૂઝ લાવશે. પછી તે કાઝી પેલી રૂવાનની કુદરતની શકિત જે હવરેતાત-અમેરેતાતની છે તે ઉશ્તાનની એક જેતને પેલાં અજદમાં જામી રહેલા જાનના દોરની ઉપર ચોંટાડીને તે જાનની ખાસીઅતને ઉશ્તાનના ખાસીઅત જેવી બનાવીને 'જોરાને-જાન' ઉભા કરશે. આ પછીથી જાનનો દોર દુરલભ રીતે ચાલી રહીને પેલાં અજદના બીજા આતશ-બાદ-આબના દોરો કે જેઓ ઉપરબી ઉશ્તાનની કુદરત પડે છે તેઓ સાથે મલીને અજદમાંથી અનુઓ બનાવીને જડ તનને પુર જોશથી બનાવી રહેશે.

આ ઉશ્તાનનો ઝરોહ આમ અજદના જાન ઉપર પડીને પછી અનુએ અનુના ગવ અને વોહુનમાંબી જાનનો દોર છે તેમાંબી પડે છે. પણ જો નવજોત બરાબર નહિ થઇ હોય તો તે ઉશ્તાનની ગતીઓ અનુએ અનુના દોરમાંથી સુકાઇ જાય છે. બરાબર નવજોત થઇ હોય તો ઉશ્તાનના ઝરાહના અનેક ઝરાહો અનુએ અનુ ઉપર પડી રહેશે. આમ આબે-હયાતનો ઝરોહ શરીરમાં વહી રહેશે.

હવે ખુદ તે ઉગતાં બચ્ચાંમાંના બધાજ શરીરના ભાગો થઇ રહયા. બચ્ચાંનું અજદ તો થયલું અને તેમાંથી તનુ-ગએથા ઉગી રહે છે. અને હવે બચ્ચાંનું કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપબી તેમાં આવ્યા અને તે બચ્ચાંનું ઉરવાન-બઓદ અને ફ્રવષીબી આવી ચઢયાં. એમ ગર્ભના ચોથે મહીને તે ગર્ભમાં

| | | |
|---|---|---|
| અજદ | કેહર્પ | ફ્રવષી |
| | તેવીશી | બઓદાંગ |
| તનુ } આ જાહેર તન<br>ગએથા } ઉગી રહે છે | ઉશ્તાન આપ | ઉરવાન,— |

આટલાં ખોલીયાંઓ આવી ચઢયાં.

અજદમાં જાનનો દોર છે તેની ઉપર ઉશ્તાનની કુદરતનો ઝરોહ પડે છે અને જાનમાં જોરાને-જાન ઉભા કરે છે, તેમ અજદમાંના આતશ-બાદ-ફ્રાદો આપના દોરાનો ઉપરબી તે ઉશ્તાનની કુદરતનો ઝરોહ પડે છે, જેથી કાઝી-ઉલ-તએ પેલા જાનના દોર અને પેલા આતશ-બાદ-આબના દોરાનોની મદદથી અજદમાંથી અનુઓ બનાવી રહીને જડ તનને ખુબીવંતુ બનાવશે. વળી જડ તનના કે અઝદના અનુએ અનુની વોહુનમાંની ગવને અઓજની કુદરતની ગવ મલીને અનુએ અનુમાં કુદરતને સચેત કરશે. મરણ વખતે અજદની ગવ તે માંહિલા જાનના દોરની ગવ અને આતશ-બાદ-આબના દોરાનોની ગવ અને તેઓ ઉપર પડતાં ઉશ્તાનની કુદરતના ઝરાહની ગતીની ગવ તેમ શરીરમાંના અનુએ અનુમાંના વોહુન સાથની ગવની તેમ તે ગવને કેહર્પની અઓજની ગવ મળે છે તે ગવની, એમ **તે બધી ગવની વ્યવસ્થા દાખમે-નશીનીથી કઇ રીતે થશે તે જોવાનું છે.** માટે આવું જ્ઞાન જાણવું જોઇએ.

**હવે અઝદમાંથી બચ્ચાંની કેહર્પની કુદરતનો કાઝી તનુ અને ગએથાને ઉગાડી રહે છે; ઉપર કહયું છે તેમ અનુઓ ઉભા કરે છે.**

દરેક અનુમાં ગવ અને વોહુન રહે છે, જેઓની અંદર ત્યારે નાનું અજદ અને અજદના આતશ–બાદ–આબ–જાનના દોરો તેમ રૂવાનબી રહે છે. વળી અનુએ અનુની આ ગવને અઓજની કુદરતની ગવ જઇ મળે છે અને નવજોત થયલાઓના અનુએ અનુમાં ઉશ્તાનની કુદરતનો ઝરો-હણી રહે છે. આવા અનુઓને પછી જુદા જુદા અંગો–નસો–હાડ-માંસ તરીકેના ધાટોમાં તે કુદરતનો કાઝી ગોઠવે છે. આમ ત્યારે જડ શરીર જે અઝદ–ગએથા–તનનું બનેલું છે તે ત્રણ ચીજો ખુદ અનુઓના બનેલા છે અને દરેક અનુમાં ત્યારે ગવ અને વોહુન છે અને નાનું અઝદ છે અને વોહુન તે અસલ દ્રવાઓની ગતી=બએપમાંથી થઇ છે. એમ ત્યારે આપણે જોયું કે શરીરના અનુએ અનુની ગવ જીવ-જાન કુદરતે આપેલી છે, અને વોહુનની ગતીનો બએપ રૂવાન સાથના દ્રવાઓના ચોથા ભાગમાંથી છે. ત્યારે ઉપર જે સવાલ હતો કે અનુનો ગવ સાથનો બએપ કયાંથી આવ્યો તેનો જવાબ અપાઇ રહ્યો, કે જેને માટે આટલું વીસ્તારીને છતાં ટુંકમાં બયાન કીધું છે.

## માનવની શરીર રચનાના બધાં ખોલ્યાંઓ:

**ત્યારે મુળ સિધાંત આ છે કે** રૂવાનને પોતાના દ્રવાઓને સુધા-રીને પોતામાં વણવાનો છે, કે જેથી મુકિત થાય. રૂવાને પોતે દ્રવાઓ માટે આવી કાળજી કીધી. દ્રવાઓ જો કે તેનો દુશ્મન છે છતાં તે રૂવાન તો તેને દોસ્તજ ગણે છે. રૂવાનની આવી નીખાસલ વૃત્તીની કેરદારમાંથી રૂવાનનું

૧. **ફરોહર** થયું.

૨. રૂવાન સાથનું **બઓદ** તો રોઝે–અવ્વલથી સાથેજ છે.

૩. **રૂવાન** ખુદબી છે. રૂવાન સાથના દ્રવાઓના ચાર ભાગનો પહેલો ચોથો ભાગ સદ ગતીએ પુગ્યો તે

૪. **કેહર્પ** છે, જેમાં કુદરત છે. રૂવાન સાથના દ્રવાઓનો ચાર ભાગનો બીજો ચોથો ભાગ સદ ગતીએ પુગ્યો તે

૫. **તેવીષી** છે જેમાંબી કુદરત છે. રૂવાન સાથના દ્રવાઓનો ચાર ભાગનો ત્રીજો ચોથો ભાગ સદ ગતીએ પુગ્યો તે

૬. **ઉશ્તાન આપ** છે, જેમાં ઉપરની અઓજની કુદરત છે, તેમ ઉશ્તાનની કુદરતબી છે. આ ઉપરનું બધું મરણનાં બંધનથી મુકત છે. રૂવાન–બઓદ–ફરોહર તો નુરી છે. તેઓ તો પહેલેથીજ અમર છે.

કેહપ-તેવીશી-ઉશ્તાન તો કુદરત વસેલા હોવે તેઓમાંથી અમર ગતી વસે છે. તેઓબી કંઇ મરતા નથી. પણ આખા દ્રવાઓનો પોણો ભાગ કેહપ-તેવીશી-ઉશ્તાન આપનો થઇ કુદરત વસેલો થઇને ૧/૪ ભાગ કુદરત વસેલો થતો નથી. માટે દાદાર તે ૧/૪ ભાગને પોતાની હીકમતથી કરમ બક્ષેશથી થોડો વખત એટલે જીવની જીંદગી લગી કુદરત વસેલો કરે છે માટે ઉપરનાં કેહપ-ઉશ્તાન-તેવીશીમાંની કુદરતની ગતીને તેમાં વસાવીને તે જડ તન નામે અજદ-ગએથા-તનુ ઉભા કરે છે. થોડોક વખત એટલે ૫૦-૬૦ ૭૦ કે જેટલાંબી વર્ષ જીંદગી હોય તેટલા વખત પછીથી તે ૧/૪ દ્રવાઓના તે થયલાં જીવતાં શરીરમાં એવું કંઇક થાય છે, જેને પાપ કહે છે તે થાય છે, કે જેથી દાદારની બક્ષેશ આપેલી કુદરત નામે જીવને તેમાંથી પાછો હઠીને તે કેહપ-તેવીશી-ઉશ્તાનમાં જવું પડે છે, જેથી મૃત્યુ થાય છે. ત્યારે હવેના છેલ્લા ૧/૪ દ્રવાઓની ઉપરનું દાદારનું કીધીયું ખાસ રીતનું છે કે જેથી ઉપર વાંચ્યું તેમ

૭. **અજદ** થયું, જે અજદમાં ઉપર કહેલાં કેહપ-તેવીશી ઉશ્તાનમાંની કુદરત નામે અઓજ અને ઉશ્તાનની એક શય જઇને જાનને ચલાવે છે; જોરાને-જાન ઉભો કરાવે છે અને અચુક ખેરદ ઉભી કરાવે છે, જેમકે ભલાઇ કરવી, સાચ્ચુ કરવું ઉત્તમ છે, દાદાર એકજ છે, વ્યવસ્થા અચુક છે; એવી અમુક સામાન્ય ખેરદ દરેક માનવમાં ઉભી કરાવે છે, અને શરીરનો મુળ આતશ અને ગરમીઓના દોરાનો-બાદના 'રી'ના દોરાનો-સુક્ષ્મ પાણીના એટલે ફ્રાદોના દોરાનો કરી જીવતાં ઘડીઆલને ચાલુ કરાવીને પછી વધુ જડ ભાગો નામે

૮. જડ ગએથા }
૯. જડ તનવસ } ઉભાં કરાવે છે. એમ દેખીતું જીવતું જાગતું તન થઇ રહે છે. આ તન અનુઓનાં બનેલાં છે. દરેકે દરેક અનુ તો પેલા ૧/૪ દ્રવાઓના છે, કે જેઓ ગવ તેમ કેહપ-ઉશ્તાન-તેવીશીની કુદરત નામે ગવ અને ઉશ્તાનથી તેવા થઇ રહે છે અને ખુદ તે ગવ, ઉશ્તાનને રાખે છે. ત્યારે દરેકે દરેક અનુમાં એટલે ગએથા-તનુમાં વોહુન છે, ગવ છે, તેમ અજદ છે, જે અજદમાં કેહપ-તેવીશી-ઉશ્તાનની કુદરત નામે ગવ અને ઉશ્તાન રહી છે. આમ શરીર રચનાનો મેપ છે.

આ બધામાં કોણ મરે છે તેનો ઇશારોબી કીધો છે. એટલે અજદ કહેતાં ખાકી અણુદ્દ શરીર, ગએથા એટલે અંગો અને તનુ-હાડમાંસ

વીગેરેનું તનજ મરે છે. આ બાબદજ મુખ અગત્યની છે અને તેની ઉપરજ ધાર્મીક ક્રીયાઓ અને તે ક્રીયામાંની દોખ્માની વીગત આધાર રાખે છે.

## મરે તેવાં આ જડ શરીરમાંના "અઝદ" અણુદીઠ પણ નાશ પામતાં શરીરની વીગત.

આજે શરીર જેને આપણે જોઇએ છીએ કે માપ્યે છીએ તે (૧) તનુ (એટલે હાડ-માંસ–લાગણીની દોરી nerves લોહી વીગેરે પ્રવાહોને ચલાવનાર પોકલ દોરીઓ vessels and lymphatic) છે, તેમ (૨) **ગએથાઓ** એટલે અંગો organs; (૩) **અઝદ** એટલે પ્રવાહી ચીજો જે શરીરમાં ગોળ ગોળ ફરે છે તેઓનું શરીર; એમ ત્રણ મુળ ચીજોનું બનેલું છે. તનુ–ગએથાને તો જોઇ શકયે છીએ. પણ અઝદ કે જેને ટુંકમાં પ્રવાહી ચીજોનું કહીએ તેનું શરીર ઘાટવાળું છે એમ જોઇ કે માપી શકતા નથી. ત્યારે **'અઝદ'** શું છે તેની વીગત જાણવી જોઇએ.

અઝદને સુક્ષ્મ ખાકી શરીર તરીકે ઉપર ઓળખ્યું. મા બાપનું મલેલું ખુન જે ગર્ભસ્થાનમાં ગયું, તેમાં પહેલે આ અઝદ સુક્ષ્મ ખાકી ભાગ બન્યો, જેમાં કુદરતે રહીને તે અઝદમાંથી તનુ–ગએથા કીધા હતા. ત્યારે અઝદ અણુદીઠથી દીઠ રીતનું અમુક ઘાટ જે આપણી સમજ શકિતથી મપાતુ' નથી તેવા ઘાટનું છે. અઝદનો દીઠ ભાગ તો જાત-જાતના શરીરના પ્રવાહોની અંદર સમાય. લોહી–કાઇલ–જઠરસો–શરીર-માંનું પાણી વીગેરે પ્રવાહી ચીજો અઝદના દેખીતા ભાગો છે. પછી ગરમીના દોરાનો, બાદના દોરાનો નામે **'રી'**, પાણીના કાદોના દોરાનો, જેઓ અમુક રીતના થઇ રહે છે, તેઓબી અઝદનાજ ભાગ તરીકે છે. છેલ્લે અઝદનો બહારનો ફેરાવો અને ઘાટ અણુદીઠ અસ્પર્ષ્ય અદ્રષ્ય બાતેન પણ ખાકી અનાસરનો છે, જે હવાથીબી પાટલો,—ના, ઇથર થીબી પાટલો રહે છે. આમ અજદનું શરીર અદ્રષ્ય અસ્પર્ષ્ય અણુદીઠ આખાં શરીરને ઘેરતું અમુક ઘાટનું છે, કે જેની ઉપરથી આપણો દેખાવ થાય છે. આવા અજદના ઘાટમાં ઉપર કહેલાં જાતજાતના દોરો—ગરમીના દોરોથી દેખીતા પ્રવાહી દોરો રહયા છે. ત્યારે અજદનો ફેલાવો અને તેવું ફેલાયલું તનુ વોહુનનું એટલે ખાકી પણ અણુદીઠ અનાસરનું છે, જેમાં distensile force એટલે ફેલાવાની ગતી પડેલી છે. તે અણુદીઠ

અનાસર આપણી હવા કરતાંબી પાટલા, ઇથેરીક ગતીથીગી પાટલા હોવે ફેલાઇ શકે. આ વોહુન ઉપર જોયું તેમ ઝરેહ વરકશમાં દ્રવાઓમાંથી ઉભું થાય છે. આ વોહુન રૂવાન સાથના છેલ્લા બાકી રહેલા ૧/૪ દ્રવાઓ-માંથી થઇ રહે છે. દ્રવાઓની ગતીના આવા વોહુનને સંકોચાવીને ચીથ્રમાં–બીજમાં લાવીને તેશ્તર તીર યઝતને કુદરત આપે છે. તીર યઝત બારાન મારફતે તે વોહુનનાં એટલે બાતેન ખાકી અનાસરનાં સંકોચાયલા ચીથ્રને ગેતી ઉપર ઉતારી થવાનાં મા બાપના ખોરાકના બાતેન ભાગમાં ઉતારે છે. અમુક વખતે મા બાપના ખોરાકમાં તે વોહુનવાળો ખોરાક આવે છે. આમ બેઉ મા બાપનાં પેટમાં તે વોહુનનું ચીથ્ર સંકોચીત પણ અદ્રષ્ય અસ્પષ્ય હાલતમાં જાય છે. જ્યારે મા બાપની હજમીઅતની ક્રીયા થઇ રહે છે, ત્યારે હાજેમાની સજીવન શકિતથી તે વોહુનનું ચીથ્ર ખીલવા માંડી ફેલઇને મા તેમ બાપનાં કેહપમાં જઇ રહે છે. પછી જ્યારે તે ખાધેલો ખોરાક ૪૦) મે દહાડે મની અને ઓદાન તરીકે થઇ રહે છે, ત્યારે તે ફેલાયલું અને કેહપમાં રહેલું અનાસરનું વોહુનનું ચીથ્ર તે મની–ઓદાનમાં પાછું સંકોચાય છે. પછી મા બાપના પરણેતરના મેલાપ-ના ભોગવટાથી તે બેઉ ખુનો માએનાં ગર્ભસ્થાનમાં મલેલી હાલતમાં રહે છે. આ વખતે ગર્ભસ્થાનની ઉપર કહેલી સજીવન શકિતથી તે મલેલાં ખુનમાંનું તે વોહુન બાતેન અનાસરનું ચીથ્ર ખીલી ફેલાઇને માએનાં કેહપમાં અને ત્યાંથી માએનાં અજદમાં ફેલાઇને રહે છે પછી માએની કુદરતનો કાઝી તે વોહુનના અનાસરને તે કેહપમાંથી કાઢી તે અજદમાં-થી કાઢી માએના અજદના ભાગ નામે વોહુન સહિત કહેનાં બાતેન ખાકી અનાસર સહિત ગર્ભસ્થાનમાંનાં દેખીનાં ખુનમાં લાવીને અજદનું શરીર તે બચ્ચાંને માટેનું કરે છે, જે ત્યારે દેખીતા ખુનનો અણુદીઠ આકાર છે. પછી જ્યારે ચોથે મહીને બચ્ચાંનું કેહપ-ઉસ્તાન–તેવીશી–રૂવાન તે ખીલતાં ખુન કે જે ઇંડાં જેવું કે તેથાબી મોટું થયલું છે તેમાં ઉપર કહયું ત્યારે ઉતરે છે, તે વખતે માએની કુદરતનો કાઝી તે ગર્ભને માટેનો બધો ઇલાકો પેલાં ઉતરેલાં બચ્ચાંનાં કેહપની કુદરત અને તેના કાઝીને સોંપે છે. આ વખતે અજદ જે સ્થુલ દેખીતાં ઇંડાં જેવા ગર્ભનો સુક્ષ્મ આકાર છે તે તે ઉતરેલાં કેહપની આસપાસ અણુદીઠ શરીરરૂપ કીલ્લારૂપ થઇ રહે છે અને ત્યાંથી કેહપ સાથે સંબંધ રાખે છે. પેલાં ઉતરેલાં કેહપમાં પેલાં બચ્ચાંનાં રૂવાનના ૧/૪ દ્રવાઓનું ગવ ઉમેરાયલું વોહુન બધુંજ રહે છે, જેમાંના થોડા ભાગમાંથીજ અજદ થાય છે. બાકીના વોહુનમાંના ભાગને જીંદગી દરમ્યાન યા પછીની જીંદગીઓમાં

અજદ તરીકેના ઉમેરામાં લાવીને જડ તનમાં ફેરવશે. ત્યારે કહેવાની મતલબ આ છે કે અજદનું શરીર બાતેન અદ્રષ્ય અસ્પર્ષ્ય વોહુન નામે અનાસરનું છે, જેમાં વધુ જડ ભાગો તરીકે પ્રવાહી ચીજો છે. ત્યારે વોહુનનો ઘાટ અને ફેલાવો અણદીઠ અનાસરનો છે. આમ અજદનું શરીર વોહુ-નનું તદનજ અણદીઠ છે. છતાંબી તે અજદ અમુક આકારવાળો ભાગ છે, કે જેની અંદર આતશનો દોર ફરે છે. આતશના દોરની ઉપર જાનનો દોર ફરે છે. આતશ અને જાનના દોરની અંદર સુક્ષ્મ બાદ અને સુક્ષ્મ આબ-ફ્રાદોના દોરો ફરી રહે છે. પછીથી વરાળ રૂપના દોરો ફરી રહે છે. આ બધાં દોરોને પેલી બાતેન કુદરત નામે ઉસ્તાન ચલાવે છે માટે ઉસ્તાન તે દરેકની ઉપર લાગુ છે. આ બધાંઓની અંદરથી પછી દેખીતા પ્રવાહોના દોરો થઇ રહે છે, જે બધા પ્રવાહો જડ તનુ અને ગએથામાં દોડી રહે છે. ત્યારે અજદ સુક્ષ્મ શરીર છે, જે જડ તન-ગએથાને ઘેરે છે-તેઓના અનુએ અનુને ઘેરે છે, જેમાં આતશનો અને આતશમાંની ગરમીઓના દોરો-જાનનો દોર અને બીજા દોરો દોડી તેઓબી દેખીતા અનુએ અનુઓને ઘેરીને અનુની અંદર લપેટાય છે. પછીના દેખીતા પ્રવાહી દોરોબી અનુએ અનુમાં દોડે છે. એમ અજદ અણદીઠ છે પણ ઘાટવાળું છે, જે આખાં દેખીતાં તનુ-ગએથાને ઘેરે છે, આ બેઉ તનુ-ગએથાને તેઓના અનુએ અનુને એક જાનના સંબંધમાં લાવે છે, જેથી શરીર ઉભુ રહે છે. ત્યારે અજદનું શરીર આખાં દેખીતા શરીરને એટલે દેખી-તાં તન-ગએથાનાં બોદયાંઓને ઘેરે છે—અણદીઠ અનાસરનું થઇને ઘેરે છે. તે અજદ પછી આતશરૂપ-અણદીઠ બાદરૂપ-અણદીઠ આબ ફ્રાદોરૂપ થઇને ઘેરે છે, અને પછી તે અજદ દેખીતી વરાળરૂપનું તેમ પ્રવાહીરૂપનું થઇને ઘેરે છે તેમ તે તનુ ગએથાના અનુએ અનુમાં કે તે તનુના તેમ ગએ-થાના ભાગોની અંદર વહે છે. એમ અજદનો અણદીઠ અસ્પર્ષ્ય ભાગ તનુ-ગએથાને ઘેરે છે અને તે અજદનો મપાઇ શકાતા દોરાન રૂપના ફરતા ગરમીના ભાગથી પ્રવાહી ભાગ તે તનુમાં-ગએથામાં વહે છે-લપેટાય છે એટલે અનુએ અનુમાં વહીને લપેટાય છે-અનુમાં વહે છે લપેટાય છે. આવું અજદ છે, જેની તસવ્વર ત્યારે માનવની લાગણીરૂપ અકકલની અંદર તેમ બહાર છે જેમાં કુદરત રહીને જડ ભાગો ઉભા કરાવે છે. અનાસર જે બાતેન છે, અદ્રષ્ય છે, અસ્પર્ષ્ય છે છતાં ખાકી છે, જે ૧/૪ દ્રવાઓનું બદલાયલું રૂપ છે, તે બધો જુમલો કે જેમાં માનવનાં રૂવાન સાથનો ૧/૪ દ્રવાઓ સમાઇ જાય છે, **તે બધાં અનાસરોનું એક જીંદગીમાંજ જો અજદ બની જાય તો તેને તનાસક રહે નહિ,**

પણ તન પસીનની હાલત પ્રાપ્ત થાય. પણ તનાસકવાળાં માનવના બધા ખાકી અનાસરો જેઓ કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપમાં રહે છે, તેઓના થોડાકમાંથીજ અજદ બની રહે છે. તરીકતી જીંદગી ગાળે તો તે બધા બાતેન અનાસરો કેહર્પમાંથી અજદમાં આવીને અજદને મજબુત બનાવે, નહિ તો બાતેન અનાસરનો અમુક ભાગ કેહર્પમાં રહી જાય છે, જે પછીની જીંદગીમાંના અજદના થવામાં કામે લાગશે. અજદ ત્યારે જડ તનનો સુક્ષ્મ ભાગ છે, જે સુક્ષ્મ છે છતાંબી ઉપીએ પુગેલો નથી-મુકિતએ પુગેલો નથી.

ત્યારે આ અજદનો ઘાટ છે અને જ્યાં લગી તે ઘાટ છે ત્યાં લગી જીવનની કુદરત છે અને ત્યાં લગી જીવે છે. ધારો કે એક હાથ કપાઇ ગયો અને ધોધમાર લોહી વહી રહે, પણ જ્યાં લગી અજદનો અણુદીઠ ઘાટ અખંડ છે ત્યાં લગી મૃત્યુ થશે નહિ. પણ જો અજદનો ઘાટ તુટે કે પછી મૃત્યુ થશેજ, કેમકે તે અજદમાં રહેલી કુદરત અને તેનો ચલાવનાર કાઝી તુરત ત્યાંથી કેહર્પમાં જશે એટલે જીવ જશે.

## અજદ જેમ આખાં જડ શરીરને ઘેરે છે તેમ કેહર્પ-ઉશ્તાન-તેવીશીના કીલ્લા સમાન છે.

વળી જેમ અજદનો સુક્ષ્મ ભાગ જડ તનને ઘેરીને પછી તેજ સુક્ષ્મ ભાગ વધુ જડ થઇને જડ તનમાં લપેટાઇને પછી વધુ જડ એટલે પ્રવાહીરૂપ થઇને જડ તનમાં વહે છે, તેમ અજદના સુક્ષ્મ ભાગના દોરની અંદરજ કેહર્પ-ઉશ્તાન-તેવીશીને શરીરમાંની આસપાસની વાતાવરણના નવ ભાગોમાંના સુક્ષ્મ ભાગની વચ્ચેથી સંકોચાવીને રાખેલા છે. ત્યારે આપણો વીચાર-બોલ-કાર્ય શરીરની અઇપીમાં જઇને પછી પેલાં કેહર્પમાં જાય. **સુદરેહ-કુશ્તીની હિકમત ત્યારે અઇપીને પોતામાં Concentrate કરીને માંથ્રના તેમ ભલી કરણીના ખોરાકને અઇપીના સુક્ષ્મ ભાગ મારફતે કેહર્પ અને ત્યાં રહેલાં રૂવાનને ખોરાક તરીકે આપવા માટેની છે.** આમ શરીર-રચનાનો ટુંક ખ્યાલ છે, જેમાં મરીને નાશ પામતું શરીર તો અજદ ગએથા-તનુનું છે, પણ કેહર્પ-તેવીશી-ઉશ્તાન આપ તો કુદરત વસેલાં છે માટે મરતાં નથી, જો કે ઘણે લાંબે કાળે ઉમેરો પામી ફેરફાર પામી શકે એમ છે.

## જીવતી હાલતનો ટુંક ખ્યાલ.

ત્યારે જીવતી હાલતનો ટુંક ખ્યાલ આમ છે, કે શરીરમાં અમર ચીજો છે, નામે ફ્રેરોહર–બઓદ–ઉરવાન. આ અમર ચીજોમાંની બે અમર ચીજો નામે બઓદ ઉરવાન બીજાં અમર ગતીએ મુકિતએ પુગેલાં ખોલ્યાં નામે કેહર્પમાં વસે છે. કેહર્પમાં તેવીશી અને તેવીશીમાં ઉસ્તાન આપના મોહતને નહિ આધીન થતાં ખોલ્યાં છે. આ કેહર્પ–તેવીશી–ઉસ્તાન આપમાં કુદરતનો વસવાત છે. તેઓમાં ઉત્તમમાં ઉત્તમ રીતની મન શકિતઓ છે એટલે કેહર્પમાં મન છે, તેવીશીમાં મન છે, ઉસ્તાન આપમાં મન છે–વીચાર શકિત છે, જે ગવની ગોસ્પંદી અને ફરઝ માટે પોતાના જીવને સદકે કરનારી અહુ–પરસ્તાર છે. આ ત્રણ ખોલ્યાંઓ નામે કેહર્પ–તેવીશી–ઉસ્તાન આપ, જેઓ એક વખતે દ્રવાઓ હતાં,–હવે ગવહોમંદ થયા છે, તેઓ પોતાનાં રૂવાનને પગલે ચાલીને બાકીના ૨/૪ વોહુનને માટે ઝર્ઝદાઇતી કરી રહે છે. એટલા માટે દાદારના હોકમથી અહુનવઇવના પ્લાન મુજબ તે ત્રણ ખોલ્યાંઓને બે ભાગે વહેંચવામાં આવે છે. એક ભાગમાં સીરફ કુદરત વસે છે જેને બહારની કુદરત સાથે સંબંધ છે. કેહર્પ–તેવીશી–ઉસ્તાનનો બીજો ભાગ માદરની માફક થઇને પેલા ૧/૪ દ્રવાઓના થયલા અનાસરોને પોતાનાં બચ્ચાં તરીકે પોતામાં રાખે છે. તે અનાસરો ખાકી વોહુનના હોવે કેહર્પ–તેવીશી–ઉસ્તાન આપના તે માદરરૂપના ભાગો અભડાઇને ખાકી મનસ્ની ધારણ કરે છે. આ માએની માફકનાં કેહર્પ–ઉસ્તાન–તેવીશી જેઓ ખાકી કેહર્પ તરીકે ખરફ્સ્ત્રી–ગોસ્પંદી બેઉ વજેની તેવીશી તરીકે અને નફ્સે–અમ્મારેના હવસો કરાવનાર તેમ ભલો ઇશ્ક કરાવનાર ઉસ્તાન આપ તરીકેનાં થઇ રહે છે તેઓ પેલા સુધરવાના, ઉષીએ પુગવાના મુકિતએ પુગવાના અનાસરો માટે જન્મ મરણ કરવાના અનાસરો કરીને મુકિતએ પુગવાના અનાસરો રાખીને પોતાના અરધા ભાગના કુદરત વસેલા કેહર્પના ભાગમાંની એટલે આતશી ભાગમાંની, પોતાના અરધા ભાગના કુદરત વસેલી તેવીશીના ભાગમાંની એટલે સુક્ષ્મ બાદી ભાગમાંની, પોતાના અરધા ભાગના કુદરત વસેલા ઉસ્તાન આપના ભાગમાંની એટલે સુક્ષ્મ આબી ભાગમાંની કુદરત નામે અઓજ–ઝોર અને ઉસ્તાનના અમુક ભાગને પોતામાં બોલાવી રાખીને એટલે કુદરતના કાઝીને રાખીને પછી

તે કુદરત* તેમ કાઝીને અઇપિમાં સ્થાપીત કરી એમ પચાસદારની વાપી ઉભી કરીને પછી બગોબખ્તના ભેદ મુજબ પેલા પોતામાં રહેલા દએવીક ગતીના અનાસરોને ત્યાં મોકલીને તે અનાસરોમાંના અમુક ઉંચ ભાગમાંથી પહેલે અજદ ઉભુ કરી રહે છે, જે ત્યારે મુકિતએ પુગવાના અનાસરોમાંના ઉત્તમ ભાગનું હોય છે. આવાં અજદમાં જે પેલી સ્થાપીત થયલી કુદરત અને તેનો કાઝી નામે પચાસદારની વાપી સમાઇ રહીને તેમાં જીવજાન અને આતશ–બાદ–આબ વાગેરેના બીજા દોરાનો ઉપર કહી ગયા તેમ કરાવીને તેઓ મારફતે વધુ જડ અનાસરોને પોતામાંથી કઢાવીને જડ તન–આકાર કરાવી રહે છે. આ અજદ અને પેલાં જડ તનના આકારો જેને આપણે જીવતું શરીર કહીએ છીએ તે ત્યારે મરણને શરણ થનાર છે. ત્યારે **આપણાં જીવનનું સાધન field of action એટલે જન્મ કરી જીવ ટેકવવા લડી આખરેબી મરે તે અજદ છે.** આ અજદને એવું બનાવે છે કે તેમાં કુદરત રહે છે અને તેની અંદરજ મરણને શરણ નહિ થનાર કેહર્પ–તેવીશી–ઉશ્તાનને અઇપિની મારફતે સંકોચાવેલા રાખેલા છે. અજદની તેવી સબળ ગતી ત્યારે પેલી કુદરત નામે પચાસદારની વાપીને લીધે છે. આ પચાસદારની વાપીની કુદરત પેલાં માએ જેવાં કેહર્પમાંથી આવી છે. માએ જેવાં અને જડ વોહુનથી અભડાયલા અરધા ભાગનાં કેહર્પમાંની તે કુદરત પેલાં અભડાયા વગરનાં અરધા ભાગના આતશી કેહર્પ–બાદી તેવીશી–આબી ઉશ્તાનની કુદરતના દરયાવમાંથી આવી છે.

**ત્યારે જીવનનો બધો આધાર અજદમાંની કુદરત નામે પચાસદારની વાપીની** ઉપર છે. પચાસદારની વાપીની આ કુદરતે પોતાનાં પતમાનને જોરે (એટલે હદ–ઇનસાફથી વર્તીને સત્યનો કાંટો રાખીને તોલી તોલીને કામ કરવાની શકિતને જોરે) અજદને ઘાટવાળું કીધું, અજદમાં જાનના દોરને ચલાવ્યો. તે જાનને પોતાના સત્યસંગથી બઓદંઘહની ગતીથી આકર્ષીને તે જાનને બઓદંઘહની સીફત નામે **રાદ**

---

* અઇપિની અને તેમાં સ્થાપીત થતી કુદરતની પ્રયોગશાળા નામે પચાસ દારની વાપીની તેહકીક હયાં સરળતાને ખાતર છોડી દીધી છે. ટુંકમાં એમ સમજી લેવું કે કેહર્પમાંની કુદરત અઝદને તેમ જડ તનને પેદા કરે છે ત્યારે પહેલે અઇપિમાં તે કુદરત આરાસ્તે થાય છે–સ્થાપીત થાય છે જેને પચાસદારની વાપી કહે છે. જ્યારે આ સ્થાપીત થયલી કુદરત પાછી કેહર્પમાં ચાલી જાય છે એટલે પચાસદારની વાપી ખતમ થાય છે ત્યારે મૃત્યુ થાય છે જેની વીગત ઉપર જોઇ ગયા. **સચકારનું થવું એ બનાવટી વાપી તરીકે છે.**

**મનશ્નીરાહ ગવશ્નીરાહ કુનશ્ની,** તેવી રાહ મનશ્ની-ગવશ્ની-કુનશ્નીને માટે મરી ફીટવાનો નીશ્ચય નામે **વીરની ગતી,** તે વીરની ગતીને ટેકાવતી **હોશનું** જોર, અને આવા હોશથી મુક્તિ પોતે લઇ બીજાને મેળવી અપાવવાના પરમાર્થનાં મોટાં ડહાપણ નામે ખેરદ, એ બધું તે જાનના દોરને આપ્યા, જેઓ એટલે તે **મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-વીર-હોશ ખેરદ તે જાનના જોરાનો થયા.** આવી રીતે તે જાનની જોરાન= શક્તિઓ કરી આપી. આવાં અજદમાં પછી તે કુદરતે આતશનો દોર કરીને તે આતશનેબી જોરાનવાળો કીધો, તેવીજ રીતે તે કુદરતે બાદનો દોર કરીને તે બાદનેબી જોરાનવાળો કીધો. એવીજ રીતે તે કુદરતે આપનો એટલે ફરાદોના દોરો કરી ફરાદોનેબી જોરાનવાળા કીધા. ત્યારે અજદનો ઘાટ રહે ત્યાં લગી જાન છે અને ફરી રહે છે એટલે જીવ ટકી રહે છે. જાનના ગોશાનને ગોશાનમાં રખાવનાર (કે જેથી તે બરાબર ફરી શકે એમ કરાવનાર) આતશની તેઝી રહી છે. આતશની તેઝી કે જેથી જાનને તેમ શરીરની રજેરજના જાનને ગરમા મળે છે તેને મદદ કરનાર બાદ છે. બાદની આવી મદદ કરવાની શક્તિ આપના ફરાદોથી છે, જેઓ બાદને તેઝી આપ્યા કરે છે. આપના ફરાદોની ગતીઓ બાદને ચલાવવામાં મદદ કરે છે. આ ફરાદોને પછી ખાકનો સુક્ષ્મ દોર સુક્ષ્મ પોશાણ આપે છે. એમ આ બધા આતશી-બાદી-આબી ખાકી દોરનો એક એકને ટેકાવીને છેક જાન લગીની મદદ કરીને રજેરજને તેનો ભોગવટા કરવામાં સવળતા કરી આપે છે. પણ આ બધા દોરો અને જાનનો દોર પોતાની ખીદમતીઓ પેલા અજદના ઘાટને લીધે એટલે અજદના રહેવાને લીધેજ કરી શકે છે. અજદનો ઘાટ એટલે અજદનું રહેવું-ટકવું, ઘાટ રાખવો, ખર્દાપમાં સ્થાપીત થઇ રહેવું તે પચાસદારની વાપીની કુદરતને લીધે છે. **અજદનો ઘાટ ત્યારે પચાસદારની વાપીની કુદરત ત્યાં અજદ ઉપર રહેવે ઉભો છે-ટકે છે.** જાનનો દોર-ફરવું, જીવને ચલાવવો તે આવાં અજદથી છે, અને તે જાનનું ફરવુંબી તે અજદની અખંડતાથી તેમ જાન ઉપર ઉશ્તાનના પડવાથી છે. જાનના દોરને ફરવાની સવળતા આપનાર જાનનો ગોશાનનો ફેરાવો છે, જે ફેરાવાને ટેકવનાર આતશ છે, જે આતશની પોતાની ઉપર તે કુદરતના હાથ છે તોજ ઉસ્તવાર છે. આવાં આતશનાં કામને મદદ કરનાર તે બાદ છે, કે જે બાદબી કુદરતની ગતી મેલવવેજ ઉસ્તવાર છે. આવા બાદને તેઝી આપનાર ફરાદો છે, કે જે ફરાદોબી કુદરતથીજ નસીહત લઇને ઉસ્તવાર છે, આવા ફરાદોની ગતીને ટકવો આપનાર રોધન તે સુક્ષ્મ ખાક છે. આ બધા આતશ-બાદ-આબ-ખાકને કુદરતથી નસીહત લેવાની તક આપનાર

પેલાં અઝદનો અખંડ ઘાટ છે, જે ઘાટનેબી પચાસદારની કુદરતેજ રાખેલો છે. ત્યારે બધી બલીહારીજ પચાસદારની વાષીની કુદરત એટલે અઓજ અને ઉશ્તાન જે માઓની માફકનાં કેહર્પમાંથી આવે છે તે કુદરતનીજ છે.

**જયારે તે પચાસદારની વાષીની કુદરત નામે અઓજ અને ઉશ્તાન અજદમાંથી ઘસીને પાછી તે માદરરૂપ કેહર્પમાંથી થઇને પેલાં ઉંચાઇએ ચઢેલાં અરધાં કેહર્પમાં સંકોચાય છે,** ત્યારે અજદ પોતાનો ઘાટ રાખી શકતું નથી. અજદના ઘાટના તુટવાથી જાનનો દોર અટકે છે તેમ આતશની તેઝી મંદ થાય છે, જેથી જાનનો ગોલાન છુટી જાય છે. એવીજ રીતે બાદ અને ફ્રાદોબી પરાગંદે થઇ રહે છે. જાન અટકયો કે જડ તનમાંની કામ કરતી ગરમી અટકે છે, જેથી હાર્ટ હૃદય અટકે છે, ફેફસાં દમ લેતાં અટકે છે એટલે મૃત્યુ નીપજે છે. અજદ કે જે જીવનનું ક્ષેત્ર હતું તેનો નાશ થયો, એટલે જાનના દોરનો નાશ થયો. અજદ તુટીને પાણી જેવું થઇને મુરદાર તનમાં પસરી જાય છે. અજદના વોહુનની ગવ અને દએવીક ગતીનો કચરો રએશ્વનું બંધન છુટું થઇ જાય છે. જાનના દોરની ખરી ગરમી અને ખોટી ગરમી છુટી થઇ જાય છે. અજદનાં અણદીઠ આખા ઘાટમાં તેમ અજદના મપાઇ શકાતા સ્થુળ ભાગોમાં જેવા કે પ્રવાહી ભાગોમાં ઉપર જોયું તેમ જાનનો દોર હતો, તેમ આતશનો દોર હતો, તેમ બાદનો દોર હતો, તેમ આબના ફ્રાદોનો દોર હતો, જેઓ જડ શરીરનાં અનુએ અનુમાંના નાના અજદમાં પસરેલા હતા. જડ તનના અનુએ અનુમાંનો આતશ વોહુ-ફ્રીયાન તરીકેનો હતો, બાદ ૧૭ રીતના ભાવનો થઇ અને આપબી ૧૭ રીતના ભાવનો થઇને ફરતો હતો. અઝદનો નાશ થવે જાનના દોરનો નાશ થયો અને જાનમાંની સજીવન શકિત ખોટી ગરમીથી છુટી થઇ. સજીવન શકિતતો કુદરતની સાથે મુવેલાં શરીરમાંથી બહાર પડી ગઇ અને પેલી ખોટી ગરમીએ દ્રુજે-નસુનો જન્મ આપવા મદદ કીધી એટલે જાન અને જોરાનો ગયા. પણ અજદમાંના આતશ-બાદ-આબ જો કે પરાગંદે થયા છે છતાં તેઓની ભલી ગતી-જોર તેઓ રાખી શકયા છે, કે જેથી હવે પછીથી તેઓ મુરદાર તનમાં પડીને પેલા માદરરૂપ કેહર્પને મદદ કરશે તે નીચે જોઇશું. મરણ વખતે વોહુનની મીલાવત જે ગવ અને દ્રવાઓની છે તે છુટી જાય છે. દ્રવાઓ છુટી જઇ ગવના આકર્ષણથી મુકત થઇને તે દ્રવાઓ પોતાની અસલ હેવાનીઅતની ઉપર જાય છે, તે ગવનાં શીક્ષણોના બંધનથી છુટી જઇને, અહીના અહીરીમનનો સંગ કરી અહીના ખુનનો તલબગાર થઇને-તેને લઇને તે ખુનને પોખીને પોતે દ્રુજે-નસુ થઇને ઉભો રહીને નાશ કરવા તોફાન ઉપર ચઢે છે. પોતાની પાસે વુતંજ

તે દુજે–નસુ બે ચીજોને જુએ છે: એક પેલી ગવ જે પોતા સાથે છે તે અને બીજું પેલું નાશ પામેલું અજદ, પેલી પોતાની સાથની ગવ કે જેણી ઝરેહા ઉપર તે દવાઓને તેના દસ્તગીર તરીકે મળેલી, જેણીએ પોતાનું બહેસ્ત તે દએવનાં ભલાં માટે છોડીને તે દએવની સંગત કરી દએવનાં દોઝખમાં–દુજો–દેમાનમાં ઉતરેલી. **આવી તે ભલી ગવની ઉપર તે દુજ બેશરમ રીતે બીદાદગર થઇને તેનો નાશ કરવા ધસે છે.** પેલાં અજદનેબી એટલે તે માંહેલી ગવનેબી મારવા ધસે છે. એમ થાય છે કે તુરતજ તે માએ–તે માએરૂપ કેહર્પ–તેવીશી–ઉશ્તાન પોતાનાં ઉંચ રીતના અરધા ભાગના પેલાં કુદરત વસેલાં કેહર્પ–તેવીશી–ઉશ્તાન કે જેઓ બહાર નીકલી રહે છે તેઓથી છુટા થઇને તે મુરદાર તનમાં કુદી પડીને તે ગવને તે **અજદને** પોતાની **કોટી**માં લઇને તે દુજે–નસુનો માર પોતે ખમીને તેઓની હીફાઝત કરે છે. જેવી તે મારૂપનું કેહર્પ–તેવીશી–ઉશ્તાન તે દુજની સામે રણમાં પડે છે, કે તુરતજ પેલી **પચાસદારની વાષી**ની કુદરત જે મરણ વખતે અજદમાંથી ત્યાં ગયલી, જેથી મૃત્યુ થયલું, તે પોતાના બધા વાસ્તા સહિત પેલાં કુદરત વસેલાં બહારનાં કેહર્પ–ઉશ્તાન તેવીશી જેઓ હવે બહાર પડેલાં છે તેમાં ચાલી જાય છે અને તે કુદરતે જે કંઇ જડ શરીરના અનુએ અનુમાં ગવ તરીકેનો ભાગ પોતામાંથી આપ્યો હોય તે ગવનેબી સંઘરીને પોતામાં ખેંચી લે છે. આવી રીતે જીવતાં માનવના જીવજાનનું ક્ષેત્ર નાશ પામ્યું, જીવતાં શરીરમાંની ખુબીવંત સફેદ બાજુ બહાર નીકલી પડી અને જીવતાં શરીરમાંની મદદગાર ભલી ચીજો મુરદાર તનના દુજે–નસુની કાળી ગતીમાં ફસી પડી.

હવે ત્યારે મુરદાર તન જે દેખાય છે તે રહયું છે, જે અનુઓનું બનેલું છે, કે જે અનુઓમાં તે વોહુન છે, કે જે વોહુન ઝરેહ ઉપર દવાઓ અને ગવની મીલાવતનો થયલો. આવા વોહુનની ઝરેહ ઉપરથી આવેલી ગવને મદદ આપવા ગર્ભસ્થાનમાંના ગર્ભ ઉપર ચોથે મહીને ઉતરેલાં તે બચ્ચાંનાં કેહર્પ–તેવીશી–ઉશ્તાનની કુદરત, કે જે હમણા શરીરની બહાર ગઇ છે, તેણીએ પોતાની ગતી–ગવ અને ઉશ્તાન આપેલાં હતાં.

હવે જ્યારે અજદ નાશ પામ્યું–જાનનો દોર છુટી ગયો–આતશ પરાગંદે થયો, ત્યારે જડ તનના તનુ–ગએથામાં તેઓના અનુએ અનુમાં ગરમી જે જીવનગાળો આપવાની ખાસીઅત રાખીને ફરતી હતી, તે તે ખાસીઅતને છોડીને અટકી જઇને ખોટી ગરમી તરીકે તે મુરદાર તનને બાળવા લાગે છે, જેને કોહવાટની શરૂઆત post-mortem changes કહે છે. અજદનો નાશ થાય છે કે તુરતજ જડ તનમાંની તેના અનુએ

અનુમાંની સજીવન શકિતની ગરમી પહેલે ફરતી અટકે છે. ફરતી અટકવાથી અનુએ અનુનાં બંધારણમાં ફરક થતો આવે છે. અનુએ અનુમાં દ્રવાઓ અને ગવ જે ઝરેહો ઉપરથી ઉતરેલા તેઓ છે. ઝરેહ ઉપરની આ ગવ ઉપરાંત બીજી ગવ અને ઉસ્તાનગી ત્યાં છે. તે મુરદાર તન embryo તરીકે સેવાતાં ઈંડાં તરીકે જ્યારે માતાનાં પેટમાં હતું, તે વખતના ચોથે મહીને ઉતરેલાં કેહર્બમાંની ગવ અને ઉસ્તાનગી તે અનુઓ લે છે. અનુએ અનુની સજીવન શકિતની ગરમી જેવી અટકી કે પેલાં ચોથે મહીને ઉતરેલાં ગવ અને ઉસ્તાન તો બહાર જતી કુદરત તરફ નાહસી જાય છે. પણ મુરદાર તનમાં તે દ્રવાઓ અને પેલી ઝરેહ ઉપરની ગવ સીરફ રહી જાય છે. અનુઓમાંની આ દ્રવાઓ અને ગવ માનવીના કેસમાં તુરતજ છુટાં પડે છે, (ગોસ્પંદોના કેસમાં તેને છુટી પડતાં વાર લાગે છે તેની નોંધ લેવી), અને જેવો હાંફો ચાલે છે કે તુરતજ સજીવન શકિતની ગરમી જે જડ તનના અનુએ અનુમાં છે તે અટકે છે, અને જેવો જીવ ગયો કે તુરતજ સજીવન શકિતની તે ગરમી ખોટી ગરમી જેવી થઇને જડ તનને બાળવા માંડે છે એટલે હાથ પગને સખત કરવા માંડે છે, માટેજ તુરતજ હાથ *પગને વાળીને સચકાર કરકરવાનો હોકમ છે, કેમકે જડ તનના અનુએ અનુના વોહુનની ગીલાવતમાંથી છુટેલો દએવ હવે અહીંને મળી અહીંની સંગત કરી અહીંનું ઋુન પામીને દ્રુજે-નસુનો હમેલ ધારણ કરી દ્રુજને જનવા બેઠો છે. એટલે દ્રુજે-નસુ જન્મ લઇ બહાર પડીને મોટો થઇને નુકસાન ઉપર ચઢે તેની અગાઉથીજ મુરદાર તનને સચકાર-બંદથી બાંધી-હાથ પગ વાળીને કશમાં મુકવું, કે જેથી સજીવન શકિત ખોહેલી તે ગરમી અને તે દ્રુજે-નસુ જન્મતાંની સાથેજ કાબુમાં આવે.

હવે ત્યારે મુરદાર તનમાં શું છે? (૧) પેલાં ઉંચ તરેહના અરધા

* હાથ અને પગ વાળવાનો મુળ મુદ્દો મરણ વખતે ઉભા થતા દ્રુજે-નસુની ચલવલોની ઉપર કાબુ મુકવાના અનેક સાધનોમાંનું એક સાધન ઉભુ થવા માટે છે. ચોથે દહાડે જ્યારે રૂવાન પોતાના વહાણમાં બેસીને પેલી ગેહાન તરફ જાય છે ત્યારે તેજ વખતે દખ્મામાં પડેલા મુરદાર શરીરમાંના સપડાયલા સુક્ષ્મ અનાસરોને તે શરીરમાંથી છોડવીને દહમ યઝતને સોંપાય છે અને ખુદ તે મુરદાર તન જે દખ્મામાં છે તેની ઉપરથી દહમની આણ ફરી રહે એમ કરવાનું છે. એમ થાય છે તોજ ગુજરેલાંની ખરી સદ ગતી થયલી કહેવાય એટલે ગુજરેલું સીધું પેલી ગેહાનમાંનાં પોતાનાં ઘરે જાય. આમ થવા માટે દ્રુજે-નસુને રોકવો જોઇએ કે જેને માટે ચાર દહાડાની ક્રીયા છે. દ્રુજને પોતાની શકિતમાં નીરબળ કરવા માટે હાથ પગ વાળે છે.

ભાગના કુદરત વસેલાં કેહર્પ-ઉશ્તાન-તેવીશી અને તે માંહેલી કુદરત કે જે તે જીવતા તનના અજદમાં તેમ તેના તનનાં અનુએ અનુમાં હતા, જેઓએ જાનનો દોર સજીવન શકિતથી ઉભો કરીને તનને જીવતું રાખેલું હતું તેઓ તે સજીવન શકિત એટલે હરારતે-ગરેઝીઆને પોતામાં સમેતીને તે તનની અઇપિની બહાર નીકલી ગયા છે, કે જેથી તે તન મુરદાર થયું તેની અઇપિ જે જીવતી હાલતમાં ભલી મગનાતીસવાળી હતી તે કાળી કુદરતવાળી થઇ છે અને શરીરના અનુના વોહુનમાંથી ગવ અને રએથ્વ એટલે દ્રવાઓનો કચરો છુટા પડીને તે રએથ્વમાંથી દ્રુજે-નસુ જન્મેલો છે જે ગવનો નાશ કરવા માંગે છે અને બહાર ચારે દીશાએ ચેપ પાંથરી રહે છે. એમ મુરદાર તનમાં દ્રુજે-નસુ છે; (૨) ઉપર કહેલા દ્રુજમાંથી બહાર પડતી **ખોટી ગરમી** જે ગવની સજીવન શકિત ખોહી બેઠી છે તે છે, કે જે હવે post mortem changes કરી એટલે હાથ પગ સખ્ત કરીને પછી કોહવાટની શરૂઆત કરશે તે ગરમી છે. અને (૩) તનના વોહુનમાંથી **છુટી થયલી ગવ** છે અને તે (૪) **ગવ કે જે અજદમાંની હતી** જેને અજદ કહે છે તે છે. આ ગેઉ પરમાર્થી ગતીને બચાવનાર પેલું માદરરૂપ કેહર્પ છે. કેહર્પની અસલ જાત દ્રવાઓની હતી કે જેવી જાતમાંથીજ પેલો દ્રુજે-નસુ જન્મેલો છે, જ્યારે આ **ગવ** તો દાદારની અમાનત છે, માટે તે માદર કેહર્પ પોતાની ઓસ્તાંદા ગતીની રૂએ પેલા ગવની હીફાઝત કરવા તે પોતાના અસલ જાતીલા દ્રુજની સામે પડીને તે દ્રુજ સાથે હાથ મેલવી રહે છે.

ત્યારે એક વખતના જીવતા માનવમાં આટલી ચીજ હતી:

૧. તેનું દેખીતું જડ તન નામે **તનુ-ગએથા.**

૨. તેનાં દેખીતાં જડ તનનો સુક્ષ્મ ભાગ **અજદ,** કે જેમાં **પચાસદારની વાર્ષીની** કુદરત હતી, જે જીવ જાનની ગરમી-બધાંને સજીવન ગતી આપતી જડ તનને ગરમી પુરી પાડીને જીવાડીને ભાગવટો કરાવતી.

૩. તે માનવની આસપાસની તેની સાથે જોડાયલી **અઇપી = વાતાવરણ,** કે જેમાં નવ તબકકા હતા: ૭ તબકકાઓ ઉંચા હતા; છેલ્લા ત્રણ તબકકાઓમા માનવની ચલવલોથી થતા દ્રુજનું રહેઠાણ હતું.

૪. તે માનવનાં કેહર્પ-**તેવીશી-ઉશ્તાન આપ** હતાં, જેઓ બે ભાગે વહેંચાયલાં પણ સાથેજ હતાં: **એક ભાગમાં** સીરફ

કુદરત નામે અઓજ-ઓર-ઉશ્તાન હતાં, જેઓ બહારની કુદરત સાથે હમાઝોરીમાં હતાં. **બીજો ભાગ** માતા જેવો થઇ પેલા પોતામાં છેલ્લા સુધારવાના રહેલા દ્રવાઓમાંથી બનેલા અનાસરોને રાખીને પોતામાં ભલી બુરી બેઉ બાજુ રાખીને બુરીને ભલી કરવા ઉસ્તવાર હતો અને અજદ અને જડ તન ઉભા કરવા **પચાસદારની વાષી**ની કુદરત પોતામાંથી કાઢીને **અઇપિ**માં સ્થાપીત કીધી હતી, જેની રૂયે અજદ થયલું, જે **અજદ**માં પોતાની અંદર રાખેલા ચોથા ભાગના દ્રવાઓના અનાસરોને મોકલીને **પચાસદારની વાષી**ની કુદરત મારફતે જડ તનને ઉભું કીધેલું.

૫. **રૂવાન-બઓદ** હતાં, જેઓ પેલાં કુદરત વસેલાં કેહર્પના ૧૦ માં ચખ્ર કે જે અંતકરણ આગળ છે ત્યાં હતાં.

૬. **ફરોહર** હતું. આ ફરોહર તે માનવનાં જડ તન કે કેહર્પનાં શરીરની બહારજ હતું. માનવની અઇપિ કે જેના ઉપર નં૦ ૩ માં જણાવી ગયા તેમ નવ ભાગ છે, તેના ત્રણ ઉત્તમમાં ઉત્તમ પહેલા નંબરના ભાગોમાં તે ઇલાકો રાખતું હતું. માનવની અઇપિમાં કેહર્પમાંની કુદરત **પચાસદારની વાષી** તરીકે સ્થાપીત થયલી અને પહેલાં **અજદ**ને ઉભુ કીધેલું, કે જે અજદમાંજ પછી તે **વાષી**ની કુદરતે જડ તનને રચવાનું પોતાનું કામ શરૂ કીધેલું. કુદરત જે તે **વાષી**માં હતી તેને અઓજ અને ઉશ્તાનની કુદરત કહે છે. આ અઓજ અને ઉશ્તાનમાં ગવની શકિત અને તેના કાઝી થવાનો ભેદ હતો, જેઓએ તે અજદ કે જે તે અઇપિમાં થયલું તે અજદની અંદરજ પેલાં કેહર્પ-તેત્રીશી-ઉશ્તાનને સંકોચાવી રાખેલાં હતાં. આવી અઇપિમાંના ઉત્તમ ત્રણ ભાગમાં ફરોહર રહીને કુદરત વસેલાં કેહર્પનાં માથાં આગળના **'એકથી ચાર ચખ્રો'**ની ઉપર હેફાઝત રાખતું હતું. આ **'એકથી ચાર'** ચખ્રોમાં માનવે ઉપર કહેલી અબજો વર્ષની સફરમાં જે કંઇ નેકી નામે **'પંજે-ઝરવીકશે-બાતેન'** કમાઇ છે, જેને ગાથામાં **'રએખેનાઓ'**=રૂહાંની મીલકત કહે છે, તે પંજે-ઝરવીકશે-બાતેનને રાખેલી છે આટલું જીવતાં શરીરમાં હતું. તે બધાંમાં મરણ વખતે મોટા ફેરફારો થાય છે. **અજદ**નો નાશ થાય છે. જડ તનની સજીવન શકિત છુટી જાય છે. જડ તનમાંની **'ગવ'** જડ તનમાં થતા દ્રુજે-નસુ અને સજીવન ગરમી ખોહી બેઠેલી ખોટી ગરમીથી માર ખાય છે, માટે મા રૂપનું કેહર્પ-ઉશ્તાન-તેત્રીશી, જેઓને બાતેન અનાસરો કહે છે, તેઓ જડ તનમાં પડીને તેની રક્ષા કરે છે અને પોતે દ્રુજે-નસુ સામે ટકકર ઝીલે છે. **અજદમાંના આતશ-બાદ-**

**આબ** કહેતાં ફ્રાદો, અને સુક્ષ્મ ખાક, જેઓ **જોરાને-જાન** સાથનાં છે એટલે મનસ્ની-ગવસ્ની-કુનશ્ની વીર-હોશ-ખેરદ સાથનાં છે, તેઓ જો કે પરાગંદે થયાં છે, છતાંબી જોરાનોને લીધે સચેત રહી જડ તનના અનુએ અનુમાં તેઓએ આતશ-બાદ-આબની અને સુક્ષ્મ ખાકની ગતી પાંથરી છે, તેઓને પોતામાં ખેંચી લઇને તેઓ ચારે નામે આતશ-બાદ-આબ (ફ્રાદો) અને સુક્ષ્મ ખાક સાથે મલી જઇને જડ અંતકરણ, કે જયાં આગળ એક વખતે કુદરત વસેલાં કેહપંનું દસમું ચખ્ર હતું, જયાં આગળ રૂવાન-બઓદનું વહાણ હતું, ત્યાં **રીંગ કરી કશ કરીને ઉભા રહે છે.** તેઓ રીંગ કરી, કશ કરીને ત્યાંજ ઉભા રહે છે તેનું કારણ એ છે કે જીવતાં જીવત આ દસમું ચખ્ર કે જેમાં રૂવાન-બઓદ છે તે ચખ્રને શરીરમાંની અહીની ગતીએ ઘનાગીનને જોરે જીતવા માંગીને રૂવાનનો નાશ કરવા માંગેલો. પણ તેમ થયલું નહિ. મરણ વખતે શરીરમાંની અહીની ગતી દ્રુજે-નસુ તરીકે જન્મ લઇને જોર પકડે છે ત્યારે તેજ વખતે યા જરાક અગાઉથી ફ્રરોહર કે જે જીવતાં જીવત અઇપિમાં હતું તે ત્યાંથી નીકલીને બહાર પડેલા કુદરત વસેલાં પેલાં ઉંચ ગતીનાં અરધાં કેહપંનાં પહેલાં ૪ ચખ્રોમાં જઇને ત્યાં રહેલા પન્જે-ઝરવીકશનો ઇલાકો લઇને આ દસમાં ચખ્ર જે અંતકરણ આગળ છે તેને પોતાના ચાર ચખ્રમાં ખેંચીને સંકોચાવે છે. આ વખતે તે રૂવાન બઓદણી સાથેસાથ તે માથાં આગળના ચાર ચખ્રોમાં ખેંચાઇ રહે છે. પછીથી આ માથાં આગળના કેહપંના ભાગમાંથી તેઓ બહાર અઇપિમાં પડે છે. પેલાં દ્રુજે-નસુ મરણ વખતે દાવ સાંધીને તે દસમાં ચખ્રને ત્યાંજ રહેલું સમજીને હલ્લો કરીને રૂવાન-બઓદને પકડવા માંગે છે. તે દ્રુજને ખબર પડતી નથી કે તે કેહપં તો ઉપર ખેંચાયું છે. ત્યારે દ્રુજે-નસુ અહિંયાં અંતકરણ આગળ આવી રહે છે તે વખતે તેને હંફાવવા આમ ઉપર કહેલો કશ થઇ રહે છે. ગુજરનાર માનવનો ખોદા યાને બગોબખ્તની શકિત તે આતશ-બાદ-આબ-સુક્ષ્મ ખાકને એમ રીંગ કરવા ઉસ્તવાર કરે છે. એમ રીંગ થઇ રહે છે અને દ્રુજે-નસુ જેવો ત્યાં તે રૂવાન બઓદને અને તે દસમાં ચખ્રને પકડવા હલ્લો કરે છે કે તે દ્રુજ પોતાને તે આતશ-બાદ-આબ-ખાકની રીંગ કષમાં ઘેરાયલો જુએ છે. અને તે દ્રુજ અને તે કશના આતશ-બાદ-આબ-ખાક વચ્ચે રસાકસી ચાલે છે. આ વખતે માથાં આગળથી બહાર પડેલા રૂવાન-બઓદ પાછાં માથાં આગળનાં કેહપંમાં તક લઇ ઘુસી જાય છે.

આમ અજદમાંના તે આતશ-બાદ-આબ અને સુક્ષ્મ ખાકના દોરોથી માદરરૂપનાં કેહર્પને મદદમાં રહીને મુરદાર તનમાં પડે છે.

**અઇપીના નવે નવ ભાગમાં** મરણ વખતે ફરોહર ત્યાંથી ચાલી જવે, કાળી કુદરતની સત્તા અને પ્રલાકો રહે છે. આખી **નવ ભાગની અઇપીની આસપાસ** મરતી વખતના માનવના ખોદા ઉપરના ભરોસા વગરના બીમથી બંધાયલાં કાટલાં નામે **શબના બીમ** વેરો કરીને રહે છે.

**કેહર્પના બે ભાગો હતા.** એક ભાગ જે માદર રૂપનો હતો તે તો બાતેન અનાસરમાં સંકોચાઇને જડ તનમાંના દએવ સામે **રણમાં** પડયો. કેહર્પનો બીજો કુદરત વસેલો ભાગ હતો તેમાં બે પેટા ભાગો હતા: એક ભાગ અતી ઉત્તમ હતો, જે **૧ થી ૪ ચખ્રનો માથાં આગળનો હતો,** જેની ઉપર જીવતી જીંદગીમાં ફરોહરની માટે સરોશની આડકત્રી પાસબાની હતી, કેમકે જીવતાં તનમાં દએવ ગવથી બંધાયલો હતો. પણ હવે કે જયારે મૃત્યુ થયું અને દેવ જીત્યો, માટે દેવ ગવથી બંધાયલો નથી, માયાના બંધનથી છુટો થયલો છે, માટે ફરોહર સરોશની હક્રાકતમાં રહીને તે ૧ થી ૪ ચખ્રોની ઉપર સીધી પાસબાની કરે છે, કેમકે તેમાં રવાને કમાવલી પંજે-ઝરવાકરી-બાતેનનો અપુર્વ ખજાનો '**રએખએનાઓ**' છે, કે જેથી **ફ્રશો-કેરેતી** થવાની છે. **કેહર્પનો બીજો પેટા ભાગ** ઉપરનાં કરતાં ઉતરતો છે, જેમાં દસમું ચખ્ર મુળ છે, જેને શરીરની રાજધાની કહે છે, કે જે દસમાં ચખ્રમાં રૂવાન-બઓદ જીવતી જીંદગીમાં હતાં. જીવતી જીંદગીમાં આ દસમુ ચખ્ર heart હૃદય આગળ હતું. આ heart હૃદય આગળનાં દસમાં ચખ્ર જે શરીરની રાજયધાની હતી તેનો કબજો શરીરમાંના લોહુનના જુસ્સાઓને પોખનાર અહીરીમન જીવતી જીંદગીમાં લેવા માંગતો હતો પણ ફ્રાહના દુટીની આસપાસનાં પેટ ઉપરનાં રણ જેવાં ચખ્ર આગળથી એટલે કેહર્પના અગીઆરમા પેટ આગળનાં ચખ્રનાં મેદાન આગળથી ઉપર દસમા અંતકરણના ચખ્રમાં તે જઇ શકેલો નહિ. હવે કે જયારે ગુજરેલાં શરીરમાં કેહર્પ રહયું નથી માટે ફ્રાહના ચખ્ર જેવું રહયું નથી માટે દ્રુજે-નસુ તે અહીરીમનથી નસીહત પામીને તે હૃદય આગળનાં દસમાં ચખ્રનો કબજો લેવા જવાની તઇયારી કરી રહે છે. પણ માનવ ગુજરે છે કે તુરતજ કેહર્પના તે બીજા ભાગનાં તે દસમા ચખ્રને ફરોહર પેલાં પોતાનાં ૧ થી ૪ ચખ્રમાં ખેંચી લે છે એટલે રૂવાન-બઓ-

દબી ત્યાં ખેંચાય છે. પણ જેવાં તે રૂવાન-બઓદ ત્યાં ખેંચાયાં, કે તુરતજ તેઓ માથાં આગળથી બહાર પેલી અઇપીમાં પડી જાય છે. તેઓ ગોયા પોતાના વહાણ-ઘોડા ઉપરથી નીચે ઠોકરાય છે. **આવા થયલા મામલાથી તે દુજ અજ્ઞાન છે.** આમ ત્યારે આ ઉંચ તરેહનું કુદરત વસેલું કેહર્પ ચંકોચીત થઇને મુરદાર તનમાંથી બહાર પડે છે અને ઉપર કહયું છે તેમ પેલી અઇપીના નવમા ભાગમાંજ રહે છે, કેમકે ત્યાંની અઇપિમાં દુજનું જોર ઘણું કમ રહે છે. પેલાં ઉરવાન-બઓદ તો પેલી અઇપીના આઠ ભાગમાં કે કે જ્યાં દુજનું ભારે જોર છે ત્યાં પડે છે. હવે તે રૂવાન-બઓદ પાછાં કેહર્પનાં પોતાનાં વહાણમાં ચઢવા માંગે છે. તેઓ કેહર્પમાંથી પડયા પછી તુરતજ તે અઇપિના નવ ભાગોમાંના નવમા ભાગમાં આવેલાં પેલાં કેહર્પના એકથી ચાર ચખ્રના ઉત્તમ ભાગ જે ફરોહરની સરોશની સીધ્ધી ચોકીમાં છે તે ભાગના કીલ્લા ઉપર **'હુર બેરેઝ'** ઉપર ચઢીને અઇપિમાંથી કાળી કુદરતને કાઢી મુકી તેમાં પાછી રોશન કુદરતને આરાસ્તે કરીને સાથેસાથ પેલા દુજે-નસુ જે આતશ-બાદ-આબ-ખાકના કપમાં સપડાયો છે તેને મહાત કરી મુરદાર શરીરમાં ઘેરાયલા માદરરૂપ કેહર્પ જે બાતેન અનાસર તરીકે આ વખતે થઈ રહયા છે અને જેઓ ગુજરેલાંના તનના વોહુનમાંની ગવને તેમ તુટી પડેલા અને પાણીની માફક ફેરવાઇ ગયલા અજદના ગવની હિફાજત કરી રહે છે-તેવા તે રોશન ચૈતન્યને મુરદાર તનમાંથી છોડવીને ઉપર દહમના ઇલાકામાં લઇ જવા માંગે છે.

ત્યારે શું કરવાનું છે?

(૧) **જડ મુરદાર** તનના દુજે-નસુને પકડીને તેનો નાશ કરવાનો છે. અને તે દુજે-નસુમાંથી ઉભી થતી અને દેખીતો તેમ અણદીઠ ચેપ અને કોહવાટ* કરતી ખોટી ગરમીને બુઝાવવાની છે.

---

* દેખીતો અને અણદીઠ ચેપ અને કોહવાતને માટે અવસ્તામાં ત્રણ બોલ છે: નામે અખ્તી, પવીતી, આહીતી. **અખ્તીનો** ચેપ તેને અડવે લાગુ પડે છે જેને હમરીત કહે છે જેને Contagion કહે છે.

**આહીતીનો** ચેપ હવામાંથી ઉડીને લાગે છે, જેને infection કહે છે, જેને પતરીત કહે છે.

**પવીતીનો** ચેપ ખરાબ વાસ કરીને નાકમાંથી શરીરને લાગે છે જેની પતરીત કહેવાય.

૧૩.

(૨) અઇપિના નવ ભાગોમાંના આઠ ભાગો પુરી રીતે અને નવમો ભાગ કંઇક રીતે કાળી કુદરત-તીરે ગોહરથી જીતાયા છે તેઓમાંથી તે કાળી કુદરતને હાંકી કાઢીને રોશન કુદરતવાળી કરવાની છે.

(૩) જડ તનમાંના દુજે-નસુ અને તેને મદદ કરવા આવેલી કાળી કુદરતને દુર કરીને તે માહે સપડાયલાં મા રૂપનાં કેહર્પ-ઉસ્તાન-તેવીશીને અને તેઓની હેફાઝત હેઠળનાં અજદ-ગવને તે મુરદાર તનમાંની કાળી કુદરતના ઘેરામાંથી છોડવી ઉપર તેઓને ઠેકાણે દોરવવા માટે **દહુમ યજતને** સોંપવાના છે.

(૪) અઇપીની આસપાસ બંધાયલા શબના મીથ્રને તોડવાના છે.

(૫) અઇપીમાં પડેલાં રૂવાન-બઓદને '**હુર બેરેઝ**'માં જવા દેવાના છે.

(૬) અઇપીમાં ઘેરાયલાં અને મરણુ વખતે અંગુઠા મારફતે બહાર પડેલાં કુદરતની સાથના કેહર્પ-તેવીશી-ઉસ્તાનને અને તેઓ માંહે રહેલાં રૂવાન-બઓદને પોતાને ઠામે મોકલવાનાં છે.

**ત્યારે આવાં મોટાં કામમાં દોખ્મે-નશીની કેવો મોટો ફાળો આપે છે તે જોવાનું છે.**

જો દોખ્મે-નશીની નહિ થાય તો:-

જડ તનમાંનો દુજે-નસુ મરતો નથી.

જડ તનમાંની ખોટી ગરમી અને તેના ઉપર કહેલા ચેપો મરતા નથી.

જડ તનમાં સપડાયલી મા રૂપના કેહર્પ-તેવીશી-ઉસ્તાન-એટલે બાતેન અનાસરો અને તેઓની હેફાઝતમાં રહેલા ગવ, અજદ મુરદાર તનમાં કાળી કુદરતના કબજામાંજ રહે છે.

અઇપિના શબના મીથ્ર ખરી રીતના તુટતા નથી. માટે કેહર્પ-તેવીશી-ઉસ્તાન અને રૂવાન-બઓદ હવામાં રખડયા કરે છે, રૂવાન રસ્તામાં ફસી પડે છે પોતાને ઘરે જઇ શકતું નથી.

**દોખ્માની તલેસમ તેનો અર્થ–તેનો ભંગ તુટવું ખુરશેદ–નીગે-રશ્નીનો ભેદ–ગેરેન્માનના વર્ણના લોકોની આ ખાસ તદબી-રની ઉપયોગીતા; તેથી બીજી વર્ણોના દોરવનાર ઉપર ઓછો થતો ભાર–કુદરતની ક્રેશો–કેરેતીની તેમને નજદીક લાવનાર વ્યવસ્થામાંની આ એક. અશવન નરના રૂવાનના ઉપર ઉડવાથી થતો બુરી ભટકતી અરવાહીઓ બુરી સેફલી-ઓનો નાશ અને ઉન્નતી. દુજખી બરજીસી રૂવાનના કાયદેસરના ઉપર જવાથી ઉલવી અરવાહીઓને મ-લતી હિદાયત–દુઝખી બરજીસી રૂવાનના કાયદે-સરના નહિ ઉપર જવાથી સીફલી અરવાહીઓનું વધતું જોર અને બીજી જીરમોનાં કામમાં તેથી થતી નડતલો**

**દોખ્માનું ઉપયોગીપણું સાર્વજનીક છે તેની સમજ**

દોખ્મે નશીનીનો બાબ એક ઘણી અગત્યની બાબદ છે. સીરફ બર-જીસી ગરેન્માનની વર્ણને સારૂજ તે અગત્યતા ધરાવતો નથી. દોખ્માની તલેસમના ઉભા થવાથી ગેતીની ઝામમાં રોશ્ન ગતી જામે છે. ચીનવતની* ગતી ગોયા ઝામ તરફ લંબાય છે અને અરવાહીઓના રસ્તામાં ચીનવ-તનો ઇન્તેઝામ જામવે અરેઝુર§ નામની તેઓની જગાનો કીલ્લો તુટે છે અને સેફલી ભટકતી અરવાહીઓ જે ચોર ડાકુ ગીસાલ છે તેઓ ત્યાંથી નાહસીને વેરવીખેર થઇ જાય છે, જેઓની તરબ્યત સારૂ પછી સખત તકેદારી ઉભી થાય છે જેથી અન્ય જીરમનાઓને મદદ મલે છે. દોખ્માની તલેસમના તુટવાથી ત્યારે ગેતીની ઝામમાં તારીકી પંથરાય છે અને અરવાહીમાં અરેઝુર ઉભો થાય છે; અરવાહીઓના ડાકુનું જોર વધે છે.

---

* ચીનવતની ગતીમાં બઓદીક અકકલ એટલે યજતોની અકકલ છે તે ઉપર જનાર રૂવાનને કમમાં કમ ત્રીકાળ અને વધુમાં વધુ સાત કાળ લગીનું ભાન થાય છે જે પોતાની ભુલ જોઇ ખુદ બ ખુદ આગાહ થઇને ગુનાહોની પશેમાની કરી સખતમાં સખત થતી શીક્ષાને દાદારની રહેમ ગણે છે. ચિનવત-માંના રશ્નુ અને ત્યાં આગળનો સગ દરેકને ખરો રસ્તો દેખાડે છે–ખરી ખેરદ અપાવે છે. દરેક ઇનસાનને તેના શ્વાષના ચકરાવામાં એક વખત ચિનવત ઉપર તો જવાનુંજ છે.

§ શકની બુધ્ધી–સ્વાર્થી બુધ્ધી–હવસોને તાબે થતી બુધ્ધી કે જેથી તનાસક થવાય તે, માનવની અકકલ જે પોતાની હદ કરતાં વધુ જાણવા માગવે, તેમાં નિશફળ થઇને શકમાં પડીને ગુમાની થયા કરે છે તેવી ગતી, દુન્યવી સ્વાર્થની જબુન ગતીનો પ્રભાવ જે બધું અપાખ્તરમાં ગુબાર કરે છે તે.

દોખ્માએ ત્યારે સીરફ બરજીસી વર્ણના એકલાનાં ભલાને સારૂ નથી. કાએદેસરના તલેસમ રાખતા દોખ્માઓથી જમીનમાંની સ્પેન્ત આરમઈતીનાં કામને ઉલુફ ગણી (હઝારગણી) મદદ મલે છે.

## દોખ્માનો બહોળો અર્થ; જમીનમાં મુરદાં દાટવે થતાં નુકસાનનો ખ્યાલ; નુકસાન કઇ રીતે અને કેવું છે તેનો ખ્યાલ—ખુરશેદ નીગરશ્નીનો લાભ.

ગુજરેલાંની લાશની જાતજાતની રીતે વ્યવસ્થા કરવાની રૂઢીઓને કદી મજદયસ્નાનોએ "**દોખ્મે**"નાં સામાન્ય નામે ઓલખી છે જે વિષે ઉપર વાંચી ગયા છીએ. માટે દોખ્મે શબ્દ એખલો કંઇ અગત્યતા બતાવી શકતો નથી. વંદીદાદની ત્રીજી ફરગર્દના ૮ માં ફકરામાં કહે છે કે જમીનમાં મુવેલાં માણસોને અને સગોને (સ્વનના ભેદનાં જાનવરોને) દાટે તો જમીન નાખુશ છે. એટલે જમીનમાંની આરમઇતીની તલેસમ જે ફ્રશો-કરેતીને નજદીક લાવવા કામ કરી રહે છે તેમાં ખલલ થાય છે. ઇનસાનનો જન્મ-મરણનો નાટક ફ્રશો-કરેતીના નજદીક લાવવામાં મુળ છે. ઇનસાનનું જીવન ત્યારે ફ્રશો-કરેતી નજદીક લાવવા મુળ છે. જીવન માટે જમીનમાંથી ઉગવાની ગતીથી થતું ધાન્ય વીગેરે મુળ છે માટે જમીનની તેવી ભલી શકિત ફ્રશો-કરેતીના નજદીક લાવવા માટે મુળ છે. એ ઉપરાંત જમીનમાં અનેક રોશ્નીનાં કામ થાય છે. જમીનમાં †અનગ્ર-રઓચાઓનો છાપ ગીનો અનેરાંનથી થવા ધાર્યો છે, જમીનમા અનગ્ર-રઓચાઓને ખેચવા ધાર્યું છે, માટે આરમઇતી,‡ કે જે કદીમમાં કદીમ છે, જે અનામાંથ્વાઓની શરૂઆતથી

† અનગ્ર રઓચાઓ તે હદ વગરના સ્તારોનું પુર રોશનીવાળું અનન્ત ઠામ છે કે જેમાં અહૂરા વસેલા છે-જેની મારફતે દરેક ચીજ નીકલી રહીને પછી પાછી સુક્ષ્મ રોશનીવાળી થઇને તેમાં પાછી જશે, અહૂરાનો તે શ્યાવ છે. આ શ્યાવ પુર ચલકાતનો અને અકેનાર ગતીનો છે.

‡ અહૂ તો અનંન્ત છે. તે કશામાં આમેજ હોએ નહિ. પણ દુઇ કહેતાં હા-નાની ગતી કહેતાં પાપ સવાબનું મુળ જાહેર થયું હતું જેને માટે તે સાહેબે મુળ ત્રગડી કાઢીને એક શકિત કીધી છે જેઓ તે પાપ સવાબની દુઇને એકચતામાં લાવશે. આ ત્રગડીમાં આરમઇતી એક છે જેમાં દાદારના હોકમના બજા લાવવાની નીખાલસી અને ફરમાન-બરદારી છે, જેણીને '**આર**' સીધ્ધા અને '**મઇતિ**' વિચારોવાલી કહે છે માટે આરમઇતીને અલંકારમાં દાદારની દીકરી અને ધણીઆણી કહે છે. જ્યારે આપણે કુદરતનો લાહવો એક જાનવરની માફક લેયા કરીએ છીએ ત્યારે આરમઈતી કે જેણીનો આપણે લાહવો લીધો,

(ફુટનોટ માટે જુઓ પાને ૧૦૧ મે).

દેખાવ દે છે તે જમીનમાં ઉતરી આવી બેઠી છે. આરમઇતીની આવી કદીમ શકિતના જમીનમાં આવીને ફ્રશો-કરેતી=મુકિત માટેનું કામ કરવાના ધોરણોમાં જયારે જયારે અને જેથી જેથી ખલલ થાય છે ત્યારે ત્યારે અને તેથી તેથી જમીન નાખુશ થાય છે એમ કહયું છે. વળી આગલ નવમાં ફકરામાં કહે છે કે જે જમીનમાં ઉપરથી બાંધેલા દખ્માઓ બનાવે જેમાં મુવેલા માણસો મુકેલા હોય તે જમીનબી નાખુશ છે. અહિંયાં ત્યારે દખ્મું શબ્દ સામાન્ય રીતે વપરાય છે. મુરદાંઓની વ્યવસ્થા કંઇબી રીતે થાય-દાટવાથી કબરો કરી યા બીજી રીતના જાતજાતના અસ્તોદાનોથી થાય તે બધાંને માટે સામાન્ય શબ્દ દોખ્મું છે. પહેલે કહયું છે કે જમીનમાં મુવેલાંઓને છુપાવે અને એમ તેઓની ઉપર ખુરશેદ-નીગેરશ્ની નહિ કરે તેથી જમીન નાખુશ છે-પછી આગળ કહે છે કે જમીનની અંદર મુવેલાંઓને નહિ છુપાવે પણ જમીનની સપાટી ઉપરજ મુરદાંને રાખે પણ તેઓને બંધ દોખ્માઓમાં મુકે કે જેથીબી ખુરશેદ-નીગેરશ્ની તે શબને નહિ મળે તેથીબી જમીન નાખુશ છે. પહેલવીમાં વંદીદાદના શરેહ કરનારે તો સાફ લખ્યું છે કે જમીનમાં દાટવે અને જમીન ઉપર બંધ દોખ્મા કરીને તેવા દોખ્માઓમાં મુવેલાંને મુકવે ખુરશેદ-નીગેરશ્ની નહિ થતી હોવાથી જમીન દીલગીર થાય છે. જમીનની અંદર યા જમીનની ઉપર મુરદાંઓને છુપાવ્યાથી ખુરશેદ નીગેરશ્ની તેઓને નહિ અપાવ્યાથી એવું તે શું થાય છે કે જેથી જમીન નારાજ થાય છે, એટલે આરમઇતીનું કામ જે જમીનમાંથી ન્યામતોને ઉગાડીને તનોમંદ સ્રષ્ટિનો જીવ ટેકવી ભોગવટાઓ કરાવી સજા-જઝા અપાવીને તે તનોમંદ સ્રષ્ટીને નુર તરફ લઇ જવાનું છે તેમાં ખલલ પડે ? મુરદાંઓને જમીનની અંદર બંદ કરવે યા જમીનની ઉપર બંદ કરવે, ખુરશેદ નીગરશ્નીથી દુર કરવે તે મુરદાંઓની ઉપર અને અંદર ભયભીત નહિ કલ્પી શકાય તેવી જાતજાતના અણુદીઠ જંતુઓની ફોજ-છેક અણુદીઠ રીતનાં જંતુઓથી તે છેક દેખીતા જંતુઓ કીડાઓ-કીડીઓ-અરારપાઓ લગીની-એટલી

---

(પાને ૧૦૦ મે થી ફુટનોટ ચાલુ).

તેણીએ એક પુત્રીની માફક આપણને દુધ પીવા દોહી આપેલું કહેવાય એટલે તેણી દાદારની પુત્રી માફક કુદરતમાં રહેલી કહેવાય. પણ જ્યારે આપણે કુદરતનો લાહવો લઇને અષોઇથી કુદરતને પાછો જવાબ આપીને કુદરતને મદદ કરીએ છીએ, કુદરત સાથે સંબંધમાં આવીએ છીએ, ત્યારે આરમઇતી કે જેણીનો આપણે લાહવો લઇને પાછો આપવા તેણી સાથે સંબંધ કીધો તેણીને તે સંજોગમાં તે દાદારની ધણીઆણી તરીકેની લીધેલી છે.

બધી એક મુરદાંને વલગે છે કે તે બધાંની ગણત્રી આખી નીસ્તીની જાતજાનની તનોમંદ વસ્તીના શુમાર સાથે મુકાબલો બતાવી શકે. એમ હેવોનું જીયાંગાર લશકર એક મુરદાં ઉપર થાય તો પછી તેવાં કરોડો મુરદાંઓ ઉપર શું થતું હશે તેનો ખ્યાલ ભાગ્યેજ આપણી વીચારની ગતીને આવી શકે. આવાં અસરે-તારીકીનાં કામની ગતીને તોડવા પછી આરમઇતી અને તેણીનાં હમકાર મીનોને રોકાવું પડે છે અને તેઓની ગતીને મારીને સુધારવી પડે છે, કે જેથી જમીનમાંનો તેણીનો કશો† જોખમાય નહિ, અને ગાહામ્બારનાં† કુવ્વતો અને કવેમ ખોરેહને અમાનત મલે, અને જમીનનો સ્તર-પાયા બહેસ્ત સાથનો સંબંધ જોખમાય નહિ, અને †અવિ-શ્રીષ્વની ઝામની સલામતી રહે કે જે અવિ-શ્રીષ્વથીજ આ ગુનેહગાર ગેતી જીવી શકે છે આમ તનોમંદ ગતી જીવતી રહે.

---

† જમીનમાં દેખીતી રીતે અણહદ કચરો નહિ કલ્પી શકાય તેવી વજેનો છે. ના, **આખી જગતની બુરામાં બુરી ગતી વિચારથી માંડીને સ્થુળ રીતની બધી જમીનમાં પડે છે.** આવીજ જમીનમાં ત્યારે ઉત્તમમાં ઉત્તમ રીતની તાબેદારીનું સ્વરૂપ જે યજતોનું લક્ષણ અને શકિતરૂપ છે જે ક્રવષિરૂપ છે તે જો ન હોય તો જમીન ઉપરની હવા અને જગા નાશ પામે. ત્યારે જમીનમાં મીનો શકિતઓ જેઓને આરમઇતીના હમકાર મીનો કહયાં છે તેઓ કષ દોરી એટલે તે અભડાતને દુર કરી ઝામની ઉતમ જગા જે અનગ્ર રઓચ જેવી છે તેમાં તે અનગ્ર રઓચાઓ જેવું ચલકતું કેહર્પ કરીને એમ તેમાં રહીને કષની બહાર જમીનને તેની આહિતી, પવિતી અને અપ્તીના ચેપોની બુરાઇને હદમાં રાખ્યા કરે છે કે જેથી હવા અને જગા વસવા જેવી થઇ રહે. ત્યારે જમીનમાં દાદારે ઝામ કીધી કહેતા સુક્ષ્મ કેહર્પ કીધું છે કે જેમાં મીનો ગતી રહીને આસપાસની અર્દને કાબુમાં રાખે છે અને ત્યાંજ ગાહામ્બારોના કુવતો કહેતા ધાન્ય ફળફલાદી વગેરેને ઉગાડવાની શકિત રાખી છે કે જેને જોરેજ પેલી જમીનમાં ફળદ્રુપ ગતી રહી શકે છે. જડ જમીનની ઝામ એટલે અ ણદીઠ ધરતી જે ઉત્તમ જગા છે જે યજત વસેલી છે તેને ત્યારે દાદારે અનગ્ર રઓચમાંથીજ કાઢેલી છે અને એમ તે તેના જેવીજ છે, જેને ખનીરથ કહે છે, જેને અવિ-શ્રીષ્વ કહે છે કે જેમાંજ યજતો રહી શકે અને ગાહમ્બારના કુવતોની જીવડાવનારી ગતી રહી શકે, જે વગર એક મીનીટબી હવા કે જમીનમાં ટકી શકાયજ નહિ-ત્યારે ઝામ કહેતા અવિ-શ્રીષ્વ અને તેનો કષ કે જેથી સાધારણ જમીનથી તે નોખી છે અને તેને કાબુમાં રાખી શકે છે તે બેઉને પતમાન ઉપર રાખવા જોઇએ પતમાન ઉપર standard ઉપર રાખવાથીજ જડ જમીન ઉપરનો કાબુ રહે માટે તે કષની તકેદારી કરવી કુદરતની = આરમઇતીની મુળ નેમ છે.

જમીનમાંની ઝામને ઉપર કહયું છે તેમ દાદારે અનગ્ર રઓચમાંથી કાઢી છે. એટલે તે ઝામને અને અનગ્ર રઓચને સંબંધ છે જે સંબંધ ૧/૩ ના

(ફુટનોટ માટે જુઓ પાને ૧૦૩ મે).

## જમીનમાં રહેલી આફ્તોને હદમાં રાખનાર આરમઇતી–તે હદને મુરદાઓનું દાટવું કઈ રીતે ઓળંગી શકે–તેથી થતી જમીન ઉપરની અસરોનો ખ્યાલ.

આરમઇતીને જમીનમાં અનગ્ર-રઓચાઓને વસાવવાના છે એટલે જમીનને મીનોઇની કરવાની છે, જેને માટે તેણીને પુશકળ કામ કરવાનું છે, જેમાંથી તેણીને બાકાત રહીને ઉપર કહયું છે તેવું કામ કરવું પડે છે તેનો આઝાબ ઇનસાન ઉપરજ છે. આટલું બધું કાર્ય જમીનમાં રહેલી આરમઇતી કરી રહે છે માટે તેણીને સ્પેન્ત આરમતી કહે છે એટલે ભુરાઇને સ્પેન્તીમાં ઘડી રહેતી આરમઇતી કહે છે. આરમઇતીનું સ્પેન્તી થવાનું કામ નીરંતર જમીનમાં ચાલી રહે છે છતાંબી તે દાટેલી લાશ ઉપર થતી અસરે–તારીકીની અસર તે તે જમીન ઉપર અને આસપાસ જામીને પોતાની જબુનતા બતાવે છે. તેના અનેક દાખલાઓમાંનો એક દાખલો એ છે કે આવી જમીન ઉપર જો અશવન નર રહે તો તેની અશોઇ તુટી જાય–તેની બુનક પાશબાનીના મીથ્ર તુટે અને તેનાં ફ્રરઝંદોમાં તે તુટેલા મીથ્રો પુરબહારમાં જાહેર થઇને તે ફ્રરઝંદો આડો રસ્તો લઇ જીયાંગાર બુરાઇઓ કરે. ત્યારે જે ઠેકાણે મુરડાંઓ ખુબ દટાતાં હોય ત્યાં અશવનો રહી શકે નહિ. કદીમ ઇરાનમાં મુરડાંઓ દટાતાં હતાં નહિ. યઝદેઝર્દના પડવાથી તબરીસ્તાનમાં ઇરાની સીકકો બીજા ૧૦૦ વર્ષ ચાલેલો હતો, તે તબરીસ્તાનમાં કોઇનેબી દાટવા દેવાનો હોકમ તે ૧૦૦ વર્ષમાં હતો નહિ. આમ દાટવાનું એટલું બધુ બુરૂં ગણેલું છે.

## જમીનમાંની વધતી જતી જબુનતા અને ઘનામીનનો ભેદ; ફળકુપતા આબાદી અને ઉજડ ગતી અને દુખદરદોનો ભેદ.

વળી આવી જમીન કે જયાં મુરડાં દટાતાં હોય ત્યાંના ચોકસ

---

(પાને ૧૦૨ મે થી ફુટનોટ ચાલુ).

ભેદનો છે માટે જમીનની તે ઝામને અવિ ગ્રીપ્વ કહે છે કે જેની ઉપર દાદારના શુભ આશીશો નામે ખોરેહ પડયાજ કરે છે કે જેથી તે ઝામને અને ત્યાંના મીનોઓને દાદારનો સંબંધ રહે. આ ખોરેહને કવએમ ખરેનો કહે છે, અને તે ખોરેહથી ઝેમોમાંની શકિતઓનો દાદાર સાથે સંબંધ થઈ રહે છે તે થતા સંબંધને કવએમ ખરેનોના ભેદથી થતો સંબંધ કહે છે, કે જેની ઉપર ઘનામીનનો હરહમેશ ધસારો રહે છે, જેનું બ્યાન જમયાદ યશ્તમાં છે. જે શાહોમાંની જમીન તેઓનાં કહેતા તનોમાં દાદાર સાથનો આવો સંબંધ હતો જે તેઓની અઇપિમાં પ્રદરશીત થતો હતો તેઓનેબી કવએમ ખરેનો રાખનાર શાહો–કેઆની શાહો કહયા છે.

ભાગોમાં બદી એટલી બધી ઉભરાય કે તે બદીને તેને ફેજે પુગાડવા ધનામીનની હાજરીની જરૂર પડે છે. ધનામીન તે જમીનમાં જઇને તે જમીનની સરળતા ફળદ્રુપતાને તોડી તેમાં ભયાનક ખાડા ખઓચીયાં કરી હઝારો દરદોનું ઠામ કરીને વબાઓને ઉભી કરીને તેવા કરતાઓની તરફ પાંથરે છે. આવા બધા ભેદો વંદીદાદની ત્રીજી ફ્રગર્દમાં અને અન્ય ઠેકાણે છે જેની કંઇક વિગત ઉપર લખી ગયા છીએ.

## શરીરની તનોમંદ હાલત, તે કાંય થઈ; જીવતી–ગુજરેલી હાલત તેઓમાં રૂવાનનો તેમ ધનાનો ભાવ; જીવતી હાલતમાં રૂવાનની રય સંકોચાય છે; ગુજરેલી હાલતમાં રૂવાનની રય ખીલીને તે તનની ખેતી કરશે; ગુજરતી વખતે રૂવાનની રયને ખોલવા માટે ક્રીયા જેમાં દખ્મુ એક છે–મુળ છે.

આપણે ઉપર જોયું કે રૂવાનને દ્રવાઓ લાગેલો છે જેને સુધારીને રૂવાન જેવો કરી રૂવાનમાં મેલવવાનો છે કે જેથી ફ્રશો–કરેતીની છેલ્લી નેમ અને તે માટેનું મીશન પાર પડે. આ મહાન અર્થે રૂવાન સ્વભોગ આપીને તનોમંદ હાલતમાં આવ્યું છે અને રૂવાનનાં પરમદાદાઓ અને યજતોએ વધુ સ્વભોગ આપીને નીરતી ગેતીને ફળદ્રુપ રીતની તે તનોમંદ હાલતોને ટેકવે તેવી ઉભી કીધી છે કે જેમાં તે રૂવાન તનોમંદ હાલતમાં રહી જીવીને પાર પડે. આવી તનોમંદ હાલતને પુર બહારમાં કામ કરવા વખતની ગતી જાહેર થઇ છે. વખતની અનેક ગતીમાં *થ્વાષની ગતી

* થ્વાષ ખદાત એટલે માનવના જન્મ મરણનો એક ફેરો. આ ફેરામાં ત્રણ મુળ ભાગ છે અને દરેક બે ભાગોની વચમાં વચગાલેનો ભાગ છે. માનવ માનાં પેટમાંથી જન્મીને મરે તે એક ભાગ થયો. મરણ પછીથી તે માનવ ચીનવત ઉપર જઇને ખરૂં બીજું મૃત્યુ પામે તે બીજો ભાગ થયો. જીવતી હાલતના મરણ વખતે જડ તન પડે છે. પણ રૂવાન બઓદ અને ફરોહર જે નુરાની અને કદીમ ચીજો છે તેઓ સુક્ષ્મ અને ખોદારસીદા તનો નામે કેહર્પ–ઉશ્તાન–તેવીષીની મલેલી હાલતમાં રહે છે. આને દુન્યવી મોત કહે છે. પણ બીજા ભાગની આખરીએ જ્યારે રૂવાન બઓદ ફરોહરબી તે કેહર્પ–તેવીષી–ઉશ્તાનમાંથી બહાર પડે છે ત્યારે તેને રૂવાનનું ખરૂં મોત કહે છે. આ વખતે રૂવાનની રય ઘણીજ ખીલી રહે છે અને દાદારના તે દરશન વતીક કરી શકે છે અને દાદારનો ન્યાય હવે પછીની તેની હાલત થવા વિષે શું છે તે સાંભળવા અને તે ન્યાયને માથે ચઢાવવા ઇસ્તવાર રહે છે આ ન્યાયને લઇને પછી કાંતો તે તનાસક કે તન–પસીનની હાલતે પુગવા જાય છે, આ બધું ત્રીજા ભાગમાં થાય છે.

એક છે કે જેના ત્રણ ભાગો છે. ત્યારે રૂવાન સાથના દ્રવાઓને તનોમંદ હાલતમાં યઝતોએ ઉભો કીધો અને પછી તે તનોમંદ હાલત રૂવાનને સોંપી કે તે રૂવાન તેની ખેતી કરીને તેને નુરમંદ કરે. ત્યારે જીવતા તનના અનુએ અનુને નુરાંની કરવાના છે. જીવતી જીંદગીમાં આ શરીર મનને આધીન છે, જેમાં રૂવાન તદન †મુઢ થઇને રહયું છે, જે વિષે ઉપર (૬૨, પાનાથી આગળમે પાને) જોઇ ગયા. મન તે શરીરનો પ્રધાન છે, તે શરીરના અનુએ અનુમાંથી થઇને ઉભો છે જીવતી હાલતમાં આ મન પોતાની ખસલત ઉભરાવીને ખરચી નાખે છે જેને પછી શીક્ષાથી સુધારી શકાય છે. જીવતાં જીવત ત્યારે ધનામીન શેતાનનો તેનાં શરીરની શરારતો જેઓ શેતાનથી પોખાય છે તેઓનો સાથી થઇ શરીરમાંની વોહુ-નની ગતી કે જેમાં શરારતો છે તેઓના બુરા ફળોને ઉગાડી વોહુનની શરારતોની ગતીના ઝાડને બુઠ્ઠું કરી નાંખીને પછી ઇનસાફની દેવડીને સોંપી દે છે એટલે જીવતી જીંદગીમાં જુઝનો કાયદો કામ કરે છે—એટલે હવસો એવા થાય છે કે જેથી વૃધ્ધિ વધુ દુર જાય એમ લાગે છે. પણ આ જુઝના કાયદાનો કુદરતી સાથી જુફતના કાયદાઓ છે. આ જુફતના

† જીવતાં તનમાં વોહુનનો જીવતો પ્રભાવ છલાછલ થઇ રહે છે એટલે જીવતાં તનમાં જાતજાતના હવસો થઇને ભોગવટાઓ કરવા ઉસ્તવાર થઇ રહે છે. આમ હવસો ભોગવાઇ રહે છે કે તેમાંથી પછી કુદરત તેને સજા જઝા આપે છે કે જેમાંથી તેને આખરે મુકિત મળશે. જીવતાં શરીરમાંનું આવું કામ થવા દેવા રૂવાન-બઓદને પોતાનો પ્રભાવ પોતાની રયની ગતીને સંકોચાવીને પછી તેવા તે શરીરમાં જઇને રહેવું પડે છે કેમકે જો તેઓ ખુલેલી રયના બહાર સાથે તનમાં જાય તોપછી તેઓની રયના પ્રભાવથી તે જડ તનનો વોહુન પોતાના હવસોને બહાર કાઢી શકે નહિ અને વોહુનની તેવી ઝેહેરી હાલત મંદ રહે અને તે ઝેહેર નીરમુળ થઇ શકે નહિ. રૂવાન નવ વર્ષ લગીમાં બહુ બહુ તો ખુલેલી રય સાથનું રહે પછી રૂવાન બઓદ બેઉની રય સંકોચાય છે. સરોશ યજત પોતાના દરશી દરોશ નામના અધીકારી ભાલાથી તેઓની રય ઉપર એક આંકોશ મુકે છે જેને **'બંદે દરોશ'** કહે છે જેથી રૂવાન અને બઓદની રયનો પરતવ જડ તન વોહુન ઉપર પડતો નથી, આ વખતે મન શરીરનો રાજા હોય છે. પણ જેવું તન ગુજરે છે કે બઓદ તો ખુદ બ ખુદ તે બંદને ઉંચકી નાખે છે અને પછી રૂવાનના તે બંદને અરધો ઉંચકે છે. રૂવાનનો આ બંદ જેવો પુરો ઉંચકાય કે પછી રૂવાન તે ગુજરેલા તનની ખેતી કરી શકે. પણ જો રૂવાન ઉપરનો તે બંદ પુરો ઉંચકાય નહિ તો રૂવાનનું ખેતી કરવાનું કામ મુલતવી રહે છે. ત્યારે ગુજરેલાંની ક્રીયાઓ અને આ દોખ્મે નશીની તે બંદ દરોશને પુરી રીતે ઉંચકી આપે છે.

કાયદાઓ પેલા જુઝના નતીજાને હવસોને પજતી ઇશ્ક તરફ લઇ જશે. જુઝના હવસોના ગુનાહોના પરીણુંમો જે ધનામીન ત્રડી કાઢે છે તેને પછી ઇનસાફથી શીક્ષા થાય છે જેમાંથી વૃદ્ધિ ઉભી થશે. આમ હવસોનું તન ખાશ્રવત=નુરાની થતું આવે છે. ત્યારે જીવતાં જીવત જુઝના કાયદે તન હવસોને ઉભરાવે છે–ગુજર્યાં પછીથી કે જે તે હવસોના જુઝની વર્તણુકનુજ પરિણુંમ છે–તે પછીથી રૂવાન તે તનને જુફ્તની ગતીવાળું કરવા ખેતી કરશે.

ત્યારે ગુજર્યાં પછી રૂવાન પોતાની હોશને ધારણુ કરીને તે શરીરની ખરી ખેતી કરી રહે છે અને જેટલી ખેતી હદ ઇનસાફથી થાય તેટલી કરી રહીને પછી બાકીની કરવા સારૂ નવા થ્વાષની નેમણુક માટે કુદરતના ચુકાદાને તાબે થાય છે. ત્યારે મરણ પછીનો અધ્યામ રૂવાનને માટે અગત્યનો છે કેમકે તેમાંજ તેણે તે તનની ખેતી કરવાની છે અને પોતાની રયને વધુ અને વધુ તેજ કરવાની છે. ત્યારે ખાકી હૈયાતીનું શરીર કે જે રૂવાનની સાથના દ્રવાઓને સુધારવા તેની ભલી ખેતી કરવા ખાતર ઉભું થયું છે–રૂવાનની હમદરદીના જવાબ તરીકે થયું છે તે–રૂવાનના મહાન સાહસનાં કામ માટે અતી ઉપ્યોગી છે. આ શરીરને આલાત બનાવી એટલે ખેડી દ્રવાઓ રહીતનું એટલે અજ્ઞાનતાથી દુરનું પુર જ્ઞાની, પરદુખભંજનની ગતીનું બનાવી અહુરમજદને પુગવાનું ઠામ બનાવીને તેની મદદથી વૃદ્ધિનું કામ બીજા તેવા રૂવાનને માટે તે કરી આપી શકે એમ કરવાનું છે.

ત્યારે જીવતી જીંદગીમાં રૂવાન કંઇ કરી શકતું નથી. જીવતી જીંદગીમાં દ્રવાઓનો પાક જે અજ્ઞાનતાનો છે તે નીકલી રહે છે. દ્રવાઓનો રસકસ જાહેર થઇ રહે છે જેનો માલી ધનામીન છે. એમ જીવતી જીંદગીમાં જુઝને કાયદે તનના હવસો પોતાનું માગતું લેહણું લેવા મથે છે. ધનામીન તેમ કરાવીને પછી હદની બહાર જાય છે એટલે પછી ઇનસાફ વચમાં પડી તેને શીક્ષા કરીને મૃત્યુ આણે છે. આમ જીવતી જીંદગીમાં કામ થઇ રહે કે મૃત્યુ નીપજે છે જે પછી રૂવાન જાગૃત થઇ પોતાની રયને ખોલીને તે તનને ખેડીને જુફ્તની ગતીવાલું, મીનોઇ સંગવાલું, પતમાનવાલું કરવા મથે છે જેને તનની ખેતી કહે છે. આમ ત્યારે જીવતી જીંદગીમાના અનુએ અનુને હીસાબમાં લેવાના છે. રૂવાનની ઉન્નતી માટે તન અતી ઉપ્યોગી કેમ છે તેનું ભાન હવે થશે. આ શરીર તો ખોલ્યું છે, તેને તો મરણુ બાદ ફેંકી દેવાનું છે, એમ કહેનારાઓ કુદરતના ખરા ભેદથી અંજાણુ છે. જીંદગીનો ભાગ પુરો થાય અને જડ શરીર મરણુ પામે છે એટલામાં

રવાન જાગૃત થઇને પોતાની અસલ રયને ધારણ કરી શકેલું હોવું જોઇએ. આ કામમાં મરણ વખતની ક્રીયાઓ અને તેમાંની સગ-દીદ સાથની દોખ્માની તલેસમ અતી ઉપ્યોગી થઇ પડે છે.

## કાયદાસરના દોખ્માઓ કઇ રીતે ઝામમાં અમર ગતી લાવવા ફત્તેહમંદ થઇ શકે?

## દોખમું અને આતશબહેરામ અધીકારીક સંસ્થાઓની જુક્તીના ખ્યાલ-કુલ જગત માટે તેમ બસ્તે કુસ્તીઆન માટે-ફ્રશોકેરેતી નજદીક લાવવા આતશબહેરામ અને દોખમાની જુક્ત હોય તેની નોંધ.

દોખ્માની અંદર તલેસમ છે એટલે શકિત છે એટલે મીનો ગતી જાગૃત થઇને કામ કરી રહે છે. જમીનમાં જે તલેસમ ઉપર કહયું છે તેની તેમ ઝામમાં અવિશ્રીષ્ત્રમાં છે તેજ તલેસમને દોખ્માના પાયા તરીકેની ઉભી કીધી છે. ત્યારે જમીનની તે ઝામ જેમ કુલ જગતની વસ્તીના ટેકાવ માટે છે તેમ દોખ્માની આ તલેસમ કુલ જગતના ગુજરેલાંઓ ઉપરના ભારને ઉંચકવા માટે છે. જમીનમાં તલેસમ કઇ રીતે આવી છે તે નીચે જોઇશું. મીનો ગતીઓ ત્યાં અહુરમજદનું રાજ સ્થાપે છે જેમાં ધનામીનની માટે બદીઓના ઉઝદાવની જરૂરજ નથી કેમકે ત્યાં બદી રહી નથી એટલે ધનામીનની જરૂર નથી. ત્યાંથી ભલી ગતી બધેખ્ત્ર જમીનમાં જવા પામે છે. જરથોસ્તી દએનમાં ઉપર જોયું તેમ યસ્ન કે જે કુદરતની યસ્નનો નમુનો અને મદદગાર છે તે મુળ અવષ્ય છે. આ યશ્નમાં ૩૩ આલાતો છે જેમાં આતરે-વરાહરાન એક છે. દરેકે દરેક બસ્તે કુસ્તીઆને આ આતરે વરાહરાનની આણ હેઠળ રહેવાનું છે ભલેને તે એક વખત તેમ કરવા નહિ માંગે પણ તે વગર તેનો છુટકોજ નથી. જીવતાં જીવત દરેક બરજીસી વ્યકતીને માટે સદરો-કુશ્તી અવષ્યનાં છે. જેઓ તેની અંદરની બુરાઇને કત કરીને સુધારી રહે છે. ત્યારે સદરો-કુશ્તીની હીકમત સત્તાધારી માટે ક્ષથ્ર રાખે છે જેની ઉપર અહુરમઝદ અને જરથુસ્ત્રની સીલ છે. બસ્તે-કુસ્તીઆંનના હાથથી સદરો જયારે તેના "**પએસંઘહ**"ના મીથ્રથી સીવાય છે ત્યારે તે ક્ષથ્રના કુદરતી મીથ્ર તે સદરામાં લાગુ પડે છે તે નોંધવું. સદરાની મોહરી જયારે બહાર દેખાતી રીતે રાખવામાં આવે છે ત્યારે મીનો રામ યજતની કુદરત અને અશો ફ્રેરોહરોની ચોકી ત્યાં રહેવા સરજાયલી છે.

આતરે વરેહરાન એક અધીકારી એટલે ક્ષથ્રયાન ક્ષથ્રવાળી સાત

અમર ગતીઓના હમકારીત્રાલી તલેસ્માતીક વ્યકિત છે જેને ટુંકમાં ક્ષથ્રવાન દંધહુપતીથી કહે છે જેવણુ અહુ શાહ અને રતુ રથેશ્તારથી છે. આ આતરે વરેહરાન ત્યારે સાત અમર ગતી સાત અમશાસ્પંદો અને તેઓનો બાપ દાદારના સંબંધના છે દાદાર કે જેમાં તે સાત ગતી મુળરૂપ છે તે દાદારના શ્યાવ તરીકે જેમ યજતો છે તેમ હસ્તીના જગતોથી છે. આ શ્યાવ એટલે યજતો અને હસ્તીનું જગત દાદારની મુળ ગતી અથ્રમાથીજ છે. દાદારના શ્યાવ તરીકેના યજતો અને હસ્તીની જગત—દાદારના આતરનો પાયો રાખે છે જેઓમાં દાદાર રહે છે. તેવા દાદારના આતશો અને આતશો ઉપરના હસ્તીના જગતો યજતો—તે બધાના પેલાપનું ઠામ આ આતરે વરેહરાન છે. આવા આતરે વરેહરાન ઉપર ત્યારે યજતોનો અને તેથી દાદારનો બોધ કહેતા બઓદંધની ખોરેહરૂપ આશાશરૂપ ગતી નેઆમત પડયાજ કરે છે. ગાહોની બદલાતી વખતે અહીંની શકિત તે વરેહરાન સાહેબ ઉપર હલ્લો કરે છે જેને યઓજદાથ્રેગર મુબેદ ખુબનો સાહેબ બોય દેતી વખતે મારી શકે છે અને તે પડતી બોયનો એટલે ઉપર કહેલા આશીશો જેઓ હલ્લા વખતે બંધ થયલા તેઓને પાછા જમે કરીને—આતશમાં ખેંચીને પછી કુળ જગતની ઉપર જગતની વર્ણોની ઉપર તે વર્ણો માટેની વરેનની દીનોની તલેસમોની ઉપર તે બધાની રહાઈ માટે મોકલે છે, એમ બસ્તે-કુસ્તીઆનોની ઉપરથી મોકલે છે. એમ ત્યારે આતશબહેરામ કુલ દુન્યાની ઉન્નતી માટે—વર્ણોના વેરેનને ટેકવનાર દીનોની ઉન્નતી માટે રહયા છે તેમ વળી બસ્તે-કુસ્તીઆનોની દીન અને દીનની તલેસમોમાં રહેતા બસ્તે કુસ્તીઆનો માટે રહયા છે જેવણુ બસ્તે કુસ્તીઆનોની સામટી બદીને ખેડી રહયા છે જેવણુથી ક્ષથ્ર અધીકાર છે. પણ ગુજર્યા બાદ દરેક છુટા મરણ પામતા બસ્તે કુસ્તીઆનના રૂવાનની બંદ દરોશ ખોલી રૂવાનને તે શરીરને ખેડવાની તક આપવા દરેક શબનો સચકાર જે છુટેછુટી રીતે થાય છે તેને અને બીજી છુટી લાયક કીયાઓને અધીકાર અપાયો છે જે અધીકારની પુરી રીતની બજાવણી દોખમે નશીનીથીજ છે જેની સમજ નીચે જોઇશું. પણ દોખ્માની તલેસમ બધા સામટા દરેક વર્ણના ગુજરેલાંઓના રૂવાનની રયની ગતીના ખુલાસાને માટે—તેઓને ચીનવત ઉપર જઇને શરીરની ભલી નુરી ખેતી કરવા માટે અધીકાર રાખે છે. ત્યારે જીવતી ગતી માટે જેમ આતરે વરાહરાન જગતને મદદ કરી રહે છે અને ખાસ રીતે બસ્તેકુસ્તીઆનોને ચલાવે છે તેમ ગુજરતી ગતી માટે દોખ્માઓથી આખી બધી ગુજરતી જુદાજુદા વર્ણોની વસ્તીઓને તેઓના ગુજરેલાં સબની વ્યવસ્થા થવા માટેની ખાસ રૂઢીની કાસરયતને પોતાની તલે-

સમને જોરે સમાર્યા કરે છે અને ખાસ રીતે દોખ્મે-નશીનીવાલા બસ્તે-કુસ્તીઆનોની રહાઇ કરી બજાવે છે. આતશ બહેરામ અને દોખ્માઓ બેઉમાં ત્યારે હસ્તીનો સંબંધ છે તેથીજ હસ્તીમાંની તલેસમાતીક ગતીઓ તેઓના તે તે ખાસ કામ માટે ઉતરીને તેઓને જગતના કલ્યાણ માટે એટલે જગતમાં અમર ગતી ફ્રશો-કરેતી જમાવવા માટે મદદ કરી રહે છે.

**કુલ બસ્તેકુશ્તીઆનોની ગુજશ્તે હાલત માટે સામટી રીતે કામ કરતું દોખ્માની તલેસમ અને સગદીદ, જેઓ વગરની બીજી ક્રીયાઓનો પાયો લુલો થાય છે તેની નોધ; આતશ બહેરામ અને દોખ્માની તલેસ્મોની જુકૃતી કામ વર્ણોની ઉન્નતી માટે; દોખ્મામાં અન્ય વર્ણોનાઓને કાંય નહિ મુકી શકાય.**

દોખ્માની તલેસમ અને સગદીદ કુલ્યાતી રીતે કામ કરવાનો અધીકાર રાખે છે જેઓની તેવી તલેસમાતીક અનેક ગતીઓ શકિતઓમાંથી સચકાર અને બીજી ક્રીયાઓની ગતી જોર પકડીને પોતાની તલેસમ રાખી શકે છે તે નોંધવું. સચકાર અને બીજી ક્રીયાઓ ત્યારેજ પોતાનું કામ બજાવી શકે કે જ્યારે સગદીદ અને દોખ્મેનશીની બેઉનો લાભ સાથે સાથે લેવાય. જેમ આતશ બહેરામ અને તેવણના હાથ નીચેના આદરાન અને દાદગાહ છેક મીનોઇ લગી ક્રીયાઓને પુગાડવાનો રસ્તો બનાવી રાખે છે તેમ દોખ્મુ અને સગદીદબી બરજીસી વર્ણના ગુજરનાર રૂવાનનો રસ્તો જે ચીનવત તરફનો છે ત્યાની રેલરોડ અને ગાડી ગીસાલ છે. એમ ચીનવત લગીનો રસ્તો તેઓ દોરેલો રાખ્યા કરે છે અને સાથે સાથે ગુજરનાર જડ તનને એટલે વોહુનની છુટી પડેલી ગતી કે જેમાંથી દ્રુજેનસુ ઉભો થાય છે તેવા અસર તારીકી વસેલા જડ તનને અને તેવા જડ તનમાં ઉપર સમજાવ્યું છે તેમ ફ્રસી પડેલી ગવને અને અજદને અને તેઓને બચાવવા ખાતર રણુમાં પડેલી પેલી માદર રૂપની કેહપ તેવીષી ઉશ્તાન જે બાતેન સુક્ષ્મ અનાસરના સંકોચીત આકારમાં સંકોચાઇને તે જડ તનમાં યા હોમ ઉતરે છે તેને-એમ તે બધાને રસ્તે પાડી શકે છે. એમ આતશ બહેરામ અને દોખમાની તલેસમ બેઉ જુકૃત છે જેઓ બરજીસી વર્ણના દએનને માટે અને કુલ બીજી વર્ણોના ટેકાવને માટે બે મોટા થાંભલાઓ રૂપ છે, જેઓ વગર વર્ણોની ઉન્નતીના મકાનો ઉભાં રહી શકે નહિ. અન્ય વર્ણોની જે તલેસમો તેઓની દએનને આધારે થઇ હોય છે તેઓને સામટી રીતે તેઓ મદદ કરી

શકે છે જ્યારે બરજીસી વર્ણની દરેકે દરેક વ્યકતીને તે ટેકવીને વધારી શકે છે. જેમ આતશ બહેરામના નવ કશો માંહેલી તલેસમ અન્ય વર્ણોની અઇપિઓની હાજરીથી †જોખમાય છે તેમ દોખ્માઓની તલેસમ અન્ય વર્ણનાં શબો માટે નથી. દોખ્માની રેલ ચીનવત તરફ લઇ જાય છે, જ્યારે અન્ય વર્ણનાને તો તેઓના ખાસ પ્લેન તરફ જવાનું છે. જો કોઇ શખ્સ મુંબઇથી ઉત્તર તરફ જવાનો હોય તો તેનાથી દક્ષીણ તરફ જતી ત્રેનમાં મુસાફરી થઇ શકતી નથી તેમ જે ગુજરેલાંઓને અન્ય પ્લેન ઉપર જવાનું હોય તેઓને દોખ્માની લાઇનની ત્રેનમાં બેસવાનું નથી.

**ખુરશેદ–નીગેરશ્નની અને દોખ્માની તલેસમ બે વચ્ચેનો સંબંધ શો? દોખ્માની તલેસમનો સંબંધ મીનો કરકો લગી. મીનો કરકો વગર જેમ નીસ્તી–ગેતી થતે નહિ તેમ દોખ્માની તલેસમ વગર ફ્રશો–કેરેતી થશે નહિ. પેગામ્બર સાહેબની આમદથી થયલા ફાયદાઓમાંનો દોખ્માની તલેસમનો ફાયદો અનુપમ; તે ઉપર ફીરદોશીનું બયાન. ફીરદોશીને આવું જ્ઞાન કયાં થયુ? શું તેવણ મુસલમાન હતા?**

ગુજરેલાંઓની લાશને ઠેકાણે પાડવા માટે ખુરશેદ–નીગેરશની એક હીકમત છે જે દોખ્માની તલેસમથી ઘણીજ તેજ થઇને રોશન રીતની વ્યવસ્થાનું કામ કરી શકે છે. ખુરશેદ–નીગેરશની દરેક વર્ણના રૂવાનોને પોતપોતાને લગતા પ્લેન તરફ લઇ જવાની હીદાયત રાખી શકે છે. દરેક વર્ણનાં શબો ખુરશેદ–નીગેરશનીને આધીન થાય તો તેઓની ઉન્નતી કંઇ ખોરવાતી નથી. ખુરશેદ–નીગેરશની બરજીસી વર્ણનાં રૂવાનને તેઓને લગતા ચીનવતના પ્લેન લગી લઇ જઇ શકે. પણ જો દોખ્માની તલેસમ હોય તો ત્યાં કામ કરતી ખુરશેદ–નીગેરશની એક રેલરોડના રસ્તા ઉપર ચાલતી ત્રેન મીસાલ છે; જ્યારે દોખ્માની તલેસમ વગરની ખુરશેદ–નીગેરશની એક ગાલ્લાં મીસાલની છે, જે ચીનવત તરફ લઇ જશે પણ પોતાનો વખત લેશે. ગુજરેલું શબ જે ગુજરતાંને વાર નસો થાય છે અને દરૂજે–નસુને જન્મ આપે છે તે શબના નસા દુજને કુદરત ફ્રાદોના કશથી ઘેરે છે અને દોખ્માની અને સગદીદની તલેસમમાંથી જોર પકડતી સચકાર અને બીજી ક્રીયાઓ તે કશને ટેકવે છે. એમ તે શબના નસાને ચોકસ ગતી લગી નીરમુળ કરીને પછી દોખ્માની તલેસમમાં મુકે છે ત્યારે તે નસો ફેરવાઇને ગવઓમંદ ગતી ધારણ કરી શકે છે. ખુરશેદ–નાગેરશની એકલી દુખ્માની

---

† જુઓ **ફ્રશો–ગર્દ સીલવર જુબીલી મેમોરીયલ વોલ્યુમ** પાને ૨૨૯ સવાલ (૫)

તલેસ્મ વગર આવુ મહાન કામ કરી શકે નહિ. ત્યારે કાયદાસરના દોખ્મા-ઓની ઝામમાં રથવ્ય ચક્ર રહે છે જેઓ મીનો કરકો લગી રાદપદવંદ રાખીને ત્યાંની સ્તર પાયા બહેસ્તની રોશની તે ઝામમાં રાખીને ઝામને મીનો કરકોવાળી કરી નાખે છે.

જેમ મીનો કરકો હોય નહિ તો નીસ્તી-ગેતી થઇ શકે નહિ, તેમ દોખ્માની તલેસમ હશે નહિ ત્યાં લગી ફ્રશો-કેરેતી થશે નહિ. જ્યારે ફ્રશો-કેરેતી થવાની હશે ત્યારે દોખ્માઓથીજ ગેતીની ઝામમાં રોશન ગતી આવવાની શરૂ થશે. દોખ્માની તલેસમો ઝામમાં મીનો અનેરાંનની રોશ્ની લાવવાની મકદુર રાખી શકે છે અને ઝામમાં તે રોશ્નીને ફેલાવવાની ગતી રાખી શકે છે.

પેગમ્બર સાહેબની આમદથી ગેતીમાં શું મોટા ફેરફારો થયા તેનુ ગુહ્ય બ્યાંન ફિરદોશી લખે છે તેમાં દોખ્માઓમાં રોશ્ની પંથરાઇ એમ જે લખે છે તેનો ભેદ હવે સમજાઇ શકાશે. આવા ભેદથી આજે દીન દસ્તુરો મોટે ભાગે બેખબર છે જે બેખબરીનો પરદો સીરફ ક્ષ્નૂમ પહેલીવારજ ખોલે છે. બેહદીનો તેથી અંજાણ છે-કેમકે જો દીન-દસ્તુરો અને બેહદીનોમાં તે ભેદ જાણીતો હતે તો કદીબી હિંદમાં આગમગાહને નામે ઓલખાતી આફતગાહો બરજીસી વર્ણના ગુજરનારાઓ સારૂ ઉભી થતેજ નહિ. ફિરદોશી કે જેવણુ તે ભેદને ખુલ્લી જબાનમાં લખે છે તેવણનું જરતોસ્તી દએનનું જ્ઞાન આજના આપણા દીન-દસ્તુરો બહેદીનોથી કેટલું વધુ હશે તેનો ખ્યાલ તેઓએ કરવો સઝાવાર છે કે જેઓ ફિર-દોશીને જરથોસ્તી દએનથી પુર્ણ રીતના બેખબર મુસલમાન લખનારા-ઓની સંફમાં મુકવાની નકામી ખોટ્ટી અજ્ઞાનતા ભરેલી જીદ કરે છે.

તે વખતના નહિ ખમી શકાય તેવા ભારે મુસનલમાન લોકના દોરને લીધે અને ઢેડાની માફક જરથોસ્તીઓને તેઓ ગણુતા હોવાને લીધે શાંતિથી સામાજીક હકો ભોગવીને જીંદગી પાર પાડવાને ખાતર ઇરાની-ઓનાં એવાં ઘણાં કુટુંબો હતાં કે જેઓ બહારથી ઇસ્લામને ભેટવાને દાવો કરી ખુદ સદરો-કુશ્તી કાહડી નાંખી અદરખાનેના એતેકાદથી જરથોસ્તી દએનને હઇડે રાખતા હતા અને તે દએનની દુજ-પરહેજ રીતને પાલી અને માંથ્રોને ભણતા હતા તેમજ આતશને કાયમનો ઘરમાં ભોંયરામાં રાખીને તેની સામે ચોકસ ક્રીયાઓ કરતા હતા. આવાં કુટુંબો-માનું એક કુટુંબ ફીરદોશીનું હતું. કોઇબી ખરો ઇસ્લામી લખનાર બાજ-બરસમને સમજી શકતો નથી સીવાય કે તેવી ચીજોનો તે બાતે-નીમાં ઇસ્તેમાલ (અમલ) કરતો હોય અને એવી રીતે ઇસ્લામ વીરૂધનો

થઇને જરથોસ્તી આઇનો રાખતો હોય. એવા બહારના દેખાતા ઇસ્લામ પણ અંદરખાનેના જરથોસ્તી તરીકે ફિરદોશી હોય એમ ખુદ ઇસ્લામ લખનારાઓબી ધારે છે. જે ઇસ્લામીઓ ઝરથોસ્તી દએનની સુગ રાખત હોય–જેઓ તે દીનની ચીજોને શીખવાનું તો શું પણ યાદ કરવાનું બ ગુનાહ ભરેલું સમજતા હોય તેઓ તે દએનની એવી બાબદો ઉપ તીરસ્કારથી જોઇને તેઓ વિષે ખાલી લખવાને ખાતર ભલતું ભલતુ લખી ગયા છે તે તો જાણીતીજ વાત છે. આવા ઇસ્લામી લખનારાઓ એવી બાબદનું જ્ઞાન લેવાની રજભારખી તુંભા કે દરકાર રહેતીજ નથી તો પછી ફિરદોશી જેવણ જરથોસ્તી દએનની ઘણી ગુહ્ય બાબદોને અતિ સરળ પણ ભેદની ભાષામાં લખી જાય છે–ના, જરથોસ્તી ઇરાન અને દએનનો ખરો ચિતાર આપે છે, તેવણ ખરેજ ઉપલા ઇસ્લામી લખનારા ઓની સંક્રમાં કદી આવી શકેજ નહિ, અને તેવણને તેઓની વચમ મુકવા એ તેવણનાં રૂવાનને નાખુશ કરવા જેવું છે. આ બાબદને લંબા ણથી ફ્રશો–ગર્દ પુસ્તક ૨૪ના "જશને હઝાર–સાલે ફિરદોસીતુસી' મેમોરીયલ વૉલ્યુમમાં સમજાવી છે.

## દુન્જે દેમાનની ગેતીનો ખ્યાલ 'પઇત્યાપ'–પાવ મહેલની સરજમીનની બુલંદીનો ખ્યાલ; તેવી બુલંદી ત્યાં કાય તેનો ખ્યાલ; ધારમીક સ્થળો કઇ જમીન ઉપર બંધાઇ શકાય–ગેતીમાં પઇત્યાપ લાવનાર કોણ? કઇ રીતે?

આ ધરતીને ગોળ અને પાર પડવે મુશકેલ ગણેલી છે. આ ધરત જે દુન્જે–દેમાનની છે તેની હદ તો નીસ્તીમાં ઘણી ટુંક છે કે જે હ નીસ્તીના વિસ્તારના દરીયા આગળ ટીપાનું ટીપું અને તેનાબી નાન ભાગ જેટલી પણ નથી. પણ ગેતીની જે ઝામ આઝાદ છે તે તો નીસ્તીન એક ઉંચ ભાગ લગી વિસ્તાર રાખે છે. આપણી ધરતીના આવા આઝા ભાગમાંજ જરથોસ્તી દએનની સંસ્થાઓ કે જેઓ નીસ્તીની ઉંચ ટોચ વાળા એટલે વીતની ગતીના યઝત વસેલા વિસ્તારથી હસ્તી લગી પંચરા યલી ગાસનો* સંબંધ રાખે છે–તે સ્થપાઇ શકે. આતશ–બહેરામો–પાવ

---

* ગાસ એટલે જગા કે જેમાં દાદારની સત્તા ચાલતી હોય, કુદરત જેમાં સ્પેનામીનની ગતી છે, જેમાં ધના નથી, જેમાં જુઝની મારામારી નથી જેમાં એકયતા છે, તે કુદરતના વિસ્તારને 'ગાતુ' કહે છે. કહોની કે અદ્રષ્ નીસ્તીમાં જે પાવીકત છે, કે જેમાં જુઝની ખેલારી નથી, કે જેમાં હમગીને દોર છે, દાદારની આરાસ્તગી છે તેને ગાસ કહે છે. આ ગાસ ઉપઇરી–દખ્યુન ઉપર છે. આ ગાસનો સંબંધ આપણી પાવીકતમાં હોય. ગાસના સંબંધ વગ રની પાવીકત હોયજ નહિ. ગાથામાં એનો ઈસારો છે.

મહેલો–અગ્યારીઓ–દોખ્માઓ સ્થાપવા ત્યારે આવી આઝાદ જમીનના વિસ્તારની જરૂર પડે છે. આપણી આજની જમીનમાં આવી આઝાદગી લાવવા સ્પેન્ત આરમઇતી કામ કરી રહે છે. તેણી જમીનના ચોકસ ભાગમાં "પઇત્યાપ"નો જોશ વધારીને તે જમીનમાં કત કરીને તે મ ર-ફતે બીજી જમીનને સુધારવા મથી રહી છે. "પઇત્યાપ"ની ગતીવાલી જમીનમાં આપ કહેતાં પાણીની માફક સરળ રીતે મઝદદાત–અહુરદાતનો સીકકો ચાલતો હોવો જોઇએ. એવી આપને–એવા ભલા સીકકાને–એવી હવરેતાતની અખંડ ગતીને–આખે હૈયાતના ઝરાને પોતામાં બધેબધ ચલા-વીને તેવી અમર ગતીની સાહેબી–પતીપણું જે ઝામમાં હોય તેને "પઇત્યાપ" એટલે પાવ જમીન કહે છે, જે ત્યારે બધી જાત જાતની જમીન ઉપર સરદારી ભોગવે છે અને તેઓથી ઇલ્લત–માલુમમાં, ફેલ–ઇનફાલમાં, જાત–સેફાતમાં ઉંચ હોવે જુદી પડે છે એટલે પોતે પોતાને બીજી જમીનથી કત કરે છે; એમ પાવીકતની જમીન થાય છે જેને સરે–જમીન કહે છે, જમીનનું સર કહે છે, જમીનનો દોરાવનાર કહે છે. જમીનનાં સરના કેહર્પના ભાગમાં એટલે બાતેન ઝેમોમાં જમીનમાંનાં લહીયાનનાં ચખ્રનો સંબંધ આવે છે. લહીયાંનનું ચખ્ર તે છે કે જેમાં સરોશની ગતી એટલે અહુરમજદના હોકમને બજા લાવવાની ગતી ક્ષથ્ર હોય છે, જ્યાં આરમઇતી અને તેણીના હમકાર મીનોઓનો કશ પેદા પડે છે, જેમાં ગાહામ્બારના પ્રવાહો અને કવએમ ખરેનો જેઓ મીનો કરકો સાથે સંબંધ રાખે છે તેઓ આવી ચદે છે એટલે આવી જમીન કરકો સાથે સંબંધમાં આવે છે, જેથી ચીનવત અને સ્તર પાયા બહેશ્તનો ત્યાં સંબંધ થાય છે, જે પછી ગરોન્માન લગીની અસર ત્યાં આવી ચઢે છે.

## 'પઇત્યાપ'ની બુલંદી જમીનમાં લાવવાની તદબીર કે જેની ઉપર ધારમીક સ્થળોની તલેસમો ટકી શકે–દોખ્મા માટેની જમીનની પસંદગી–દોખ્મા માટે તેને તૈયાર કરવાના પગલાંઓ:

### પહેલું પગલું (તબકકો).

આવી ટોચે જમીનને લાવવા જરથોશ્તી દએનમાં તદબીર બતાવેલી છે. જે જમાનામાં સ્રોષાવર્જો જાહેરમાં હોય તે જમાનામાં તો જમીનમાંનાં કુદરતી ચખ્રોને ઓલખી તેઓ ઉપર ઉડતી સૈયારાઓની નજરાતને માપીને પછીજ તેવાં ધર્મ-સ્થળો ઉભા કરવાને જમીનને પસંદ કરવામાં આવતી હતી. પણ બીજા અન્ય જમાનાઓ કે જે વખતે આવા મહાન

સાહેબો કીનારે—કશમાં ફિરદોશમાં હોય ત્યારે દરેક સ્થળ કે સંસ્થા સારૂ છુટી તેને બરની જમીન શોધાય છે. દોખ્માઓને સારૂ ઉંચી જમીન—પહાડી જમીન શોધવામાં આવે છે કે જયાં આગળની જમીનની મેગ્નાટીસ જોરમાં કામ કરતી હોય અને જમીનનાં કુવ્વતોનો બહારથી ત્યાં રહીને કુદરતી કામ કરી રહેતો હોય, જયાં આગળની વાતાવરણમાં 'વયુ-વેહ' જામતો હોય—જયાં આગળ રવીના સ્વાઓ સીધા પડતા હોય અને જયાં આગળના જંગલમાં મંગલની ગતી રમતી હોય એટલે ભલું ઉશતાન—આબે હૈયાતનો ઝરો જામી રહેતો હોય, જેથી જાનવરો અને પક્ષીઓ પોતાની ખેરદને રાખીને કુદરત અનુસાર રહી શકતા હોય. આવી જમીનને પસંદ કરીને તે જમાનાનો વડો દસ્તુર ચોકસ જગાને ઘેરી લે છે. પોતે તે જમીનની આસપાસ ભણતા જઇને ફરી વલે છે અને મોકાસરના મીથ્રો કરી પોતાના અધીકારનો મીથ્રોનો કશ ખેંચે છે. આ ભણતર મીનો ઝમ્યાદને લગતું રહેતું હતું. જમ્યાદ યશતમાંથી નીરંગ ચુંટીને તેનો અમલ કરીને પછી તે નીરંગને ભણીને કશ ખેંચતા હતા. આજે કંઇ નહિ તો તે જમીન ઉપર મીનો જમ્યાદને લગતી ક્રીયા જેવી કે બાજ આફ્રિનગાન થાય તો તે મતા પ્રમાણેનું ગણાય.

## બીજું પગલું (બીજો તબકકો).

આવી કશ ખેંચેલી જમીન ઉપર હવે પછીથી થતી ક્રીયાઓને જોરે "પઇત્યાપ"ની ગતી એટલે મઝદદાત—અહુરદાતનું ચલણ ચાલવાની વકકી થઇ શકે છે, જેથી તે કશની જમીનમાંનાં ચપ્રોની અંદર સેકુલી હલકી રીતનું આકર્ષણ તુટી જઇને તે ચપ્રાના ચાર અનાસરોમાં એવો ફેરફાર થાય છે કે કુલ ધરતીના †દશમાં અને †પહેલાં ચપ્રનો સંબંધ ત્યાં

---

† દરેક મીનો કાળની જરવાને અકરનેની ગતી અને તેની ઝામ એટલે તે વખત સાથનો વિસ્તાર જેઓ એકના એકજ મળેલા છે તે કુલ રૂવાનનું ઘર છે. ઘરમાં સારા માઠા બેઉ કીસમના રૂવાનો હોય. સારાં મુકતીએ ફ્રશો-કેરેતીએ પુગેલાં રૂવાનોની જગતને **અનઘ રઓચ** કહે છે જયારે માઠાં રૂવાનો તે અનગ્રમાંના કશની બહારની જરવાને અકરનેમાં છે. માઠાં રૂવાનને સુધારવા માટે યજતોએ પોતે હસ્તીનાં સાત અસ્મો અને નીસ્તી ગેતી કીધાં. આ બધાંમાંજ ફરવાનો કામ કરવાનો ભેદ છે એટલે ફરી કામ કરીને મુકિત અપાવવાનો અર્થ છે. ફરવા અને કામ કરવાની શકિત માટે સાતના અએ-દાદની તલેસમ છે. સાતના આંકડાની ગતી ૧૬ ના આંકડાનો ઉત્તમ ભાગ છે. ૧૬ માં ૧+૬=૭ છે. ત્યારે સાતનું કામ જે હોય તે કરવાના નાયબ તરીકે

(ફુટનોટ માટે જુઓ પાને ૧૧૫ મે).

જોડાતો આવે છે અને એક બ્લુ સ્તોતરૂપની લકીર તે કશ્ર કીધેલી જમી-નમાં આસપાસ થઇ રહે છે, જે એક જાતના દઝ=કીલ્લાની દીવાલ તરીકે તલેસમ તરીકે થઇ પડે છે–ટુંકમાં કશ્ર હોરાઇ રહે છે અને આગળ પાછળની બધી ગોબીઝગીથી તે જમીન કત થાય છે, એમ પાવીકત ત્યાં થઇ રહે છે. આવી જમીનની ઉપર હમકારાઓને દીવસો ઉપર અને

(પાને ૧૧૪ મે થી ફુટનોટ ચાલુ).

૧૯ ના અએદાદની શકિત રહે છે. ત્યારે હસ્તીને ચજતોએ પેલાં રએશ્વવાલાં રૂવાનોને સુધારવા બનાવી, જેને માટે તેઓએ સાતના અએદાદની તલેસમને કામે લીધી એટલે સાત આસમાનો ઉભા કરીને ૧૯ ના અએદાદની શકિતનું જોર લીધું એટલે ૧૯ ચખ્રોને ત્યાં ચલાવ્યા. આ બધાં ચખ્રનું બ્યાન ગુહ્ય છે, પણ સીરફ આટલુંજ કહી શકાય કે પહેલું ચખ્ર લહીઆનનું હરબરેઝનું છે, જે દાદારને મલેલી ગતી દેખાડે છે, માટે પુર્ણ બઓહ અને પરહુખશંજનની ગતી બતાવે છે, દાદારની સાથનો સંબંધ ઉતયુઇતી દેખાડે છે. દસમું ચખ્ર: મીંડુ એટલે પાર પડવું, ગુનાહને નીરમુળ કરવા અને એક એટલે તે એક સાહેબને મલવું-તેનીજ ખીદમતમાં તેનાજ નાદમાં રહેવું. ત્યારે દસમું ચખ્ર દાદારનો હોકમ જે ઉતરતી ગતીના રૂવાનોને પાર પાડીને ગુનાહને સુન જેવા કરી તે એક સાહેબના નાદમાં લાવવાનો છે–તે કામમાં મચ્યા રહેવાની ઝર્જદાઈતી બતાવવાની ગતી બતાવે છે. ત્યારે હસ્તીનાં સાત આસ્માનો કે જેઓ ફરી રહે છે, કામ કરી રહે છે, તેઓ ૧૯ ચખ્રોની ગતીએ ફરે છે. પહેલાં ચખ્રથી તેઓ દાદારને મલ્યા કરે છે, અને દસમાં ચખ્રથી તેઓ બીજાઓને સુધારવા માટે પોતે ભોગ આપી રહયા છે તે બીજાનો ગુનાહોનો ભાર ખમીને તે ગુનાહોને નીરમુળ કરી રહયા છે. જેમ હસ્તીમાં ૧૯ ચખ્રો છે તેમ ઈન-સાનનું કેહર્પબી છે. આ કેહર્પ તો ગવહોમંદ થયલું છે માટે તે હસ્તીનાં સાત અસ્મ માફક ફરી રહે છે. આપણી ઝામબી તેજ દાદારની હીકમતમાંજ રૂવા-નોના છુટકારા માટે થઇ છે માટે તેમાંબી ૧૯ ચખ્રો છે. જ્યાંબી ૧૯ ચખ્રો હોય ત્યાંનું પહેલું ચખ્ર હંમેશાં હરબરેજે પુગેલું લહીઆનનું એટલે દાદારની ઉંચાઇએ બેરેઝ પુગેલું અને ત્યાંથી હિદાયત પામેલું અને સરોશની ગતીનું એટલે દાદારની ખીદમતમાં ઉભેલુંજ હોય એટલે ઉતયુઈતીનું હોય, અને જ્યાંબી દસમું ચખ્ર હોય ત્યાં પરહુખશંજની થઇને ગુનાહગારોના ગુનાહોને નીરમુળ કરવાની તકેદારી રાખવાનું માટે ગુનાહોના દેવ સાથે લડીને ટકી રહીને કાર કરવાનું હોય એટલે ઝર્જદાઈતીનું હોય. એમ ત્યારે જે ઠેકાણેના કેહર્પના ચખ્રોની અંદર પહેલું ચખ્ર અને દસમું ચખ્ર આવી મલીને સરસાઇ ભોગવે તે ઠેકાણે ઉતયુઇતી–ઝર્જદાઇતીનો બહાર જામે એટલે દાદારથી હીદાયત પામીને વગર ભુલે વગર ઉંઘે હસ્તીનાં અસ્મો માફક કામ કરવાની ગતી આવેલી હોય–એમ પેહલા અને દસમાં ચખ્રના મલવાનો ભેદ કહયો છે.

ઝમ્યાદ રોજે મીનો ઝમ્યાદની ઉપર કહેલી ક્રીયા જયાં લગી તે જમીન છેલ્લી દોખ્માના તાણાની વ્યવસ્થાએ પુગે ત્યાં લગી કર્યા કરે.

પહેલાં ગોસ્પંદોને ત્યાં પાળે છે અને તેઓનું રહેઠાણ ત્યાં જમાવે છે. વધુમાં વધુ સાત વર્ષ અને ઓછામાં ઓછા સાત મહીના લગી તે જમીનની એવી વ્યવસ્થા કરે છે. ગોસ્પંદોના મીશ્રો ચાલવે અને ગોસ્પંદોનું મળમુત્ર ત્યાં પડવે ત્યાંની જમીનમાંથી અરવાહીઓના રહેઠાણ જો હોય તો તે નીકલી જઇ જમીનમાં શાદી–શાંતી પંથરાય છે એટલે આરમઇતી અને તેણીના મીનોઓ અને ગાહામ્બારના કુવ્વતો અને કવએમ‡ ખરેનો ત્યાં રહી શકે, જેથી મીનો અનેરાંનની રોશ્ની ત્યાં જાગી શકે એમ થઇ રહે છે. આવી જમીનને સાફ રાખીને ઝરાનાં વહેતાં પાણીનો છટકાવ કર્યા કરીને જમીનને સરળ બનાવે છે. આ વખતે તાણો પુરવા માટે જોઇતા દોરાને પેદા કરવાની શરૂઆત કરે છે. તેને માટે જોઇતા રૂને એક પાવી જગામાં કશ કરી મુકી રાખે છે. પછી તેની આસપાસ ફરતા રહીને ચોકસ નીરંગો પઢી રહે છે. નીરંગો નહિ પઢે અને રૂને પાવ જગામાં રહેવા દે તેબી ચાલે. અશોઇએ આસ્કારીના સાધારણ કાનુન પ્રમાણે તે રૂમાંથી દોરો ઉભો કરે.

## ત્રીજું પગથીયું તાણો પુરવાની શરૂઆત માટે થતી બાજની સમજ.

પછી નેમેસે દહાડે તે જમીનમાંની ખાસ જમીન કે જયાં દોખ્મું થવાનું હોય ત્યાં "બાજ" ઇજવાની શરૂ કરે છે. બાજ શું ચીજ છે? કુદરતમાં યઝતો અમુક રૂઢીએ કામ કરી રહે છે. આ રૂઢીઓને યઝશ્ને–બાજ–આફ્રીનગાંન–સતુમ તરીકે ઓલખે છે. કુદરતના આવી રૂઢીનો ચિતાર ઘણોજ દુરલભ છે, યસ્નની **નીકીઝ**માં તેઓની સમજ છે. ત્યારે યઝતોના કામ કરવાની રૂઢીઓમાંની એકને બાજ કહે છે.

---

‡ કવએમ ખરેનો માટે ઉપર નોંધ લીધી છે. ખરેનો આશીરવાદો બતાવે છે. કવએમ ખરેનો દાદારનો આશીરવાદ છે, દાદારની કરમ બક્ષેશો છે કે જેથી નીસ્તી ગેતી ટકીને આખરેબી પાર પડશે. કવએમ ખરેનો અને ઝમો હુદાઓધહને સંબંધ છે તેની વીગત માટે જમ્યાદ યસ્ત છે. ટુંકમાં દાદારની આશીશરૂપ નીઆમતનો રાખનાર અને જમીનમાં બર વખતે પુગાડનાર બગ તે કવએમ ખરેનો છે.

યઝતોના *મીથ્રો કે †ઉશ્તાનો એટલાં શ્રેષ્ટ હોય છે કે તેમાંની એક નાની ગતીબી વ્યર્થ જતી નથી પણ તેઓ "અસર રોશની" તરીકે એટલે અહુરમજદના હોકમ મુજબ કામ કરનાર તરીકે હોશ રાખી શકે છે. યઝતો અને તેઓની આવી ગતીઓ કે જેનો સુમારજ નથી, જેને "યઝદાન" મીનો યજતોને લગતી બેશુમાર ગતીઓ કહે છે, તેઓ જ્યારે અમુક મરતબાનું કુદરતી કામ કરવાની શરૂઆત કરે છે ત્યારે બાજ ધરે છે, એટલે પહેલાં તે કામ માટેની ગુહ્યતાનું પુર્ણ ભાન-મીથ્રે-બરીનો મારફતે એટલે અહુરાના સપ્પર પહેલા કીધેલા મીથ્રો જેઓ જીવતી શકિત-રૂપ હોય છે તેઓ મારફતે અહુનવઇર્યમાંથી લઇ પોતાની મકદુર મુજબ તે મીથ્રેબરીન અને અહુનવઇર્ય સાથે યઝ થઇ રહીને તે ભાનને મીથ્રમાં દોડાવીને તે પ્રમાણે કામ કરી રહે છે, જે વખતે જરાબી કોઇબી જાતના શક-સુબેહના મીથ્ર એક સેકંડબી તેઓને આવી શકતા નથી. તેઓના આવા મીથ્રના ઉભા થવાથી ત્યાં એક કેહ્‌પ ઉભું થાય છે જેને કુદરત કહેતાં બીજી શકિતઓ પોખે છે. આ ઉભું થયલું કેહ્‌પ ફ્રવષીની યારી મેલવીને કામ ફત્તેહ કરે છે. ત્યારે ઉતયુઇતી રાખી એટલે માંથ્રેબરીન કહેતાં અહુરાના મીથ્રો સાથે અને અહુનવઇર્ય સાથે જોડાણ રાખી ઝર્ઝદાઇતી કરી એટલે તેઓ તરફ શક-સુબેહ વગર વર્તીને પુર્ણ તાબેદારી બજાવીને જે ભાન આવ્યું હોય તે પ્રમાણેના મીથ્રો કરીને તે મીથ્રોમાંથી એક સુરત કેહ્‌પ ઉભી કરવી, ગોયા માંથ્રની જબાનમાં લખાણ કરવું અને તેમાંજ લીન્ન રહેવું. તે માંથ્રોની ગતીને માંથ્રથી લખવા-જાહેર કરવા એટલે વીચા-રની ગતીને જબાનથી ખીલવી યસ્નથી ખરેખરનાં કામથી જાહેર કરવી અને એ વગર બીજા કોઇબી માંથ્ર કે માંથ્ર કે યસ્નનો ખ્યાલ કરવોજ નહિ-તદનજ અસલ મીથ્રમાંજ રહેવું, અસલ ભાનમાંજ લીન્ન થવું-તેજ મનનમાં રહીને કામ કર્યા જવું તેને **બાજ** કહે છે.

ત્યારે દરેક યઝતો તેમ યઝતોના જાતજાતના મીથ્ર-માંથ્ર-યસ્ન જેબી યઝતો જેવીજ ગતી રાખે છે તેઓ બધાંમાથી જે નાદ ચાલે છે તે **બાજ**-માંજ હોય છે એટલે અહુરાના મીથ્રો નામે માંથ્રે-બરીન સાથે અને અહુરાનો વઇર્ય અહુનવઇર્ય સાથે અને અહુનવઇર્યની જુફ્ત ફ્રવષી સાથે જોડાયલો તેઓની ઉતયુઇતી-સાહેબી સ્વીકારતો પોતે તે પ્રમાણેજ કરી બજાવતો એમ

---

* મીથ્ર-વિચાર જે દાદારને પુગીને દાદારમાંથી ખરાપણાંનો ભેદ મેળ-વીને તે કરનાર તરફ આવીને સાચ્ચો વિચાર ઉભો કરે છે તે.

† **ઉશ્તાન**=એક જાતનો લતીફ દમ કે જે દાદારની અંદરથી નીકલતી ગતી નામે ઉશ્તાનને મલીને દાદારનો સત્યસંગ મેળવે તે.

તે સોંપાયલા કામમાં પુર્ણ શ્રધ્ધાથીજ ચાલ્લી રહેલો હોય છે. યજતોની અને યજતોમાંથી નીકલતી ગતી અસર રોશનીની એવી બાજની હાલતને લીધેજ તેઓ ઉંઘ-થાક-કે ભુલ વગર કામ કરી શકે છે. યજતો અને તેઓની ગતીઓમાં ક્ષય પડી છે. અહુરમઝદે આપેલો અધીકાર-અહુરમઝદની વતી કામ કરવાની સત્તા મલી છે માટે અહુનવઈર્યનો સીધો સંબંધ તેઓને થવે અહુનવઈર્યની માફકજ, અહુનવઈર્યની જુક્ત ફ્રવષી માફકજ તેઓબી તેના હોકમમાંજ લીન થઇ રહે છે જેને બાજ કહે છે. કોઇબી રૂવાન જે ગુજરેલું હોય તેની નૈયતે જયારે જાતજાતની બાજો થાય ત્યારે યજતી ગતીના ઉપર કહેલી વીગતના બાજનો નાદ જેવો નાદ ક્રીયાથી ઉભો કરી યજતોને ત્યાં આકર્ષી યજતોને તે સાથે યજ=હમાજોર કરાવીને પછી આતશ બહેરામ-આદરાંન-દાદગાહની મારફતે રૂવાનના ફ્રેરોહરની સાથે રૂવાન તરફ તે બાજના કેહર્પને-તે ક્રીયાની યજત વસેલી ગતીને મોકલે છે, જે તે રૂવાનની આસપાસ વીટલાય છે અને રૂવાનના બંદદરોશને રૂવાન ઉપરના ભારને રૂવાનની રચના સંકોચીત થવાના કારણુ જે કાંઇબી રહયા હોય તેને તોડે છે અને રૂવાનની રચમાં તે નાદ જઇને રૂવાનોની તે રચને યજતોના જેવી બાજની ગતીવાળી બનાવે છે, અને જીવતી જીંદગીમાં તેણે જે કામો કીધાં હોય તેઓની નહિ ઇચ્છવાજોગ નાદરોસ્ત હાલતનો જવાબ જમીનમાં કે અપાખ્તર તરફ કે ખુદ રૂવાનની કેરદારમાં જાહેર હોય તેને પીગલાવીને ભલાઇમાં ફેરવી નાખે છે.

ત્યારે બાજ પાવીકતની ક્રીયા છે એટલે બાજની ક્રીયા તે છે કે જેનાં ભણુતરોથી એક આકાર કેહર્પ થાય, જે જમીનમાંની આરમઇતીની ગતીને મલી જોર પામીને યજતને પોતા તરફ આકર્ષી શકે, જેની તરફ યજત અથવા તેઓની કોઈક ગતી ખેંચાઇ આવી શકે. ત્યારે બાજમાં યજતી ગતીના જેવી ગતીની બલીહારી—એટલે યજતોમાં ચાલતા વિચારો નાદો-માંથ્રોની બલીહારી-તેઓની ઉતચુદતી અને ઝઝંદાઇતી જેવી બલીહારી પાંથરવાનો ગુણ છે એટલે યજતોની સાથે તે યજતોના મીથ્ર કે માંથ્ર કે ચરનની સાથે હમાજોર કરાવી તેઓની વતી કામ કરાવવાનો ગુણ છે.

## દોખ્મુ થવાની જમીન ઉપર બાજ ધરવાનો ભેદ શા માટે?

આ જમીન કે જયાં દોખ્મું થવાનું છે ત્યાં આગળ ત્યારે બાજો થશે એટલે ત્યાંની હવા-જમીનમાં એવી ગતી ઉભી કરશે કે જે ગતીમાં યજતોનું રહેઠાણુ થવે યજતોના ઉસ્તાન-મીથ્રનો નાદજ ત્યાં

આસ્થાજ કરશે જયાં આગળ ત્યારે સત્યસંગનોજ બહાર જામશે. અહુન-વઈર્યનો નાદ જે અહુરાના દએના–અંતકરણમાંથી, અહુરાના મીથ્રો–મીથ્રે બરીનમાંથી અને અહુરાની યસ્નમાંથી એટલે ફ્રવષીઓ સાથની હમાજોરીમાંથી નીકલીને સૃષ્ટીમાં જામી રહે છે તે ત્યાંની રજેરજમાં જાહેર રીતે ગવાઇ રહેશે, જેથી ત્યાંની હવામાં–જમીનમાં, ત્યાનાં અસ્મમાં એટલે તે કક્ષામાં બધેબધજ ઉસ્તા, શાંતિ, રાગીસ્નીજ વહી રહેશે અને કોઇબી ખરફ્સ્ત્ર જો ત્યાં આવે તો તેને પોતાની તેવી ખરફ્સ્ત્ર ગતીનો ખરો ખ્યાલ થઇ શકશે અને તેનામાં વઇરાગ જામી શકશે. †૧૦૦૧ નાળાંનો ભેદ જે અનેક રીતે અસ્મ–વાય–અને જમીનમાં જામી રહે છે તે ત્યાં જામી

---

† તે સાહેબ જે જોડ વગરનો છે તેના દરયાવના એક ટીપાંનો એક અબજમો ભાગ જગતને એક **ચવએચ**માં ચલાવીને લય કરે છે, એમ અનેક **ચવએચો** થઇ ગયા અને થશે. એક **ચવએચ**માં સાત ઝરવાને અકરને હોય. તે સાહેબ જે **અસુના** એટલે જે વિષે વિચાર થઇ શકે નહિ–તેવણ **પહેલાં** ખાઓ અફ્રજ્યમ્ન કરી ત્યાં બગાનો અહુનવઇર્ય ફ્રવષિને ઉભા કરી તેઓ-માંથી સ્તોત યસ્ન ઉભું કરે છે. આ સ્તોત યસ્નમાથી જુઝ એટલે સામસામી ગતીઓ નામે બઓદ અને ઉર્વ જન્મે છે. ઉર્વમાં દ્રવાઓ છે. ત્યારે પહેલો ઉર્વનો દ્રવાઓનો જે મુળ ભાગ સુધરે છે તે સ્પેન્તીએ પુગે છે, જેને માંથ્ર-સ્પેન્તનું રૂવાન કહે છે, જેઓ સાત અમશાસ્પંદો તરીકે જણાયલા છે. આમ તે દ્રવાઓ સાથના ઉર્વનો મોટો ભાગ તે સાહેબની આસપાસ વીતલાય છે–મુકિતએ પુગે છે, જેને માટે ઇલ્મે અએદાદમાં કહે છે કે '**દસ**'ના ભેદે પુગ્યો આ દસના ભેદે પુગેલું રૂવાન પછી બીજા નહિ સુધરેલાને સુધારીને તેઓનેબી 'દસ'ની ગતીએ પુગાડે છે જેઓને ૩૩ અહુ કહે છે. આ ૩૩ અહુબી બીજાઓ હજુર સુધારવાના રહયા છે તેઓને દસની ગતીએ પુગાડી સુધારે છે જેઓને ૩૩ રતુ કહે છે. પછી અમુક ભાગ રૂવાન સાથના દ્રવાઓનો એવો છે કે તે કેમે સુધરતો નથી–જેને માટે પછી પેલા ૩૩ અહુ જેઓ દસના ભેદના છે તેઓએ પેલા ૩૩ રતુઓ જેઓબી દસના ભેદના છે પણ ૩૩ અહુ પછીના માટે સહેજ ઉતરતા છે તેઓ બેઉ મલીને તે નહિ સુધરેલાઓને સુધારવા ખીશકારી કરે છે. ત્યારે ૩૩ અહુના દસને ૧૦ એમ આંકડો લીધો અને પેલા ૩૩ રતુના દસને ૦૧) એમ દસ લીધા તે બેઉને પાસે મુકવાથી ૧૦૦૧) એક હજારને એક આંકડો થયો. આમ તેઓ જે શકિત ધરાવે છે અને તેથી જગ-તને રચીને આશીશોથી સુધરે છે તેને ૧૦૦૧ સ્તોતોનાં નાળાંઓ કહે છે. ત્યારે એમ થયું કે જે રૂવાનો સુધરતા નથી તેઓને માટે યઝતો એટલે ૩૩ અહુ ૩૩ રતુ પોતાની ૧૦ અને ૦૧ ની એટલે ૧૦૦૧) ના ભેદની ગતી બહાર કાઢીને તેથી જગતને રચીને ચલાવે છે. આને ૧૦૦૧ નાળાં કરીને કહે છે–આટલું ટુંક બ્યાન અર્થસુચક થઇ પડશે જેના ઉંડા ભેદમાં જવા માટે **નીકીઝ** જુઓ.

રહેશે. એમ તે કશની જમીનમાં રથવ્ય §ચક્રો એવા શરૂ થશે કે ત્યાંની જમીન હવા અને અરમ બધા એકએકને મલીને એકએકની વાસ્નામાંજ રમી રહેશે, ગોયા નીસ્તી ઉપર હસ્તીનો પ્રભાવ જે ફ્રશો-કેરેતી વખતે થવાનો છે તેની નાની કોપી થઇ રહેશે. **આવી બાજો જેટલી ગુહ્ય અસરકારક અને તલેસમાતીક છે તેટલાજ તેના ઉજવનારા આથ્રવનોબી હોય છે, રહેવા જોઇએ છે.**

## બાજ લેનાર આથ્રવનની મકદુર દરજજો-તેને લેવું પડતું નહાન-તેના ઉંડા ભેદો.

આથ્રવન તે નરને કહે છે કે જેમાં આતરે-વોહુ-ફ્રીયાંનની ગતી પુર્ણ આઝાદ રીતની થઇ હસ્તીના આતરે-ફ્રેોબા સાથે મળેલી હોય-જેમાં રૂવાનની બંદ દરોશ ખુલેલી હોય-જેમાં દ્રુજની ગતી ગવને તાબે હોય. પોતાના આથ્રને જોરે પોતાના તનની હેફાઝત કરી તે હેફાઝત પામેલા તનને જોરે પછી ક્ષથ્ર મેલવીને પાવ આતશોની હેફાઝત કરી રહે છે. પાવ આતશો તો ગેતીના આતરે-સ્પેનીશ્તના મદદગાર છે; ત્યારે ગેતીના પાવ આતશોને હિફાજત કરવાથી ગેતીના આતરે સ્પેનીસ્તનીબી હિફાજત થઇ રહે છે એમ ત્યારે તે આથ્રવન આતરે-સ્પેનીસ્તનીબી હેફાઝત કરી રહે છે; એમ તે આથ્રવન મીનો કરકોનાં કામમાં હમશરીકી આપી-મીનો કરકોનો ખાદમ થઇ રહે છે. આવો આથ્રવન તનોમંદ હાલતમાં હોવે તનોમંદ હાલત ઘડી ઘડી કુદરતના અચુક કારણોએ એઝાબમાં પડતી હોવે એટલે તેના તે તન ઉપર કુદરતી રીતે ગેતીની કુદરતીજ અચુક રીતે થતી ગોમેઝગી જેને અખ્તી, આહિતી પવિતીના ભેદોમાં લાધેલી છે તેઓ આબના વપરાશથી અને રવીના સ્વાના કુદરતી કારથી લાગુ પડીને તેની અઇપિમાં છ છ મહીને પંથરાતી હોઇ સુક્ષ્મ તન ઉપર અસર કરીને મન હવસો ઉપર કાબુ છોડાવતી હોવે તેને છ છ મહીને બરશ્નુમ લેવું પડે છે. એટલે પુર હીકમતવાળું એવું સ્નાન લે છે કે જેથી તે આથ્રવન પોતાની અઇપિમાંથી ગોમેઝગીને નીરમુળ કરી તે અઇપિમાં વર્ચ અને ગદમનની ગતી વસાવે છે એટલે અઇપિમાંથી દ્રુજના છાપોને ભુસાડીને ગવનો વસ્વાટ કરીને અઇપિમાં શકિત ઉભી કરે છે, જે સફેદ બાજુની કુદરતનો મદદગાર અને કાળી બાજુની કુદરતનો ભાર બરદાર રહે છે. આવી અઇપિને લગતા શરીરના અનાસરો પોતાને લગતા દુરના

---

§ રથવ્ય ચક્ર એટલે દાદારના હોકમ મુજબ ફરીને કામ કરીને ફતેહમંદ થવાની શકિતનો ભેદ.

નુરેનો પ્રતાપ જેને રઓચ=ચલકાટ કહે છે તેને પોતાની અઇપિ જે વર્જની છે તેમાં ખેંચીને અને પછી તેવી અઇપિ મારફતે પોતાનાં શરીરના અનાસરોમાંના વોહુનમાંની ક્ષફનની ગતીને ગવ જેવી પરદુખભંજનની કરીને તે વોહુનને ગવહોમંદ કરે છે, જેથી તેવા વોહુનનાં સ્તોતો અમર ગતીના થવા માંડે છે. આવા અમર ગતીના થઇ રહેતા સ્તોતોને ગુને-પરવર કહે છે એમ તેવા તે અનાસરોમાં ગુને-પરવર ઉભો થાય છે એટલે નુર તરફ જઇ શકાય તેવા અહુનવરના સ્તોતો પોતામાં ઉભા થાય છે આવી હાલત થયા પછીની તેવી અઇપિમાં ખોરેહ=અહુરમજદનો યઝતોનો આશીરવાદ તે આકર્ષાઇ આવે છે. પોતાના સ્નાનની ખુબી પોતાની અઇપિની વર્જની હાલત ઉપર રહે છે તેમ વળી તેને સ્નાનના આપનાર સામા ખુપવાળા આથ્રવનની ખુબીનાં પ્રમાણુ પ્રમાણેની હોય છે. ત્યારે પોતાના નાહનની યથા શકિત પ્રમાણે ખોરેહનો તે આશીરવાદ અમુક રીતે અમુક જોશમાં તેની અઇપિમાં ઉતરે છે. તે આશીરવાદ-ખોરેહ જુદાજુદા તબકકામાંથી તેની શુધ્ધ અઇપિમાં ઉતરે છે.

(a) જેમકે અહુરમજદ અને યજતોમાં જામી રહે છે તેવી કંઇક હાલત કે જેને ઉસ્તાન કહે છે તેવા ઉસ્તાનની વર્જેના તબકકામાંથી તે ખોરેહ તે નાહન લીધેલા આથ્રવનની અઇપિમાં ઉતરે છે.

(b) આવી યઝતી ગતીઓમાં પુર બહારમાં ચાલી રહેતા મીથ્રોની ગતી એટલે મીથ્રોની વર્જેના તબકકામાંથી એટલે જરા ઉતરતી વર્જેના તબકકામાંથી તે ખોરેહ તેની અઇપિમાં ઉતરે છે.

(c) બધેબધ ઉતરી રહેતી અસર-રોશની એટલે યજતોની ચલવલોમાંથી ઉભી થતી અમર ગતી અને તે ગતીના જેવી ગતી જે માંથ્રોમાં હોય છે તેવી માંથ્રોની વર્જેના તબકકામાંથી એટલે અહુરમજદ સાથના સીધ્ધા સંબંધથી નહિ પણ અમુક મારેફતો મારફતે તેની અઇપિમાં તે આશીરવાદો ઉતરે છે. એમ તે મોબેદ ખોરેહમંદ થઇને બીજા સામા ધણીને તેવું સ્નાન આપી શકે તેવી લાયકાતનો થઇ રહે છે.

## બાજ કરતા મુબેદની ખુપનો ભેદ.

આમ બરેશ્નુમવાલો થાય છે એટલે સ્નાનનો પ્રતાપ પોતે લઇ બીજાની તરફ તે સ્નાનનાં પ્રતાપને મોકલે તેવો થઇ રહે છે. આવો બરેશ્નુમનો ધણી થઇ રહે છે. પણ અનાસરી કાયામાં હોવે અને સંસારમાં હોવે દુજ તો તેમાંથી હર મીનાટે નીકલ્યાજ કરે છે, પણ તે મુબેદ

તે દુજને મીનીટે મીનીટે સેકંડે સેકંડે બાંધ્યાજ કરે છે અને તેની ઉપર સખત હુમલો કરવા તપી રહેલા અહીરીમન કે જે તેમાં નીકળી રહેતા દુજને મળીને તેની ઉપર સખત હુમલો કરવાની વેતરણ કરી રહે છે તે અહીરીમનથી તે આથ્રવન ફરેબ ખાવાની ધાસ્તીમાં રહે છે-રહયા કરે છે માટે તે ધણીને ઘણીજ સખત તરીકત ઉપરજ રહેવું પડે છે. આવો તે નર આથ્રવન હોવે એટલે નાવર મરાતબના અધીકારને મેળવેલા હોવે **હુઓમના** આશીશોને હર હમેશ પામ્યાજ કરે છે. હોમયઝત-હોમનર અને હોમની પેદાયશના અનેક તબકકાઓ સાથે તે નર રાદ પેવંદમાં હોય છે. આથી અહુરમજદના હેમ=અંતકરણ અને અહુરમજદની પધરી અધપિ લગી તેને સીધો સંબંધ થયલો હોય છે. અહુરમજદના હેમ અને અધપિ પધરીમાંથી કવએમ ખરેનો અને બીજા ખરેનો નીકલ્યાજ કરે છે. આવા પુર્ણ પ્રતાપી શકિતમાન આશીશોના આશરા હેઠળ તે નર હોવે તે ધણીની ઉપર અહીરીમનનો ફરેબ ફાવી શકતો નથી, કેમકે તે નરની ઉપર તેનો રતુ ઉસ્તાદ અને હુઓમ એઉની પુર્ણ પાસબાની રહે છે આવા નરનું તન ગવહોમંદ હોવે તેનું રૂવાન જીવતાં તનમાં બંદ દરોશ ઉકેલી શકે છે. પણ આ બંદ દરોશની ઉઠાવેલી હાલત કે જેને ખુપે રૂવાનની હાલત કહે છે તે ૭૨ કલાક લગી પુરી ટકી શકે છે કે જે પછીથી તે ખુપ તુટે છે એટલે તે રૂવાન ઉપરનો બંદ દરોશ પાછો પડે છે. માટે તેને ચોથે દહાડે પોતાના રૂવાનની યજશ્ને કરીને તે બંદ દરોશને ઉકેલવાનો અધીકાર મેળવવો પડે છે. આવો આથ્રવન **હુઓમી** તરીકેનો ગણાય છે જે ત્યારે બોતેરે બોતેર હાના ભેદોને પુગીને દાદારના આશીશોને હોમ મારફતે મેળવતો અને તેથી પોતાના રૂવાનને પોતાના ગવહોમંદ તનમાં જાગૃત રાખતો એટલે રૂવાન ઉપરથી બંદ દરોશ ઉડાવીને રૂવાનને બઓદની હેફાજતમાં રાખી શકતો હોય છે. આમ આવી બુલન્દ હાલતમાં રહેવા તેને છ છ મહીને નાહન લેવું પડે છે અને ૭૨ કલાકોની આખરે પોતાના રૂવાનની યજશ્ને કરવી પડે છે. એમ એવા જેઓ નહિ હોય છતાંબી પોતાને તેવા કહેવડાવીને તેવી યસ્નો કરે તેઓની ઉપર હોમના શ્રાપ પડે છે. આવો તે નર યઓઝદાથ્રેગર ખુપનો ધણી એટલે પોતાના શરીરનાં બંદ દરોશમાંથી પોતાના રૂવાનને મુકત કરીને દાદારના અનગ્ર રઓચના ૭૨ તબકકાને મલી રહેલો, પોતાના વોહુ ફ્રીઆન આતશને ગરોન્માનના આતરે ફ્રોબા સાથે જોડાણ કરાવેલો આથ્રવન જયારે જયારેબી યસ્નમાં ઘુટાય છે ત્યારે યઝતી ગતી સાથે સીધો સીના-દર-સીના સંબંધમાં આવવે પોતાની-તન-મન અને રૂવાનની ગતીઓને પત-

માન ઉપર એટલે શુભ રીતે મલતી એટલે "ખુપ"માં રાખી શકે છે, જેથી અનાસરમાંની ગવની ગતી તેઝ થઇ ક્ષફનને તાબે કરીને શરીરમાંના વોહુનના જુસ્સાઓને દાબી રાખી શકે છે. મીનીટે મીનીટમાં ડોળાતી ઇનસાનની હાલત જે ગેતીમાં થવીજ જોઇએ તેને તે આથરવન સ્થીર પતમાન ઉપર રાહે-રાસ્તી ઉપર રોકી રાખી શકે છે; પોતાના અનાસરમાંના વોહુનની ગતીને-દ્રુજનો પ્રભાવ જમાવતી ગતીને ગવહોમંદ કરી-ગવના મિઝાજની કરીને શરીરમાંની ગવની આણુ હેઠળ-તે ગવના તાબામાં રખાવી શકે છે. એવાં શરીરમાંના પોતાના ઉરવાનની ઉપરની બંદ દરોશ ઉકેલાયલી હોવે તે રૂવાન સચેત રહી અનગ્ર રઓચાઓના બોત્તેર વરનાં ઉરવાનો સાથે એટલે તનોમંદ હાલતની જગતની મુકિત માટે કામ કરતા યજતોની પ્રયોગશાળાની શકિતઓ સાથે સંબંધ રાખી શકે તેવું ઉસ્તવાર કરી શકે છે આવી ઉસ્તવારી એટલે ખુપે-રૂવાનની ગતી ત્રણ દહાડાજ રહી શકે છે બોત્તેર કલાક પછીથી તે રૂવાન ઉપર પાછો તેનો બંદ દરોશ પડવા માંડે છે માટે તેણે પોતાના રૂવાનને તે બંદથી મુકત કરવા ફરીથી ખુપ લેવાનો પ્રયોગ કરવો પડે છે.

## મીનો નેહવરની યજશ્ને અને હુમ-કલામ થવાનો મોકો.

ખુપ કરવાના પ્રયોગ માટે તેણે મીનો નેહવરની યજશ્ને કરવી પડે છે. ખુપ કરવાના પ્રયોગમાં એટલે પોતાના રૂવાનને બંદ દરોશથી મુકત કરવાના પ્રયોગમાં **ત્રણ મુળ બાબદો** આવે છે: **પહેલી બાબદ**માં તે મુવેદ પુરી રીતનો કાયદાસરનો નાવર, મરાતબ થયલો હોવો જોઇએ. **બીજી બાબદ**માં તે મુવેદ છ છ મહીને નેહ શબનું નાહન લેતો હોવો જોઇએ. **ત્રીજી બાબદ**માં તે મુવેદ દર બોતેર કલાકોને છેડે પોતાના રૂવાનની યજશ્ને કરતો હોવો જોઇએ. પહેલી બે બાબદો સંપુર્ણ રીતની થયલી હોય તોજ ઉપર કહેલી અનાસરોની ગવહોમંદ ગતીની હકીકત ઉભી થઇ શકે એટલે જીવતાં જીવત તેનાં તનમાં તેનું રૂવાન બંદ દરોશને ઉચકીને પોતે સચેત રહીને અનગ્ર રઓચના ૭૨ વર સાથે પેવંદમાં રહીને પછી પોતાનાં મન ઉપર કાબુ મેળવે તેવું થઇ શકે. જો તે મુવેદ બોતેરીઓ અને કાયદાસરનો નહિ હોય, તેમ છ છ મહીને નાહન લેતો નહિ હોય, તો કદીબી તેના અનાસરો ગવહોમંદ થઇને પોતાનાં રૂવાનને બંદ દરોશથી મુકત કરી શકે તેવા થઇ શકેજ નહિ. આવો તે મુવેદ હોય છતાંબી તેનું રૂવાન તેનાં તેવાં ગવહોમંદ તનમાં ત્રણ દહાડાજ સચેત રહી શકે. ચોથે દહાડે પાછું તે રૂવાન ગફલતીમાં પડે અને તેનો ઉપર કહેલો ૭૨ વર સાથનો સંબંધ તુટે માટે તે મુવેદે ચોથે દહાડે

પોતાના રૂવાનની યજશ્ને કરવી પડે છે એટલે તે રૂવાનને સચેત કરીને ૭૨ વર સાથનો જે સંબંધ છે તેને પાછો જોડવો પડે છે. આમ તેણે ખુપનો અમલ રાખવો પડે છે જે ત્રીજી બાબદ થઈ. **આવા સુવેદનેજ યઓઝદાથેગર** કહે છે એટલે "યઓઝદા"નો સાહેબ કહે છે એટલે યજતી ગતીની શકિતવાલો થયલો કહે છે. તેનામાં તેનાં મનનું રાજ હોતું નથી પણ રૂવાનનું રાજ રહે છે, જે રૂવાન ખુદ બઓદ અને ફ્રોહરની હીદાયત હેઠળ રહીને મનને વિચારોને ચલાવે છે. આવો તે ખુદ પોતે રતુ થઇ રહે છે જે પોતાના ધણી 'અહુ'ને પુર્ણ તાબે રહે છે. અહિંયાં અહુમાં દાદાર અને તેવણના મોકલેલા અશો જરથુશ્ત્ર અને તેવણની દીન અને ફરમાનો અને તેનો અમલ તે બધું આવી જાય છે. આવા એ યઓઝદાથેગર થઇ રહે છે. એમ તેઓ મીનો નાવરની ખુપ આમન સામન લઇ રહી હમ-કલામ થઇ રહે છે એટલે તેઓ પોતપોતા વચ્ચે અને યજતો વચ્ચે છેક અહુરા લગીનો અને અશો જરથુશ્ત્ર અને તેવણના જરથુશ્ત્રોતેમો અને તેઓના અનેક સીલસીલા લગીનો એવો સંબંધ કરે છે કે જે કંઇ (૧) મીથ્ર એટલે વીચારની પ્રબળતા અને શકિત-(૨) માંથ્ર એટલે પેદા કરી શકે તેવા સત્ય બોલની બલીહારી અને ગોઠવણી અને (૩) યસ્ન એટલે તે પ્રબળ વીચાર અને તે ગોઠવણી પ્રમાણેની ખીશ્કારીથી શુભ કામ પાર પાડવાની ગતી જે ત્રણે તેઓમાં એટલે તે સીલસીલાના સાહેબોમાં હોય તેજ તેવીજ ગતી તે બે સાહેબોમાંજ રમી રહે.

## ખુપવાળી મીનો નાવરની યજશ્ને કરીને હમકલામ થયલી એક જોડ ક્રીયાઓ કરે છે તેનો અનુક્રમ.

આવા સાહેબો બાજ લેવાની શરૂ કરે છે, તેઓ બાજની ખુબીને પાવ જમીનમાં પાંથરે છે, તે જમીનને ઉપર કહયું છે તેમ અવિ શ્રીષ્તથી -ચીનવતથી-રતદંપાયા બહેસ્તથી ગરોન્માનના સીધ્ધા સંબંધની તેઓની સાથે રથવ્ય ચક્રમાં રમી રહેતી કરી નાંખવાના પ્રયોગો શરૂ કરે છે. પહેલે **દાદાર અહુરમજદની બાજ** કરવામાં આવે છે જેથી "દય"ની ગતી, બજાવનાર ભોગવાવનારના હદ ઇનસાફની ગતી કેટલી બધી સંપુર્ણ છે અને તે મોટા સાહેબની ગતી કે જેણે બધી રચનાને યોજીને ઘડી તે કેટલી પરીપુર્ણ છે તેનાં ખરાં ભાનનો લાહવો જે ત્યાં કશમાં ગતી તરીકે રમી રહેશે તે લાહવો ત્યાં પડતા રૂવાન કે તનને ચખાડવામાં આવશે. પછી **સરોશની બાજ ત્યાં ઇજે છે**-સરોશમાં અત્યંત તાબેદારીથી તે દાદા-રના હોકમને બજાવવાનો મર્મ રહયો છે. સરોશની ગતીનો આ જમી-

નમાં કશ થવાથી જેમી રૂવાન કે તન તે જમીનમાં આવશે-પડશે, તેઓમાં પુર્ણ શાંતી કઇ રીતે મલી શકે છે તેનું ભાન આપવામાં આવશે. સરોશના નાદો ત્યાં વહેવાથી સરોશની ગતીના ત્યાંથી થઇ શકાય એવું કરવામાં આવે છે. પછી અહુરમજદ† અમશાસ્પંદના વડા કે જેને સ્પેનામીન તરીકે ઓળખે છે તેની બાજ ઇજીને ખરી ઉતયુઇતી શું છે, ખરી ઝત્ર્દાઇતી શું છે, દાદારને સૃષ્ટીની રજેરજને સારૂ તેજ પ્રેમ છે કે જે પ્રેમ તેવણુને યજતો માટે છે, કે જે પ્રેમ બાપને ફરજંદો માટે હોય; ખરો ઇનસાફ શો છે, ખરૂં અંતકરણનો ધરાવનાર કેવો હોય, વીગેરેના ગુણો કે જેઓને અહુરમજદ સેકંડે સેકંડ સૃષ્ટીમાં પ્રદરશીત કરી રહે છે તેઓના મિથ્રો કરીને તે મિથ્રોને શકિતરૂપના તે બાજના માથ્રોને ભેદે કરીને ત્યાં પડતા રૂવાન તનને તેઓનો સત્યસંગ અપાવી રહે છે. પછી **બહુમન અમશાસ્પંદની બાજ ઇજીને** બઓદની પરદુખભંજનની અને નીશ્કામ હરવેસ્પ આગાહીની ગતી અને ખરૂં ડહાપણ કેવું હોય છે, તેઓની શું મકદુર છે તે બધાંની ગતી ત્યાં કશમાં રમી રહીને ત્યાં આવતા રૂવાન-તનને તેનો લાહવો મલી શકે એવું ઉભું થવા પામે છે. **અરદીબહેશ્તની બાજ** ત્યાં ધરવામાં આવે છે અને અષના ૭૨ તબકકા જે છેક હસ્તીથી નીસ્તી લગી વ્યવસ્થા કરી રહયા છે તે બધાંની ગતી તે કશમાં સંબંધ જોડે છે, અને જેબી કોઇ રૂવાન યા તન તેનો ખરો મોહતાજ હોય જેને તે મલવાનો હક હોય તેને ત્યાંથીજ મલી શકે એવું તંત્ર ઉભું થવા પામે છે. પછી **શાહેરેવર અમશાસ્પંદની** બાજ ત્યાં ધરે છે અને જાત જાતની ક્ષથ જે કુલ કુદરતમાં ચાલી રહે છે તે બધાંનો ઝલાકો ત્યાં જામે છે અને ત્યાં પડતાં રૂવાનો કે તનોને તેઓના છુટકારાની પાસપોર્ટ માટે જે વજેની ક્ષથ જોઇએ તે ક્ષથ ત્યાંથી ઇનસાફથી મલી શકે એમ થઇ રહે છે.

**પછી સ્પંદારમદ અમશાંસ્પંદની બાજ ત્યાં** ભજે છે, કે જે વખતે ઝેમો હુદાઓંધહોને મિથ્રમાં તેવણુની જુફ્ત તરીકે ગેકલા હમકાર તરીકે લેવામાં આવે છે, સ્પેન્દારમદની ખુબીઓનો જલવો ત્યાં જમાવે છે. સ્પેન્દારમદની સાથે સાત મીનો હમકાર રહીને જમીનમાં રોશન બહેસ્તનો કશ ઉભો કીધો છે કે જે કશ આખરે કુલ જગતને ગરોદેમાની કરીને ત્યાંથી ફ્રશો-ગર્દ કરશે, કે જેને લીધે તેણીને સ્પેન્ત આરમઇતી કહે છે

† અહિંયાં નોંધ લેવી કે અમશાસ્પંદો સાત છે જે સાતનો વડો અહુરમજદ છે જેને સ્પેનામીન કહે છે. આ સાતનો બાપ અહુરા છે એમ ફ્રરવરદીન યશ્ત કરદા ૨૩, ફકરા ૮૩ માં ખુલ્લું કહે છે. આ ભેદ માટે જુઓ **નીકીજ.**

તે બધા મિથ્રો શરૂ કરે છે. આવી સ્પેન્તી અને તેને લગતો કશ સ્પેન્ત આરમઇતીએ ઉપર કહેલા અમશાસ્પંદોની વજેથી જમીનમાં કીધો છે અને હસ્તી નીસ્તીની બધી જાતજાતની ઝામોમાંની પોતાની ગતીઓના સંબંધને ઝેમો હુદાઓંધહ તરીકે ત્યાં આણ્યો છે એમ તે ઝામને ઝેમો હુદાઓંઘ્રહોને લગતી–હસ્તી નીસ્તીની જાતજાતની ઝેમો છેક હોશબામથી ખનરથબામ લગી લગતી, તે બધાનો સંબંધ રાખતી ઉભી કરીને તેને પોતાના પુર્ણ વાસ્તાની કરવાની, પોતાની પુર્ણ ખુબીઓથી ભરપુર કરવાની તજવીજ્જે કીધી છે. એવા તે જમીનમાંના થગલા તેણીના કશમાં તેણીએ ગીનો કરકોનો બધો જલ્વો જમાવ્યો છે. પછી જ્યારે તે મુબેદો ત્યાં સ્પેન્દારમદની બાજ ધરે છે ત્યારે ઉપર કહેલા કશમાં રહેલી બધી ગતીઓમાંથી એક તલેસમ થઇ શકે છે, જેમાં એક શકિત ઉભી થાય છે, જેને ઝેમો હુદાઓંધદની શકિત કહે છે, જે અમુક ખીસ્કારી કરવા ત્યાં ઉસ્તવાર રહે છે. આ ખીસ્કારી શું છે? ત્યાં પડતા દરેકે દરેક રૂવાન તેમ તનને તેઓના દ્રુજેનસુથી, તેઓના શબના કોટલાંથી, તેઓની બદ અઇપિથી–તેઓના મરગસ્જાંની ગુનાહોની મેખ જે જમીનમાં મરાઇ ગઇ છે તે બધાથી સાવધાન કરી તે બધાનો આઝાબ ખમીને રસ્તેખીઝ કમાવવાનો સબક લેવાની મકદુર, સબરયાતની શકિત, ઉમદે બેહીના ભેદ તેઓમાં પેદા કરાવી આપવામાં આવે છે. આવી શકિત થતી હોવાને લીધે ઝેમો હુદાઓંધદની બાજ ધરવી ઘટારત છે, જો કે સ્પેન્દારમદની બાજગાંબી તે શકિતનો હિસ્સો હોવે તે શકિતની ઇજાયલીજ આરાસ્ત થયલીજ ગણાય છે. બાજ ધરવાનો શુમાર વખતની ઉપર આધાર રાખે છે.

**પછી ખોરદાદ અમશાસ્પંદની બાજ** ત્યાં ઇજે છે અને હવરેતાતની ગતી જે વખત અને હિંગામો મોકાઓ મારફતે રૂવાનને અને તનને આખે હૈયાતના પોતાના મુળ તરફ તેની અમર ગતીનું પાણી પાવા દોરતી રહે છે કે જેથી અખંડતાએ પુગવાનો મીથ્ર હંમેશા રૂવાનોમાં–તનોમાં જડ ઘાલેલો રહે તેની ગતીનો નાદ ત્યાં પુર્ણ જોશથી રમી રહે છે અને આખરેગી મોક્ષ છેજ–આખરેગા અમર હૈયાતી છેજ–ખોટી ફકત ભાંગેલી હાલતને દુર કરી આખી કરવાની છે–ગુનાહોના ઘાને રૂઝવવાના છે એમ રામેશ્નની મેલવી ત્બએષના ઘાને રૂઝવવાનીજ ખોટી છે, માટે ધીર્ય–ધીરજ અને આખરે હમેશગી આવા મલશેજ તેની પુર્ણ ખાત્રી અને તેથી આવતી સબઝી લીલાશની અમર આશાનું કેહપં ત્યાં પડતા રૂવાન અને તનને દેખાયા કરે છે અને પોતાના મુશકેલ કામને આસાન કરી નાખવાની તાકાત આપી રહે છે અને હર સુખ–દુખમાં તે દાદાર

પેદા કરનાર-દોરવનાર અને ભોગવાવનારની હર ફ્નને આવકાર આપી તેના હોકમ આગળ ખુશી સાથે નમન કરવાની હિદાયત આપી રહે છે.

**પછી અમરદાદની બાજ ત્યાં ધરે છે** અને હમેશગીના નાદને તે કશમાં દોરાન કરતો રમી રહેતો અને ઉપલી બધી તલેસમાતીક હાલતોને ટેકવતો ઉભો કરે છે. હર સુખ કે હર દુખમાં-રૂવાન તનની હર હાલતમાં આખરની મુરાદ તો ઉસ્તા મેળવી આપવાની છે તેના સરોદો ગાઇને ત્યાં પડતા રૂવાન અને તનને નહિ કલ્પી શકાય તેવી હીમ્મત અને ઉસ્તવારી આપી રહે છે. તે દાદાર ઘણોજ માયાળુ છે તેની બધી હીકમત તેના માયાકુળ પણાથીજ ઉભી થઇ છે તે બધાંનો છેડો અમર ગતીના સુખમાં લાવવા આ બધું કરી રહયો છે જે કંઇ ફાંટા પ્રમાણે નહિ પણ હદ ઇનસાફ્થીજ થઇ રહયું છે એવું જ્ઞાન એવું દુર-અંદેશાપણું ત્યાં પડતાં રૂવાન-તનોમાં આવી રહે છે.

**પછી હફ્ત અમશાસ્પંદોની બાજ ધરે છે.** સાત અમશાસ્પંદો એટલે સ્પેનામીન જેને અહુરમજદને નામેગી ઓળખે છે તેવણ અને બીજા છ અમશાસ્પંદો **"હુમેમ મનો-હુમેમ વચો-હુમેમ ષ્યઓથ્નેમ"** પ્રમાણેનો છેદ્નો છેડો લાવવા જુદી જુદી રીતે જુદું જુદું પણ એક એકને ટેકવીને એકએકને વધારે તેવું કામ કરી રહયા છે જે અમશાસ્પંદોને **"હુમો મનંઘહો"**=ઘણા માટે જુદા જુદા વિચારોવાલા પણ **"હુમ"**વાળા એટલે એકમેકને ટેકવીને છેડો લાવે છેલ્લી એક નેમ બર લાવે તેના વીચારોવાલા, તેવીજ રીતે **"હુમો વચંઘહો-હુમો ષ્યઓથનાઓંઘહો"** ઘણાં માટે જુદા જુદા વચનો અને જુદા જુદા કામોવાલા પણ એકએકને ટેકવીને છેલ્લી એક નેમ બજાવનારા કહયા છે **"પતચ"** તેઓનો પીતા **"યો દદવાઓ અહુરો મજદાઓ"** પેદા કરનાર બજાવનાર દોરવનાર અહુરમજદ છે જે પીતા **"હુમો"** છે તે બધા સાથે **"હુમો"**ના ગતીના તેઓમાં વસી રહેલા છે અને સૃષ્ટીની નેમ જે અહુનવઇર્ય પ્રમાણેની છે તે પ્રમાણે બધુ કરાવવા તેઓને હીદાયત આપી રહેલા છે એવા સાથે કામ કરી રહેતા સાત અમશાસ્પંદો અહુરાથી દોરવાઇ રહેલા સાત અમશાસ્પંદો જેઓ જગતની બલીહારીને છેલ્લી નેમ તરફ લઇ જવા ચલાવી રહયા છે-તેઓની એવી બુલંદ રીતની પુર્ણ રીતની હમખેશીવાલી સાથે રહીને અરસપરસ કામ કરીને જગતને ચલાવવાની ગતી પુરી પાડતી શકિતને ત્યાં કશમાં જમાવે છે. આ સાત અમશાસ્પંદો અને **"વિસ્પે હુવરે હઝઓષ"** તેઓનો નાયબ **"રવી"** જે તેઓની સાથે હઝઓષ છે-સાથે

તેઓની વતી કામ કરી રહયો છે માટે હાથ નીચેનો નાયબ થઇ રહયો છે–તેવણુ બીજા બધા યજતો જેઓને ૩૩ અહુ અને ૩૩ રતુ કહે છે તેઓ સાથે કામ કરી રહયા છે અને કુદરતના ખેલને ચલાવી રહે છે. આવી ચાલી રહેતી કુદરતમાં અમુક મારેફ્તો ભાવ ભજવે છે જે ભાવ તે ચાલી રહેતી કુદરતને મદદ કરનારો હોય યા તે કુદરતના કામમાં હરકત કરનારો હોય. આવો બધો કુદરતનો ખેલ જે હપ્ત અમશાસ્પંદોની ઉપર કહી તેવી સાથે મલીને કામ કરતી હમ ગતીની મારેફ્તોથી અને "**હુમો પતચ યો હદવાઓ**" તે દાદારના તેઓમાં હમ થવાની એટલે મલી જઇને હીદાયત આપવાની ગતીની હકીકતથી ચાલી રહયો છે; જેમ દીવો બળે તે રોશની આપવાની મારેફ્ત હોય અને તેમાં તેલ હકીકતી ભાવ ભજવે છે તેમ ચાલી રહયો છે,–આવા બધા કુદરતના ખેલમાં અનેક મારેફ્તો દેખાવ દે છે જે તે બળી રહેતી કુદરતની બત્તીને બુજાવવા માંગતી હોય યા ઓર તેઝ કરવા માંગતી હોય. કુદરતમાં આવી રીતે હકીકત અને મારેફ્તો છે એટલે કુદરતને પોશણ કરનારી ગતી હોય છે તેમ કુદરતની મારેફ્તો કુદરતને ચલાવનારી ગતીઓ હોય છે. આ મારેફ્તો કુદરતને તેણીની નેમ ફ્ણીબુદ થતી આવે તેમ ચલાવે છે યા તેથી ઉલટી રીતે ચલાવે છે. કુદરતની હકીકતી ગતી પોશણ આપનાર ગતીઓ ટેકવનાર ગતીઓ અચળ રહે છે અને અહુનવઇર્ય પ્રમાણે અને અહુનવઇર્યની જુફ્ત ફ્રવશિની હીદાયતથી ચાલી રહે છે. પણ કુદરતને ઉપર કહયું તેવી રીતે ચલાવતી મારેફ્તો અચળ નથી. આવી ઘણી મારેફ્તો છે, જે કુદરતને ફ્રશો–કેરેતી તરફ ચલાવે યા પાછળ હઠાવે યા તેવું બધું કરવાનો ફાળો આપે. આવી બધી મારેફ્તોમાં દરેકે દરેક ઇનસાનનો–શું ઝીંદેનો એટલે જીવતાનો કે ગુઝસ્તેનો એટલે ગુજરેલા પણ પાછા જન્મ લે તેવા જન્મ લેનારનો કે ઇરીસ્તેનો એટલે ગુજરીને પુલગુઝાર કરીને આગળ વધે છે તેનો કંઇ અને કંઇ ફાળો રહે છેજ, જે ફાળો કાંતો તે સાત અમશાસ્પંદોની ખાંશ્કારીઓને વધારનારો હોય યા તેઓને અટકાવરૂપનો હોય. આવો બધો ફાળો કુદરતને વૃદ્ધિની તેણીની નેમમાં મદદ આપવાનો હોય યા તેથી ઉલટી રીતનો હોય, જે કાંઇબી ઇનસાને આપ્યો હોય તેની ખુશી યા ધમગીનીની યાદ અપાવવાની શકિત હફ્ત અમશાસ્પંદની બાજની ખુબીને લીધે તે દોખમાના કશમાં ઉભી થાય છે, જેથી તે ગુજરનારનો હીસ્સો કુદરતને ચલાવવામાં કેવો હતો તેનો પરદો તે ગુજરનાર તન–રૂવાન આગળ ત્યાં દોખમામાં પડતા તનને લીધે ખુલ્લો થઇ જાય છે. ચીનવત ઉપર જે કંઇ

થશે તેની નોંધ પહેલેથીજ દોખ્માની તલેસમ તેને આપી રહે છે. આમ ત્યારે દોખ્માની તલેસમાતીક ગતીના કશામાં જે કોઇ રૂવાન યા તન આવશે તે પોતાના અત્યાર અગાઉનાં ભલાં બુરાં કામથી ખુશ નાખુશ થઇને ભલાઇ કરવાનો પાઠ ગોખવાની હીદાયત પહેલેથીજ ચીનવત ઉપર જવા અગાઉથીજ દોખ્માની તલેસમને લીધે મેળવતો રહેશે.

પછી ત્યાં **અરદાફ્રવષની બાજ** થાય છે. અરદાફ્રવષનું જે મોટું સાહજન છે તેનાં ભવ્ય મંડળમાં જવાનો ભાગ્ય મેલવવાનું મોટું આકર્ષણ ત્યાં થઇ રહે છે, અરદાફ્રવષની ગતી ત્યાં જામી રહે છે. અરદાફ્રવષ તે ઉંચમા ઉંચ હાલત છે જેને ફ્રવષીની હાલત કહે છે. અર્દ ખાક એટલે નીસ્તી ગેતીમાં ઉતરતા રૂવાનો જેઓ અહુ-પરસ્તી નહિ કરતા હતા, જેઓ તનોમંદ હાલતમાં આવ્યા હતા, તેઓ હવે પોતાના તનને ખેડી પોતાના રૂવાનમાં ઉમેરીને જેમ ફ્રવષી તે અહુની ખાદેમ છે તેમ તેઓબી થઇ રહયા છે, જેથી તેઓની હાલત ફ્રવષી થઇ રહી છે. આમ તે અર્દની ગતી, એક વખતની બંદ કરતી ખાકી ગતી, ફ્રવષીએ=અહુ-પરસ્તી કરવાની અત્યંત તાબેદારીએ પુગી છે જેમાં એકસરખાપણું-સામાન્યપણું એટલે ભાઇચારો આવ્યો છે. આવું ભવ્ય મંડળ, આવું white brotherhood હવે સરોશને તાબે રહીને સરોશને મદદ કરી રહયું છે. ખાકને એટલે નીસ્તી ગેતીના અનેક વર્ણના અને દરેક વર્ણના અનેક તબક્કા મરતબા અને દરજ્જાના રૂવાનોને જેઓ જાતજાતની વસ્તી તરીકે નીસ્તી ગેતીમાં જામી રહે છે-રહયા હતા-રહેશે તેઓને, જેઓ અહુ વિષે અજ્ઞાનતામાં છે માટે દ્રવાઓવાળા છે તેઓને ભોગવટાઓ ભોગવાવીને, પછી ફ્રવષીની હાલત કે જેમાં સામાન્યપણું છે, જેમાં વર્ણો નથી, જેમાં અહૂ તરફની અત્યંત તાબેદારી વફાદારી છે-માટે અહૂથી મલતો અધીકાર છે, તેવી તે ફ્રવષિની હાલત ઉપર લઇ જવાના છે કે જેમ થવાજ આ જગત થયું છે. આવી હાલતે જેઓ પુગ્યા છે તેઓને અરદાફ્રવષ કહે છે, જેઓ મુળ બરજીસી વર્ણમાં આવતા રૂવાનોના પરમ દાદાઓ છે અને તેઓને વધારી રહયા છે. આવા ભવ્ય યજતી મંડળનો એક રીતનો વસવાટ આવા કશામાં થઇ રહે છે અને જેબી રૂવાન-તન ત્યાં આવી ચઢે છે તેને તેઓની ગતી-લેહ લાગુ પડવે તેઓ તે મહામંડળના પોતાના પરમદાદા તરફ જવા ઉસ્તવાર બને છે. ત્યારે તે કશામાં અરદાફ્રવષની બાજ થવે ત્યાં પડતાં રૂવાન-તનને તેઓનું ભાન થશે-ના, તેઓનો સંબંધ તેને તુરતજ મળશે, જેથી તે રૂવાન પોતાની બંદ દરોશને ઉકેલી પોતાનાં તનની ખેતી કરવા ઉસ્તવાર થશે. એમ પોતાનાં તનને નુરી ગતીનું કરી પોતામાં મેળવીને

અરદાફ્રષને પુગતા ઉસટમંદ થશે અને બીજાને તેની હાલતે પુગાડવાનાં ભાનમાં આવતું જશે. પછી એમો હુદાઓંધહોની બાજ ધરીને સ્પેન્દારમદની ગતીના મિગ્રોને ફરીથી તેઝ કરે છે. પછી છેલ્લે સરોશની બાજ ધરીને પાંચ યથાથી ત્યાં પડતાં તન રૂવાનમાં પન્જે ઝરવીકશનો પુર્ણ શીલસીલો ઉભો થાય એટલે સરોશની પુર્ણ પાસબાની ઉભી થાય તેવો નાદ ઉભો કરે છે, જે નાદમાંજ તે રૂવાન–તન હરહમેશ મશગુલ રહેશે.

આવી રીતે બાજો કરીને પછી બાજોનો સીલસીલો પુરો કરશે એટલે જેટલી બાજ થઇ છે તેટલા કરદાનું અને તેમાં હપ્ત યથા દહમ વિસ્પેષાનાં વધારા સાથનું આફ્રીન્ગાન કરીને પછી ફ્રોશ્ખ્શી (ફ્રવષી) કરી રહેશે એટલે તે સીલસીલો પુરો થશે. આમ તે કશની જગાની ઉપર માંનો નાવરની યજશ્ને કરી રહેલા હમકલામ થઇ રહેલા બે યઓઝદાથ્રેગરો ઉપર કહેલી બાજો ઇજીને પુર રોશની ત્યાંની ઝામમાં ઉપર કહયું છે તેવી બધી રીતે જમાવી દે છે. આવા રીતે તે જમીનમાંની ક્ષફ્નની ગતી રોશન ગતીને તાબે થઇને રોશનીનું ચલણ ચલાવવાની શરૂઆત થાય છે. કોઇપણ જાતની વ્યવસ્થા જે કંઇ થઇ રહે છે તેમાં મુળ ત્રણ પગથ્યાં રહે છે. પહેલે ત્યાં મીથ્રની ગતી જામે છે એટલે જેગી મુરાદ હોય તે પુર્ણ રીતે ફ્લીભુત થાય તેની હકીકતને દોરી રહે છે, જે એક જાતનો મુરાદે પુગવાનો વિચાર થયો, જે મુળ પાયો થયો. પછી માંથ્રની ગતીને જમાવે છે એટલે મુરાદે પુગવા દોરેલી હકીકતોને એક પછી એક બંધબેસ્તી રીતે ગોઠવે છે, જે ગોઠવણ એવી સરળ હોય છે કે એક હકીકત બીજાથી હંમેશ લગી ટકવો પામી રહે છે, છેલ્લે યસ્ન વખતે તે અસલ મુરાદ મુજબની ગોઠવણીમાંથી એક આખો આકાર–એક મકાન–એક ખરી વ્યવસ્થા ત્યાં પ્રદરશીત થઇ રહે છે.

અહુરમજદે જગતને પેદા કીધું તે વખતેબો પહેલે મીથ્ર કીધા હતા જેથી તેને **મન્તા** કહયો છે. મન્તા કરવાનો કરીકુલમ (એક મોટી યોજના) તે અગાઉથીજ થએલો હતો જેને અહુનવઇર્ય કહે છે. અહૂએ અનામાંથ્વાઓની હાલતમાં એટલે સુન્ય જેવી સમજની પેલી મેરની હાલતમાં રહી જાહેર થઇને, કોઇ એક છે એમ એક થઇ–'તે' 'તું' થઇને તે વઇર્ય પોતાની વસીયત કાઢીને તે વઇર્ય પ્રમાણેના નતીજાઓ કાઢયા એટલે એકમાં બે ને કાઢયા જેને અહુનવઇર્ય અને ફ્રવષી કહે છે, જેઓમાં ત્રગડી હતી એટલે યઓન હતો–તે સાહેબનો અંગીકાર કરવાનું જોર હતું; રશ્તુ હતો તે સાહેબને પુગી વલવાનું જોર હતું; આરમઇતી હતી તે સાહેબની મરજી પ્રમાણે કામ કરવાની હામ હતી, જેઓએ સ્તોત–યસ્નને

ઉભો કીધો, આ સ્તોત-યસ્નમાં ત્યારે અહુનવઇર્ય અને ફ્રવષીના મેલાપનું પરીણામ છે, જેથી તેમાં બેપણું અને ત્રગડી બેઉ આવ્યા. આ સ્તોત-યસ્નમાંથી તે ઇડાંમાંથી જગત થવાનું ચીથ થયું-મુળ બીયું થયું, જે ઉગ્યું-મોટું થયું, જેમાં એની ગતીઓ સામસામાંપણામાં તેમ સાથે-સાથના જોડાણમાં એટલે દોસ્તી અને દુશ્મનાઇ તરીકેની હતી, જેઓને રૂવાન અને બઓદ કહે છે. રૂવાનમાં દ્રવાઓ હતો માટે અજ્ઞાનતા હતી માટે દુશ્મની હતી. આવી જુફ્તની તેમ જુઝની દુઇમાં ત્રણ અબેદાદનો અંગીકાર યા તીરસ્કારના ગુણ હતા એટલે તે સાહેબને માલેક ગણવાનું યા તેને તરછોડવાનું જાહેર થયું, જેથી ત્યાં "અક" કેઓસ (Chaos)-અક્રષિમંત જગત-દુઇની સામસામી ગતીનું અહૂ તરફ તીરસ્કાર બતાવતું જગત-અહૂની મરજી વૃદ્ધિની છે તે વૃદ્ધિનું સામેનું જગત થઇ રહયું, તેવા તે જગતના રૂવાનમાં અજ્ઞાનતા હોવે તીરસ્કાર હતો, જેની સામે અષની ગતી-વ્યવસ્થાની ગતી-એની જુફ્તી-ખરી દોસ્તી અને તે સાહેબનો અંગીકાર કરનાર બઓદ હતી, જે બઓદ તે દ્રવાઓ સાથના ઉરવાનની સામે ટકી શકી નહિ. આ વખતની જગતને અક્રષિમંત જગત કહે છે એટલે વૃદ્ધિ નહિ કરે પણ ગેરબંદોબસ્તીના ખાડામાં સબડે તેવું જગત નામે અક્રતત કુષિ કહે છે. પછી જયારે મામલો હદબહારની ગેરબંદોબસ્તીએ પુગ્યો ત્યારે તે અનામાંથ્વાઓ અહૂએ પોતાના ખાદેમો અહુનવઇર્ય ફ્રવષીને-કે જેઓએ અહુનાજ હોકમ મુજબ તે ઇંડું સ્તોત-યસ્ન કાઢયું હતું કે જેમાથી આવું અક્રષિમંત જગત થઇ રહયું હતું તેઓને-ત્યાં તે જગતમાં વસાવવા ધાર્યાં કે જેથી તેઓની સત્ય-સંગ ત્યાં જમાવે, વૃદ્ધિ થતી આવે. તે અક્રષિમંત જગતની ઉપર માંથ્ર-સ્પેન્તના આશીરવાદ પાડયા, અહુનવઇર્ય અને ફ્રવષીએ તે માંથ્ર-સ્પેન્તના આશીરવાદોને તે જગતમાં વસાવ્યા અને જયાં જયાં રૂવાનના જે જે ભાગોમાં તે તે માંથ્ર-સ્પેન્તના આશીરવાદોનો સત્કાર થયો ત્યાં ત્યાં તેઓ ફ્રવષિ અને બગ અહુનવઇર્યબી રહયા-એટલે ત્યાં એની દોસ્તી જુફ્તી અને ત્રણનો અંગીકાર એટલે તે સાહેબના હોકમને માનવાની સદગતી આવી. આવી સદગતી પામેલી જગતમાંના રૂવાનનો દ્રવાઓબી રૂવાનરૂપ થયો. આવું રૂવાન તે બઓદ સાથે હમવજન થયું, હામ-વઝ થયું એટલે એક મિથ્રનું થયું જેને માંથ્ર-સ્પેન્તનું રૂવાન કહે છે. આવા રૂવાન બઓદ મળેલા માંથ્ર-સ્પેન્તના રૂવાનમાં ફ્રવષિ બગ અહુનવઇર્ય તેઓના કાલેબ તરીકે થયા. આ કાલેબમાં અહૂ આવી વસ્યા. આમ તે આશીશ એટલે માંથ્ર-સ્પેન્ત પામેલા માંથ્ર-સ્પેન્તના રૂવાનને પેલા ફ્રવષી અને અહુનવઇર્યનો સંબંધ કરાવી

એટલે તેઓને તેના કાલેબરૂપના કરી તે કાલેબમાં પોતે રહી તે માંથ્ર-સ્પેન્તના તે રૂવાનને અધીકાર આપ્યો એટલે અહુરા તરીકે નેમ્યા; જે જગત સુધરી નથી તેને સુધારનાર તરીકે સ્પેન્તી કરનાર તરીકે નેમ્યા, જેને રઓક્ષનો ફ્રાદેરેસ્રો કહે છે એમ તે રૂવાનને અહૂનું માંથ્ર-સ્પેન્તનું રૂવાન કહે છે, જેનું બ્યાન ફરવરદીન યશ્તમાં છે.

આવી સુધરેલી જગતના મધ્યમાં અહુરાના તે કાલેબમાં અહૂનો નાદ છે. આવી પરમ ગતી ત્યારે મહાજ્ઞાની અને અહૂ વસેલી છે, જેને અહુરા મજ્દા કહે છે, જેમાં ત્યારે બેની જુફ્તી દોસ્તીની સદગતી અને ત્રણની સદગતીનો ભલો અંગીકાર છે, જેમાંથી પછી નવની ગતી કમાલ્યતનાં ગતી નવ સરશોકો થયા, જેમાના રૂવાનને માંથ્ર-સ્પેન્તનું રૂવાન કહે છે. ત્યાં ત્યારે જગતને રચવાનો એટલે પોતે સુધર્યો છે તેમ બીજા નહિ સુધરેલાને સુધારવાનો મોકકો થયો-"બગોબખ્ત" થયો. પોતામાં જેમ બે અને ત્રણની સદગતીથી નવની કમાલ્યત આવી તેમ બીજામાં ઉભું કરવું તેનો મોકકો ઉભો થયો. ત્યારે અહિયાં અહુનવઇર્ય અસલ હોકમ પાછો જાહેર થયો અને પાછી બેની ગતી અને ત્રણની ગતી ઉપર કહ્યું છે તેમ જાહેર થઇ. તે માથ્ર-સ્પેન્તના રૂવાનમાં તે બે અને ત્રણની ગતી હતી, જેઓ તે માંથ્ર-સ્પેન્તના રૂવાનમાં અહુનવઇર્યને જાહેર કરવાથી જાહેર થઇ. બેની ગતીએ જાહેર કીધું કે દુશમનાઇને દોસ્તીમાં લાવવી છે-ત્રણની ગતીએ પછી જાહેર કીધુ કે યઓન=મીથ્ર, રશનુ=માંથ્ર અને આરમઇર્તી=યસ્નથી તે થશે. એમ ત્યારે અહુરાએ પોતે મીથ્રને યઓનની ગતીને પાછો ચલાવ્યો. એમ "મન્તા" યોજના-વ્યવસ્થા કરનાર થયા, અને તે પ્રમાણે રસ્તુથી માંથ્ર કાઢયા એડલે તેની રાદી ગોઠવણી કીધી-સાચ્ચો હમલો કાઢયો, અને તે પ્રમાણે આરમઇતીની ગતીનો હોકમ બજા લાવવાની યસ્ન થઇ. ત્યારે પહેલાં મીથ્રો કીધા, જેની જેટથી માંથ્રો થયા એટલે કામ આગળ ચાલ્યું, જેનો નતીજો યસ્નમાં આવ્યો. એટલે પછી હસ્તી થઇને તેમાંથી નીસ્તી થઇ રહી, જે હવે બેની સામસામી ગતીને ત્રણને જોરે સુધારવા પ્રયોગો કરી રહી છે.

## ક્રીયામાં મીથ્ર-માંથ્ર-યસ્નના ફેઝીઝ કયારે આવે.

આમ ત્યારે દરેકે દરેક વ્યવસ્થામાં મીથ્ર-માંથ્ર-યસ્નનો કરીકુલમ (તેબલપ્લાન) છે, કે જે સામસામી ગતીને દોસ્તીમાં લાવીને ભલો નતીજો લાવી શકે છે. ઝરથોસ્તી યસ્નમાં ત્યારે " મીથ્ર-માંથ્ર-યસ્ન " એમ ત્રણ પગથ્યાં છે. દરેક યસ્ન દુઇના સામસામાપણાંને-રૂવાન ઉપરના આઝાબને તોડતા થઇ છે તેમાં મીથ્ર-માંથ્ર-યસ્ન સાથે ગુંઠાયલા છે. દરેક યસ્નમાંના

આ ગુંથાયલા મીથ્ર-માંથ્ર-યસ્ન સાધારણ છુટાં છુટાં રૂવાનના વૃદ્ધિનાં કામ અર્થે ચાલી શકે છે. પણ જયારે મોટું સામાજીક કામ કરવું હોય,-એક ઉમ્મતને વધારીને તેઓની મારફતે જગત ઉપર વૃદ્ધિની અસર કરવી હોય,- ત્યારે તો ચોકકસ યસ્નોને 'મીથ્ર' તરીકેની લઇ, બીજી જાતની યસ્નને 'માંથ્ર' તરીકે લઇને પછી ત્રીજી વજેની જુદી જાતની યસ્નના પ્રયોગને "યસ્ન" તરીકે લે છે, જયારેજ તે મહાન ધારેલો પ્રયોગ અર્થ સુચક રીતે વ્યવસ્થા-વાલો થઇ રહે છે એટલે તેમાંની દુઇની સામસામી ગતી-વૃદ્ધિને તરફગે કરનાર ગતી તુટી જઇને જુક્તી દોસ્તીવાલી થઇ શકે છે.

## ક્રીયામાંનો મીથ્રનો ફેઝ.

અહિયાં દોખ્મું ઉભું કરવું છે, જેમાં ઉપર વાંચ્યું તેમ સામાજીક ગતીની વ્યવસ્થા અને તે મારફતે આખી જગત ઉપરની વ્યવસ્થા કરવાની છે, માટે અહિયાં ચોકકસ યસ્નો મીથ્રની-ચોકસ યસ્ન માંથ્ર તરીકેની અને ચોકકસ પ્રયોગ યસ્નના ખાસ રીતના થઇ રહે છે. ઉપર કહેલા બે યઓઝદાથ્રેગરોની મીનો નાવરના યઝશ્ને, તેઓનું હમકલામ થવું એટલે તેઓની ખુપ-અને તેઓથી જે બધી બાજો થઇ રહે છે તે બધું દોખ્માને લગતી ચાલતી યસ્નમાંના મિથ્રને લગતો ફેઝ થયો. મીથ્રમાં આવી મલવાનો યઓનનો એટલે મલી જઇને મેલાપ કરવાનો અહુરમજદની ગતીને બોલાવી આવી મલાને વસાવવાનો ભેદ છે. જેમ હસ્તીની આલમ મીથ્રની હકીકતી છે એટલે જેમ આપણા કર્મ અને બોલ આગલ મીથ્ર વિચાર ગુહ્ય અણદીઠ મુળરૂપનો અને ઘણો વિસ્તારવાલો બહોળો માપી નહિ શકાય તેવો છે, તેમ હસ્તીનું જગત નીસ્તીની આગલ ગુહ્ય અણદીઠ નહિ મપાય તેવું માટે મીથ્રનું છે, જયારે નીસ્તી માંથ્રરૂપની અને ગેતી યસ્ન જેવી છે. એમ હસ્તી મીથ્રની અને હકીકતી એટલે મુળ છે, જેમાંથી પછી નીસ્તી થઇને ગેતી થઇ રહે છે, જે ગેતી પછી આખરને વખતે નીસ્તીમાં મર્જ થઇને પછી હસ્તીમાં જશે-એમ હસ્તી એટલે મીથ્રની ગતી જેમ હકીકતરૂપ છે એટલે બતી બળે તેને ટકવો આપનાર તેલરૂપ છે તેમ આ બધી બાજો અને તે યઓઝદાથ્રેગરોની યઓઝદા અને ખુપની ગતી દોખ્માની વ્યવ-સ્થાના હકીકતી મુળ મીસાલની છે-પાયા મીસાલની, મુળ કારણરૂપ પાયો રાખનારી છે.

## ક્રીયામાંનો માંથ્રનો રેઝ: દાખમામાં ગેર જરતોશ્તી કાંય નહિ પડે તેની સમજ.

આમ કીધા પછી મિથ્રની આવી હકીકતી ગતીની ક્રીયાના પાયા ઉપર બીજી ક્રીયા થાય છે એટલે જે કંઇ વીગત થવાની છે તેની ગોઠવણી થાય છે. દોખમું થવાની તલેસમ ઉભી કરવાની વીગત છે જેમાં ગુજરેલાં બસ્તે-કુસ્તીઆંનોને ઠર પાડવાના છે અને જગતની ઝામમાં બંદોબસ્ત કરવાનો છે-એટલે બસ્તે-કુસ્તીઆંનોની મારફતે તે બધું થવાનું છે માટે બસ્તે-કુસ્તીઆંનોની મારફત ત્યાં આવે તેની ગોઠવણુ હવે થશે એટલે બસ્તે-કુસ્તીઆંનોના ઉસ્તાનો-માંથ્રો-અઇપિને ત્યાં વણી લેશે. એમ કરવાની શરૂઆત ત્યારે તે મુળ આથ્રવનોથી થાય છે જેનો છેડો ત્યાં રહેલી અનજુમનથી આવશે. હવે પેલા બે યઓઝદાથ્રેગરો ખુપના સાહેબો સરોશના અમલદારો અને સરોશની મારફતે કોઇબી યઝતને પુગી શકવાનું જોર રાખનારા સાહેબો પેવન્દ લે છે અને અનજુમન જો ત્યાં હાઝર હોય તો તે બે સાહેબોને દુરથી ઘેરતી ઉભી રહે છે. તે બેમાંનો એક જે પોતામાં ખીલવેલા આથ્રવનીના ૧૬ ગુણોની જોરની શકિત વધુ ધરાવતો હોય તેવણ તે બધી શકિતઓને જોરે ક્રીયાના મીથ્રમાં રહીને સરોશ બાજ ભણે છે-અષહે સુધી ભણીને અટકે છે. પોતે યઓઝદાથ્રેગર છે માટે આલાત છે-૩૩ આલાતોમાંનો એક છે જે ત્રીશ આલાનોના પાવ મહેલની અસર હેઠળ બધા બસ્તે-કુસ્તીઆંનોની અઇપિ બંધાયલી છે-તેવણ તે આલાતોમાંના એક હોવાથી તે બસ્તે-કુસ્તીઆંનોની કુદ્યાની અઇપિના જમીનદાર છે, માટે જરથોસ્તી આલમની માંનો ખેતી કરનારા અંગોમાંના એક છે, માટે ઝરથોસ્તી અનજુમનના કુલ ઉસ્તાનો-મીથ્ર-અઇપિના અમાનતદાર છે, માટે પોતે પોતાના ઉસ્તાન-મીથ્ર અને અઇપિમાંના ખોરેહ મારફતે પોતાના અમલને જોરે જરથોસ્તી આલમના ઉસ્તાનો-મીથ્ર-અઇપિનો સીલસીલો હવે તે મીથ્રની ગતીની ક્રીયાથી થએલા પાયા ઉપર ગોઠવવાનું શરૂ કરે છે. પહેલાં હવે એક યથા ભણવાનું શરૂ કરે છે અને બ્યઓથનનાંમ શબ્દ આગળ આવતાં જરા થોભી જઇ તે શબ્દને નવ વખત પઢતાં જઇને હાથમાંની કોદાળીથી જમીનને નવ વખત ખોદે છે પછી યથા પુરો કરે છે. એમ જરથોસ્તી આલમના સુક્ષ્મ દમોને પોતા મારફતે તે જમીનનાં થએલા બધી બાજોના પાયા ઉપર જોડે છે એમ પુર્ણ રીતે બજા લાવવા પછી ૨૧ યથા પઢે છે. એમ ૨૧ યથા પઢતાં જેટલી જમીન ખોદાય તેટલી ખોદી રહે છે, પછી અટકે છે. એમ તેવણ જરથોસ્તી આલમના મીથ્ર-ઉસ્તાનોનો સંબંધ ત્યાં જોડે છે-એટલે

ત્યાંની આરમઇતીને તે બધી અંનજુમનની સહગતી પ્રસંગોપાત રીતે કરવાની ભલામણ કરી રહે છે, જે કબુલાય છે એટલે પછી તેવણુ બે યથા યરનેમ્ચ ભણીને બાજ પુરી કરે છે અને પછી પેલા હમદીનો જેઓ પેલા ૨૧ યથા ભણતા યઓઝદાથ્રેગરો સાથે પોતેબી ૨૧ યથા પઢતા હતા તેઓ એક પછી એક બધા આવીને તે કોદાળીથી જમીનને થોડી થોડી ખોદી રહે છે. એમ ત્યારે માંથ્રની ગતીની યસ્ન થઇ રહે છે એટલે કુલ બસ્તે-કુસ્તીઆનોની મારફત ત્યાં જોડાઇ રહે છે.

**હવે ત્યારે કોઇબી જોઇ શકશે કે આવા દોખ્મામાં સીર્ફ બસ્તે-કુશ્તીઆંનોજ પડી શકે. બીજી જીરમનો ગમે તેવો પાક મર્દ પણ ત્યાં આવી શકે નહિ, તેનાં ઉશ્તાનનો સીલસીલો-તેના માંથ્રોનો સીલસીલો-તેની અઇપિનો સીલસીલો ત્યાં નથી કે જે તેને ખેંચીને પાર પાડે. આમ છે માટે જરથોશ્તી સીવા-યનાં બીજા કોઇનેબી ત્યાં મરણ પછી મુકી શકાય નહિ. પણ જો બાપદાદે જરથોશ્તી હોય અને જમાનાના જુલ્મને જોરે દીન બદલીને પારકી દીનમાં ગયો હોય, તો જો કે તેનું શરીર રીમન થયું હતું છતાં તેનું રૂવાન તો બરજીસી વર્ણનુંજ છે, માટે તેવા શખ્સને જો તેની છેલ્લી મરજી હોય તો ત્યાંનાં ચોતરાની ઉપર મુકી શકાય.**

## દોખ્માની જમીનને રોશન કરવા માટેની ક્રીયામાંનો યસ્નનો ભેદ.

આમ ત્યારે દોખ્માની તલેસમનો પાયો ઉભો કરી તે તલેસમની મુળ હકીકતી ગતી ઉભી કરી તેની ઉપર જે અમલો થવાનો છે તેનો બધો સામાન તૈયાર કરીને તે સામાન જયાં જોઇયે ત્યાં ગોઠવી શકાયો છે. હવે તેઓને એક અમલા રૂપમાં ચણીને ઉભા કરવાની તૈયારી થાય છે એટલે ક્રીયામાંની યસ્નની ગતીનો અમલો ઉભો કરવાનો પ્રયોગ શરૂ થાય છે. આ તદબીરને માટે હવે ૧૦૧ તારવાલું વણેલું સુતર અને ચાર મણના વજનના ૩૦૧ લોખંડના ખીલાને તૈયાર કરે છે, પહેલે રૂને પેદા કરે છે.

## રૂ અને દોરાનું થવું તેને માટે જોઇતી નબાતાત વિષેની ચોકસ હકીકત.

આપણી આ દુન્યામાં સામસામાપણું ખુબ જોરથી કામ કરી રહયું છે. જે ઠેકાણે સ્પેનામીનની ગતી હોય ત્યાં તુરતજ સામે ઘનામીન આવીને ઉભો રહેલોજ છે. ગેતીમાં ઝાડપાન અતી અમુલ્ય છે. તેઓ

અનેક રીતે કુદરતને મદદ કરી રહે છે. સ્થુલ તેમ સુક્ષ્મ બેઉ રીતે તેઓ જગતનાં તારણમાં આજે અમુલ્ય ભાવ ભજવે છે. આ ઝાડપાનને જમીનનો રસકસ ટેકવે છે. રસકસ માટે જમીનમાં ધાતુની જરૂર પડે છે. ત્યારે ધાતુ અને જમીનનો રસકસ તેનાં કુવ્વતો નબાતાતી (વનસ્પતી) વર્ગને મદદ કરે છે અને ગોસ્પંદો જમીન ઉપર મળમુત્ર કરીને જમીનમાંના રસકસને અને કુવ્વતોને અમાનત અપાવનાર જે કશ છે તેને ટેકવી રહે છે અને તે કશને તોડવા તુરે ફ્રંગરસ જે અરવાહિના લશકર સાથે આવી રહે છે તેની ગતીને છીન્ન ભીન્ન કરી નાંખે છે. એમ ગોસ્પંદોના મળ મુત્રની હરારતો તે ખરફસ્ત્રોનાં જોરને તોડી જમીનના કશની હેફાઝત કરે છે, જેથી જમીનમાંની આરમઇતી કામને પુશ્તી મલે છે, જેથી જમીનમાં શાદી પંથરાય છે. આનો ભેદ વંદીદાદમાં અપાયો છે.

આમ ત્યારે વનસ્પતી વર્ગના ટેકાવ સારૂ સ્પેનામીનની " ગાંમ " એટલે ગોસ્પંદી જગત કામ કરી રહે છે જેની સામે ધના પોતાનું પુર્ણ બળ અજમાવી રહે છે. તુરે ફ્રંગરસનો શકિત સેફલી અરવાહીઓની મદદ લઇને જયારથી દુજો-દેમાન થઇ ત્યારથી ગેતીમાં પેઢી પડી છે. તે કેમ પેઢી પડી તે જોવાનો આ મોકો નથી તુરે-ફ્રંગરસને ઝામમાં કે હવામાં ઠરવાનું ઠેકાણું મલે નહિ એમ અશો જરથુસ્ત્રે હિકમત કીધી છે જે ચાલુજ છે. **નાઇસીમી દએવો**-(દએવો તમો તુટતાજ રહો) તેની ચાલતી તલેસમાતીક અફદીઓથી તેઓનો ઠર થતો નથી, પણ તેઓ નબાતાતમાં પંથરાઇને રહી શકી છે. નબાતાતમાંબી જરથુસ્ત્રે તેઓને સાલ કીધી હતી, પણ ઇનસાનોની બદ મનશનીથી અને કાયદા વિરૂધની ખેતીથી તેઓનું જોમ વનસ્પતી વર્ગમાંથી તુટી શકતું નથી. વનસ્પતી વર્ગના કેહર્પના ચખ્રોના ચોકસ ચખ્રમાં તેઓનું રહેઠાણ છે, જયારે બીજાં ચોકસ ચખ્રોમાં રવાના સ્વાના સ્તોતો-બર-વકતની ગતીના સ્તોતો-ઉરવરના આશીરવાદોની ગતી રહી છે. દરેક જાતની નબાતાતમાં ઉરવરના આશીરવાદો રહેતા નથી પણ ૧/૬ કરતાંબી કમ નબાતાતમાં તે ઉરવરની ગતી અને બર-વકતના સ્તોતો-હિંગામોના બરકતના આશીશો એટલે **ઉપયન**નો સીલસીલો=ઉપરથી નીચે પડીને પંથરાઇ રહેતા આશીશોનો સીલસીલો રહયો છે, જયારે નબાતાતના બીજા બધા ભાગમાં વોહુનની પ્રબળના અરવાહીના મીશ્રવાલી થઇ રહે છે, જેમાં સીર્ફ રવીના સ્તોતો ચોકસ ચખ્રોમાં જામેલા રહે છે. આવો મામલો હોવાને લીધે આજે વનસ્પતી આહારથી અરવાહીઓની વારનાનો આહારબી થઇ રહે છે અને તે આહારથી ગોસ્પંદી ગતી ખીલી શકતી નથી અને ખરફસ્ત્રી મીજાઝ કાબુમાં

આવી શકતો નથી અને એમ અસલ ગરોદેમાનની નબાતાત કે જે ઇનસાનના ખોરાક તરીકે થવા સરજાયલી તેની નેમ બર આવતી નથી.

પણુ જો જમીનને જેમ જરથોસ્તી શાહેનશાહતોના પુર્ણ ક્ષથ્રને વખતે થતું હતું તેમ મોબેદ વાસ્ત્રીઓશો ખેડે તો પછી તે ખેડવાની તરીકતથી ત્યાં ઉગતી નબાતાતમાં તુરે–ફ્રંગરસ અને તેની અરવાહીના મીથ્રો સંકોચાઇ શકે છે, જે ખોરાક તરીકતની સામગ્રીને પુર્ણ શણગાર આપી શકે છે, પણ તે વગરની સામગ્રી અધુરી તરીકતનો દેખાવ આપે છે. જેમ જવાનીની ભુખને રાદી રીતે સંસારના વહેવારથી મટાડે છે અને બુનક–પાસબાની કરી રહે છે, તેમ આવી તરીકત પ્રમાણેની નબાતાતથી શારીરિક ભુખ મટે છે અને રોશન ફેલ કરવાનું મન એક જુદું બોલનારમાંથી ઉભું કરી આપે છે. જેમ જુવાનીની ભુખને વ્યભીચારથી તુપ્ત કરવે બુનક–પાસબાની થતી નથી અને બુનમાંથી જરથોશ્તી ગતી નીકલતી જાય છે, તેમ શારીરિક ભુખને આવા તરીકત વગરના નબાતાતી કે બીજા માંસના ખોરાકથી મટાડવે વ્યભીચારી મીથ્રો ઉપર કાબુ રહી શકતો નથી અને જરથોશ્તીપણું છીન્ન ભીન્ન થઇ જાય છે, તરીકત અધુરી પડી જાય છે અને કુસંપ વધી જાય છે–અદબનું ભંગાણ થાય છે–જરથોસ્તીપણું રહેતું નથી–દુરવંદી વાસ્ના વધી જાય છે અને અદેખાઇનો દેવ પુર્ણ બહારમાં જામે છે અને સત્તાનો બુરો ઉપયોગ થવાની લાલચ થાય છે.

દોખ્માનો તાણો પુરવાની કીવામાં જે સુતર અસલ વપરાતું હતું તેમાં મુબેદ વાસ્ત્રીઓશોથી તરીકત પ્રમાણેની ખેતી કીધેલો રૂ લેવાતો હતો અને તેમાં અરવાહીઓની વાસ્ના બીલકુલ રહેવા પામતી હતી નહિ. પણુ તે આગલો જરથોશ્તી દોર રહયો નથી માટે આજની વાવણીનો રૂ લેવામાં આવે છે. આવા રૂને લઇને સુરજના તાપમાં થોડુકને માટે મુકી રાખીને પછી તે રૂને ઉપર કહયું છે તેમ પાવીમાં મેલે. ત્યાં વખતોવખત માંથ્રો પઢે. આવા રૂને અશોઇએ–આશ્કારીને કાયદે લઇને તેમાંથી સુતર કાઢીને તેનો ૧૦૧ તાર કરીને તારોપુદ કરે છે અને પછી તેને સરોશની બાજથી ઇજે છે, ત્યારે તે માંહેલી સેફ્લી ગતીનું જોર ઘણું દપત પડી જાય છે પણુ અસલ તરીકતને જોરે ઉગેલા રૂની બરાબરી કરી શકે નહિ.

ત્યારે પહેલે આથ્રવનીનાં કામમાં પાહવરડાં થયલા તેવું કામ દરરોજ કરનાર બાનુ પોતે નાહન લઇ સરોશ બાજ ભણીને પછી અષેમ યથા ભણયાં કરીને પેલો રૂ કે જેને એક કશ કરીને પાવીમાં ત્રણએક દીવસ

મુકી રાખેલો છે તેને લઇને તેમાંથી સુતર કાઢે છે. એવા જોઇતા લાંબા ૧૦૧ તારો કાઢીને પછી ૧૦૧ નામો ભણતાં ભણતાં તે દરેક તારોને છુટા છુટા વળ દે છે. પછી તે ૧૦૧ તારોને સાથે વળ દેવાનાં છે. આ વખતે વળ આપવાનું બખ્તાવર ઇસમ "યા હુદહુમેહુ"ને પઢયા કરે છે. આમ જેને તાણો કહે છે તે તૈયાર થઇ રહે છે. પછી જયારે કામ પડશે ત્યારે તે તાણાને કુવાના પાણીથી ધોઇને તેને કાયદાસરની લંગડીમાં મુકીને તેની ઉપર સરોશની બાજ ઇજે છે. એમ તેને અલાહેદો મુકી રાખે છે.

## તાણો પુરવા માટે જોઇતા ખીલાઓની સમજ.

પછી ૩૦૧ લોખંડના ખીલાઓ અમુક વજનના તૈયાર કરે છે. લોખંડના આ ખીલાઓની સાઝ્સ્નેબો ચોકસ કાયદેસરની હતી પણ તે જમાનો વહી ગયો છે માટે તેવી રીત આજના જુદા જમાનામાં ચાલે નહિ.

૧. એક ખીલો મોટાં માથાંનો એક મણનો બનાવે છે, જે દોખ્માના ભંડારની વચમાં ઠોકાશે, જે તલેસમના અમલાને ટેકવીને અદ્રષ્ય રોશન ગતીઓની સાથે પેવન્દ રાખી શકે છે. ચીનવત-સ્તર્દ પાયા સાથના રથવ્ય ચક્રને ટેકવશે.

૨. ચાર ખુણા માટે ૦।-૦। મણના ચાર ખીલાઓ બનાવે છે, જે દરેકમાં ત્રણ ત્રણ નાંકાઓ કરે છે, જે દોખ્માની દીવાલ આગળની થયલી તલેસમાતીક ગતીને ટેકવશે.

૩. ૩૬ ખીલાઓ એક મણના: દરેક ખીલો સામાન્ય વજન ૧$\frac{1}{૪}$ શેરનો બનાવે છે જે બધી પાવીઓની દશાને માટે ઠોકાશે જે પાવીમાંના શબોને રીમની નહિ પહોંચે તેને માટે ઉસ્તવાર રહેલી તે તલેસમને માટે કામ કરી રહેશે એટલે પાવીમાંના શબોને રીમની નહિ પુગે તેની તકેદારીમાં પોતાનો ફાળો આપશે.

૪. ચાર અનાસરો* રહે છે. દરેક અનાસરના ૬૪ મરતબા હોઇ બધું મલીને ૬૪×૪=૨૫૬ જાતની અનાસરી ગતી હોય છે. આવા અનાસરી શરીરોની સદગતી થવા માટે તેઓને એટલે શરીરના આવી ગતીઓના અનાસરોને જમીનમાંના રસકસથી ઉગાડવા માટેના ચાર કુવ્વતોથી પોખીને ગાહામ્બારના છ તબક્કા ઉપરથી લઇ જવામાં આવે છે, એટલે જેમ ઝમીનના કુવતોથી ઝાડ ઉગીને ફળ આપે છે તેવા તેઓને સદ ગતીમાં ઉગાડીને ભલા ફળવાલાં નુરી ગતીનાં બનાવી રહે છે, કે જયારે

* અનાસરની સમજ માટે જુઓ પાવીકત માટે પુછાયલા સવાલોમાંનો સવાલ ચોથો પાને ૨૩૫ ફ્રશો-ગર્દ સીલવર જુબીલી વોલ્યુમ.

તેઓ હમસ્પથમએદેમ ગાહામ્બારની ગતીએ એટલે હસ્તીમાં પુગી શકાય તેવી ગતીના થઇ રહેશે.

શ્વાષના આખા ચકરાવાના ત્રણ ભાગમાંના બીજા ભાગમાં એટલે મરણ પછીના ભાગમાં દહમ યઝત તે બધાં અનાસરોની ઉપર કહી તેવી હાલતે પુગવાની વ્યવસ્થા વિષેશ કરી શકે છે, માટે ગુજરયાં પછી તે બધાં અનાસરોને જલદીથી દહમના પ્રલાકામાં આપવા જોઇએ તે બધા અનાસરોની ઝરવાનને રવીના સ્વા સમેતીને ઉપર દહમ યજત તરફ ઉડારે છે. **આવા સમેતી ઉપર ઉડારવાનાં કામમાં દોખ્માની તલેસમ રવીના સ્વાને મદદ કરે છે.** દોખ્માની તલેસમને આવું કામ કરવા માટેની લાયકાતની સવળતા આપવા ૨૫૬ ખીલાઓ (દરેક નવટાંકનો) અને બીજા ચાર ખીલા (દરેક બબે શેરના) યોજાયા છે, જેઓને ઉભા કરીને એમ એક મણનું વજન ઉભુ કરી તેઓને ચાર ખુનાની દોખ્માના ગટરોની આસપાસ થોકશે કે જ્યાં આગળ તાણાનું સુતર પુરવાથી દોખ્માની તે તલેસમને પોતાનું ઉપર કહેલું કામ કરવા માટે એક જબર ગતી પુરી પાડવામાં આવશે કે જેથી ઉપલું દહમ યજતને મદદ કરવાનું, દહમના હમકાર તરીકે થવાનું કામ થઇ રહેશે. આવી રીતની મતલબ સારવા ત્યારે ૩૦૧ લોખંડના ખીલાઓ ચાર મણના વજનના તૈયાર કરે છે અને તેઓને ચોખ્ખાં પાણીથી ધોઇને સરોશની બાજથી યઝે છે અને અલાહેદા મુકે છે. આવી રીતે હવે છેલ્લે ક્રીયાને લગતી યસ્નની ગતીનો અમલો પેલી ઉપર કહેલી મીથ્ર અને માંથ્રની ગતીઓનાં ક્રીયાઓથી થએલા મુળ ઉપર ચઢાવવા ૧૦૧ તારવાલુ સાથે વણેલું સુતરનો તાણો અને ચાર મણના ૩૦૧ લોખંડના ખીલા તૈયાર કરી રાખે છે. તે ખીલાઓ ચાર મણના લેવામાં આવે છે. વધુ ઓછા મણના લેતા નથી અને તેઓની સાઇઝ તેવી અમુક રીતની ચહડ ઉતરની કરવામાં આવે છે તેમાં હકીકતી અર્થ પડેલો છે. ચારનો આંકડો ચાર અનાસરોનો ભેદ જણાવે છે. ચાર અનાસરનું આપણું શરીર છે તેમ આ જડ ગેતીબી થયલી છે જેની સમજ પાવીકત માટે પુછાયલા સવાલ નં. (૪) ના જવાબમાં પાને ૨૩૬, ફ્રશો-ગર્દ સીલ્વર જુબીલી મેમોરીઅલ વોલ્યુમમાં આપી છે. એક મણના વજનના ખીલાઓ એવી ખાસ્તર અને મગનાટીસ રાખે છે કે જેઓનો દોર દોખ્માની અંદરની તલેસમ સાથે રથબ્ય ચક્ર કરી રહે છે એટલે તે તલેસમને અનુકુળ આવે એવો અમલો ઉઠાવી શકે છે ત્યાં ઉભી થતી તલેસમાતીક શક્તિના કેહપોને અને તેના ત્રણ મુળ કષોને કાર્યસાધક રીતે ઉભા કરવામાં તેઓ અનુકુળ થઇ પડે તેવે કારણે ખીલાઓ તે વજનના અને ચહડ ઉતર માપના યોજાયલા છે. વધુ સમજ નીચે આપી છે.

## દોખ્માની અંદરની રચના: તેની જમીન અને બાંધણી માટે કીધેલા ઉપરના વીવેચનનો ટુંક ઇન્તેખાબ.

અત્યાર લગીમાં આપણે દોખ્મુ અને તેને ઉભુ કરવા માટેની જમીન અને તેમાં આવવો જોઇતો પઇત્યાપનો ભેદ એટલે પાત્રમહેલ થવા માટેની આવવી જોઇતી લાયકાત એટલે તે જમીનની બુલંદ ગતી થવાનો ખ્યાલ અને તેમ થવા માટેનાં ત્રણ પગથીઆંની કંઇક સમજ લીધી. દોખ્માનાં બાંધકામની ટુંક સમજ નીચે આપી છે અને તે માટેનો નકસ સાથેજ આપેલો છે કે જે નકસાની ઉપરથી દોખ્માનાં બાંધકામની સરળ સમજ પડશે. દોખ્માની બાંધણી રચના રમણ્ય છે. વચ્ચો વચમાં એક ઉંડા કુવા જેવો ખાડો રહે છે જેને ભંડારને નામે ઓળખે છે. આ ભંડાર છથી નવ ફીટ ઉંડો રહે છે અને તેનો ઘેરાવો કોમી વસ્તીનાં પ્રમાણુ પ્રમાણુમાં મુકરર કીધેલી પાવીઓની સંખ્યાના હીસાબ મુજબ દોરાય છે. ભંડારનો ઘકરાવો ગમે તેવો મોટો હોય પણુ તેનું ઉંડાણુ તો ઉપર કહયું છે તેટલુંજ છથી નવ ફીટનું રહે. સુરજનાં કીરણો તે ભંડારમાં પુગી શકે એમ થવું જોઇએ માટે વધુ ઉંડાણુમાં તે ભંડારને રાખવામાં આવતો નથી. દોખ્માની ફરતી દીવાલ જમીનની સપાટીથી બારથી પંદર ફીટ ઉંચી બાંધવામાં આવે છે કે જેથી દોખ્માની અંદરનું કોઇની નજરે પડે નહિ, દોખ્માની આ ફરતી દીવાલ અને ઉપર કહેલા ભંડારની વચ્ચેની જગ્યામાં ત્રણુ કુંડાળા રહે છે. દરેક કુંડાળામાં પાવીઓ કીધેલી હોય છે. આ બધી બાંધેલી પાવીઓનું ઢલાણુ ભંડાર તરફ રહે એમ કરે છે. દરેક કુંડાળાની પાવીઓ કશથી છુટી છુટી રહે છે. દરેક પાવીની સાથે નીકોરીઓ—નીકો બાંધવામાં આવે છે કે જેથી દરેક પાવીમાં મુકેલી લાસમાંથી વહેતી પ્રવાહી ચીજો તે નીકોરીમાંથી ભંડારમાં જાય અને ફેલાઇને બીજી પાવીઓમાં જાય નહિ—નહિ તો તે બીજી પાવીઓ અવાવ થયલી કહેવાય. આ બધી પાવીઓને પુગી શકાય એમ તરતીબ કીધેલી હોય છે એટલે પાવીઓ તરફ જવા માટે ગોળ ફરતી પગથીઓ કીધેલી હોય છે. તે ત્રણુ કુંડાળાઓની અંદરની પાવીઓને પુગવા માટે ચાર કુંડાળાઓમાં પગથી બનાવેલી રહે છે કે જે પગથીઓ ઉપરથી નસેસાલારો પસાર થઇ બીજી આજુ બાજુની કોઇપણુ પાવીમાં પગલું મુકયા વગર શબને તેને માટેની પાવીમાં મુકી શકે. પાવીઓના ત્રણુ કુંડાળાંમાંનું જે કુંડાળુ ભંડાર તરફથી મળે છે તેમાંની પાવીઓમાં પંદર વર્ષ લગીના છોકરાઓનાં શબને મુકે છે. પછીનું કુંડાળુ સ્ત્રીઓ માટે અને ત્યાર પછીનું કુંડાળુ મર્દો માટે રહે છે. નસેસાલારો માટેની પગથીઓનું પહેલું કુંડાળુ દોખ્માની ફરતી દીવાલ અને

મરદોની પાવીઓના કુંડાળાની વચમાં રહે છે. તે નસેસાલારો માટેની પગથીઓનું બીજું કુંડાળુ મરદો માટેની અને સ્ત્રીઓ માટેની પાવીઓના કુંડાળાઓની વચમાં રહે છે. નસેસાલારો માટે જોઇતી પગથીઓનું ત્રીજું કુંડાળુ સ્ત્રીઓ અને છોકરાઓની પાવીઓના કુંડાળાઓની વચમાં રહે છે, નસેસાલારો માટે જોઇતું પગથીઓનું છેલ્લું ચોઠું કુંડાળુ છોકરાઓની પાવીઓના કુંડાળા અને ભંડારની વચમાં આવે છે.

નસેસાલારો માટેની આવી ઉપર કહેલી પગથીઓ ઉપરાંત એક બીજી ચાર ફીટ પહોળી પગથી દોખ્માના દરવાજાથી તે ભંડાર લગી સીધ્ધી લાઇનમાં રહે છે કે જેમાંથી ઉપર કહેલા નસેસાલાર માટેની પગથીના ચાર કુંડાળાઓમાંના કોઇબી કુંડાળામાં જઇ શકાય તેમજ વળી જરૂર પડવે ભંડારમાંથી ઉતરી શકાય. દોખ્મામાં દાખલ થવાનો દરવાજો પુર્વ દીશા તરફ ઉઘડે એવી રીતે રાખવામાં આવે છે. દોખ્માના કમપાઉન્ડમાં એક સગડી રહે છે, એક મકાન રહે છે, જેમાં આતશે-દાદગાહ તખ્તનશીન થયલા રહે છે, જેવણ રાનોદીન સચેત સળગેલી હાલતમાં બેદાર રહે છે. આવાં મકાનમાં ઘી-કોપરેલનો દીવો રાખવામાં આવે છે. આ ઘી કે કોપરેલના દીવાલની રજાળ-બત્તીનો ઉજાશ ઉપર કહેલા દોખ્માની દીવાલ ઉપર કોતરેલાં બાકોરાંમાં રાત્રીને વખતે જવો જોઇએ. માટે ઉપર કહેલી દખ્માની ઉંચી દીવાલમાં દસથી બાર ફીટની ઉંચાઇએ ચારથી છ ઇંચ જેટલું બાકોરૂં પાડવામાં આવે છે. આ બાકોરૂં એવી તરતીબથી પાડે છે કે જેથી સગડીમાંની ઘી કોપરેલની બત્તીની રેજાળ તેમાં રાત્રી વખતે પડે. રાત્રી વખતની આવી બત્તીની રેજાળ તે બાકોરાં મારફતે અંદર પડે તેની ખાસ દરકાર લેવાય છે, કેમકે રાત્રીની વખતે રવીના સ્વા સીધ્ધા નહિ પડવાને લીધે જગત ઉપર ગાશેક-અસરે તારીકીનું ભારે જોમ પંથરાઇ રહે છે. દીવસમાં રવીના સીદ્ધા સ્વાઓને લીધે તેમ થઇ શકતું નથી. દોખ્મામાં આપણે જોયું કે એક તલેસમ રહેલી છે, જે રવીના સ્વાઓનો હમકાર છે અને વયુવેહ અને જમીનમાંની ગીનો શકિતઓ અને જમીનમાંના કુવ્વતોની સાથે રહીને પોતાનું કામ કરી રહે છે. પણ રાત્રીએ રવીના સીદ્ધા સ્વા રહેતા નથી માટે તે તલેસમનો મોટો હમકાર રહેતો નથી અને તેથી તે તલેસમને વયુવેહ અને જમીનમાંના કુવ્વતો અને જમીનમાંની શકિતઓની સાથે જબરૂં બેદાર પેવંદ રહેતું નથી. આવે વખતે રાત્રીના વખતની ગાશેક તે તલેસમ ઉપર ભારરૂપની થાય છે ... જો ઉપર કહેલી બત્તીની રેજાળ હોય તો તે રેજાળ રવીના

સ્વાની જગા લઇને ગાશેકના આજામમાંથી તે તલેસમને રહાઇ આપે. જાણવું કે ઘીની કે રોઘાનની તે બત્તી હોવી જોઇએ. આ બત્તીની રેજા-ળમાં આતરે-દાદગાહના આતશનો પરતવ રહે છે, જે રેજાળ ત્યારે સાધા-રણ તેવી ઘી કે કોપરેલની બત્તી કરતાં ઘણોજ મુકકવી રહે છે અને ખુરના સ્વાના સેપાહ તરીકે થવા લાયક હોય છે. તીરે ગોહર જે ગાશેક તરીકે ત્યાં પંથરાય છે તેનું જોમ નરમ કરવાને માટે તે રેજાળને હરહમેશ સગડીમાંના રોશન રહેલા આતરે-દાદગાહની મદદ મળે છે. આ આતરે-દાદગાહની ઉપર બોય દેવાય છે જેથી તેવણ ઘણા સચેત રહે છે.

**હવે દોખ્માની જમીનને 'પઈત્યાપ'ની કરવાની તદબીરનાં ત્રણ પગથીઆં ઉપર પાને ૧૧૩ થી આગળ આપેલાં છે તેનું પૃથકરણ:**

જમીનને પઇત્યાપની કરવા એટલે ત્યાં થવાની તલેસમ ટકી શકે તેવી કરવા, તે જમીનમાં રોશન ગતી જમા-વવાનાં ત્રણ પગથીઆં




ત્રીજા પગથીઆમાં આવતી વીગતોના પ્રથકરણ માટે જુઓ પાને ૧૪૩.

## જમીનને પઇત્યાપની થવા માટેનાં ત્રીજાં પગથીઆં માટે થવી જોઇતી ક્રીયાઓ, તે માટેનું પૃથકરણ.

- (૧) ક્રીયાના ત્રણ ફેઝીઝ
  - મિશ્ર
  - માંશ્ર
  - યસ્ન
  - (સમજ માટે જુઓ પાને ૧૩૦-૧૩૩)
- (૨) ક્રીયા કરનાર યઓઝદાથ્રેગર
  - તેનો દરજ્જો. (સમજ માટે જુઓ પાને ૧૨૦)
  - નાહત. (સમજ માટે જુઓ પાને ૧૨૦).
  - તેની ખુપનો ભેદ.
    - મીનો નેહવરની યજશ્ને અને હમકલામ થવાનો ભેદ (સમજ માટે જુઓ પાને ૧૨૨)
- (૩) ક્રીયામાંના મિશ્ર-માંશ્ર-યસ્નના ફેઝીઝ કયારે અમલમાં મુકાય (જુઓ પાને ૧૩૨)
- (૪) ક્રીયામાંના મિશ્રના ફેઝ (જુઓ પાને ૧૧૩) તેમાં આવતી બાજે
  - બાજનો અર્થ. (જુઓ પાને ૧૧૭)
  - કોણ કોણની બાજે.
    - (જુઓ પાને ૧૨૪-૧૩૦)
  - તે દરેકની ઉપયોગીતા જમીનને રોશન કરવામાં (જુઓ પાને ૧૨૪-૧૩૦)
- (૫) ક્રીયામાંના માંશ્રનો ફેઝ: તેમાં આવતી દસ્તુરી અને કોદાળી મારવાનો ભેદ, તેની અગત્યતા વીગેરેની સમજ. (જુઓ પાને ૧૩૪-૧૩૫)
- (૬) ક્રીયા માંની યસ્નનો ફેઝ (પાને ૧૩૫)
  - ૨માંથી ૧૦૧ તારોનું થવું; તેમાંથી થતો તાણા માટેનો દોરો તેની સમજ (જુઓ પાને ૧૩૬-૧૩૭)
  - જીલાઓ: તેઓની અગત્યતા વિગેરેની સમજ (જુઓ પાને ૧૩૮)

## દોખ્માનો તાણો પુરવા માટેની ઉપર સમજાવેલી મીથ્ર-માંથ્રયસ્નના ભેદની ક્રીયાઓની શરૂઆત અને છેડો તેઓનો અનુક્રમ; જેને તાણો પુરવાની ક્રીયા કહે છે તેના સીલસીલાના થવાની વીગત.

ઉપર આપણે દોખ્મા માટેની જમીનને રોશન કરવાની વીગત જોઇ ગયા. તેમ કરવા માટેના ત્રણ પગથીઆંમાંનાં બે પગથીઆં તો અત્યાર અગાઉના થઇ ગયાં છે. હવે ત્રીજું ક્રીયા કરવાનું પગથીયું શરૂ થાય છે. પહેલા દોખ્માની દીવાલના ઘેરાવાને, તેમ વચમાંના ભંડારના ઘેરાવાને તેમ પાવીઓ માટેના ત્રણ કુંડાળાઓને હિસાબી ગણત્રીથી દોરી કાઢે છે. જે દહાડે તાણો પુરવાની ક્રીયા થવાની હોય તે દહાડે આ જમીનને ત્રણ વખત નીરંગથી પાવ કરે છે અને પછી અભડાત વગરનાં કુવાનાં નેઝાદી પાણીથી ત્રણ વખત પાવ કરે છે. વળી તેટલી જમીનને ઘેરી લે છે કે જેથી તેની ઉપર જુદદીનોની નજર પડે નહિ. જુદદીનની નજરના ભેદ માટે જુઓ પાવિકત માટે પુછાયલા સવાલ નં. (૫)નો જવાબ પાને ૨૨૯ ક્રેશો-ગર્દ સીલ્વર જુબાલી મેમોરીયલ વોલ્યુમ. જો કોઇ રૂવાનની નઇઅતે તે દોખ્મુ તઇયાર થતું હોય તો તે રૂવાનની ગેતી ખરીદની ક્રીયા અગાઉથી કરી લે છે. જે દહાડે તાણો પુરવાનો હોય તેની એક દીવસ અગાઉથી મોટી મીનો નાવરની ખુબ આમન સામન લઇને બે યઓઝદાથ્રેગરો તઇયાર રહે છે. એવી રીતે તઇયાર થયલા બે યઓઝદાથ્રેગરો, એટલે મીનો નેહવરની મોટી ખુપ કરીને પોતાના રૂવાનોને પોતામાં જાગૃત કરીને રોશન રાદી મિથ્રોમાં લીન્ન થઇ રહેલા અને કુદરતના ભેદોથી આગાહ થઇ રહીને ખાકસાર મતીના થઇ રહેલા તે મુવેદ સાહેબો હાવન ગેહમાં ઉપર કહેલી તાણો પુરવા માટે યોજાયલી જમીન ઉપર આવીને ક્રીયાઓ શરૂ કરે છે. પહેલાં પાવિ કરીને પાંચ તાએની ખુપ લે છે. પછી ઉપર કહેલી બધી બાજો દ્રજવાની શરૂ કરે છે પછી તેઓ જશન કરવાનું શરૂ કરે છે. જેટલી બાજ ઇજી હોય તેટલા કરદાઓનું આફ્રિનગાન કરે છે. એમ ક્રીયામાંના મિથ્રને લગતો ભાગ પુરો કરી રહે છે. હવે તેઓ માંથ્રને લગતો ક્રીયાનો ભાગ શરૂ કરવાની તઇયારી કરે છે. તેઓ કાયદેસરનાં વસ્ત્રો જામો પિછોડી વાગેરે પહેરે છે. તે બે યઓઝદાથ્રેગરો પછી કુશ્તી કરી રહીને પેવંદ લે છે. તે બેઉમાંના વડા મુવેદ સાહેબ હાથમાં કોદાળી લઇ પુર્વ દશા તરફ મોહડુ કરીને સરોશ બાજ પઢે છે-અષહે લગી પઢી રહે છે. પછી બાજમાં દસ્તુરી કે જે સરોશ યજત સાથે સીલસીલો ધરાવે છે તે પઢે છે. એમ સરોશ યઝતના ઉશ્તાન-મીથ્ર અને ખોરેહનો સંબંધ કરી રહે છે જે

# બેંગલોર મધે બાંધવા ધારેલાં દોખ્માનાં નાણાનો નકશો.

સ્કેલ એક ઈન્ચમાં ચાર ફુટ પ્રમાણે

**નાણા માટેના ખીલાઓ સબંધી નોંધ.**

નવા લાકડના અંદર ૩૦૧ ખીલાઓ ચાર મણ વજનના નીચે મુજબ લેવા.

૧. ભંડારના નાભનો વચ્ચે સેન્ટરમાં ઠોકવાના માથાવાળો મોટો ખીલો એક મણનો.

૨. ચાર ખુણાઓ. અગ્નિ, નૈરુત્ય, વાયવ્ય, અને ઈશાન મધે અનુક્રમે ઠોકવાના ત્રણ ત્રણ સુરાખવાળા ચાર ખીલાઓ બધા મળીને એક મણના.

૩ દરેક દિશા. દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, અને પુર્વ મધે આમને સામને સરખે છેટે ઠોકવાના વળેલા માથાના નવનવ ખીલાઓ. એવી બધા મળીને છત્રીસ ખીલાઓ કુલ્લે એક મણના.

૪. દરેક ખુણાની પરનાળ (ગટર) ની બનને બાજુએ ઠોકવાના બત્રીસ બત્રીસ ખીલાઓ એમ બધા મળીને ૨૫૬ ખીલાઓ કુલ્લે બત્રીસ શેરના.

૫. ચારે ખુણાની પરનાળ(ગટર) ની વચ્ચે ભંડારમાં ઠોકવાના ચાર ખીલાઓ બધા મળીને આઠ શેરના.

ઉપલા આપેલા અનુક્રમે જ ખીલાઓ પુરવા માટે ખોદેલી જમીનમાં નીશાન કરી ઠોકવા ઉપર જણાવેલા ખીલાઓના વજન સેવાજ મુજબ છે તે નોંધવું.

**નાણાની રસી સબંધી નોંધ.**

નાણા માટે ૧૦૧ સુતરના બેવડાતારની આસરે ૧૯૦૦ ફીટ લાંબી રસી લેવી, તે નાણાની રસીને એક છેડે ભંડારના નાભના નંબર ૧ વાળા ખીલા સાથે બાંધી અગ્નિ ખુણાના નંબર ૨ વાળા ખીલા ઉપરથી લઈ, દક્ષિણ દિશા તરફથી એક આખું ગોળ કુંડાળુ ફેરવવું, ત્યાર પછીથી અગ્નિ ખુણાના નંબર ૨ વાળા ખીલાના સુરાખમાંથી શરૂ કરી, દરેક ખુણાના ખીલાઓના સુરાખમાંથી તથા દરેક દિશાના નંબર ૩ વાળા નવનવ ખીલાઓને આંટાઓ મારી, વળ મરતબે ને નાણાની રસી ફેરવવી, ત્રીજે મરતબે ચારે ખુણાની પરનાળ(ગટર) ના નંબર ૪ વાળા તથા નંબર ૫ વાળા ખીલાઓને પણ આંટાઓ મારવા. અને છેવટે અગ્નિ ખુણાના ખીલા ઉપરથી ફેરવી લઈને, ભંડારના નાભના ખીલા ઉપર લાવી. ત્યાંના પહેલા છેડા સાથે વળ દેવો. અને બાકી વધેલી નાણાની રસીને તેજ નાભના ખીલા ઉપર મુકવી, એટલે નાણો પુરો થયો કહેવાય.

— દોખમાના નાના મોટા વીસ્તાર પ્રમાણે તથા પાવીઓની વધની ઓછી લંબાઈ પ્રમાણે નાણાની રસીની લંબાઈ વધતી ઓછી આવે તે નોંધવું.




KB Taraporvala
L.R.I.B.A. & C.
OF TARAPORVALA & C°.
CHARTERED ARCHITECTS.

સંબંધ તેઓને પોતાની યઓઝદાથ્રેગરીને જોરે અને ઉપર કહેલી દસ્તુરીની ચાલી રહેતી આણુ ક્ષથને જોરે અને તે દહાડે કામ કરી રહેતા યઝતોને જોરે—કે જેઓને તે પાંચ તાએની ગુહમાં યાદ કીધા છે તેથી તેમ બધી ઉજવેલી બાજોથી થઇ રહે છે. પુર્વ દશા રવીના ઉગવાની છે અહિંયાં રૂવાન દરોસ્તી કરવાનો અર્થ તેમ ગેતીની ઝામમાં દરોસ્તી કરવાનો ઉગાડવાનો અર્થ રહયો છે, માટે ઉગાડવાની મગનાતીસ જે પુર્વમાં છે તેને તે અમલદાર સુવેદ પોતાની આંખમાના વાંથ્વો—ફ્રાદેથી ખેંગીને પોતાના હાથમાંની કોદાળીથી જમીનને ખોદીને તે જમીનમાં આકર્ષે છે, કે જેથી તે દખ્માની જમીનમાં રૂવાન—દરોસ્તીને ચલાવવાનું અને અષની શકિતને ત્યાં જમાવવાનું કામ પુર્ણ રીતે થતું રહે. ત્યારે અષહે લગી પઢી રહીને પછી એક યથા ભણતાં બ્યઓથ્નનાંમ શબ્દ નવ વખત ઉચ્ચારતાં કોદાળીને જમીન ઉપર માર્યા કરીને તે કલામ પુરો કરે છે. પછી ૨૧ યથા ભણતાં ભણતાં જેટલી જમીન ખોદાય તેટલી જમીન ખોદી રહે છે. પછી કોદાળી હાથમાં રાખીને બે યથા યસ્નેમ્ચથી સરોશ બાજ મુકે છે. પછી કોદાળી મુકી દે છે. હવે હમદીનો એક પછી એક આવીને તે કાદાળીથી તે જમીનને ખોદી રહે છે.

આ બધું થઇ શકયું છે—થઇ શકે છે—થઇ શકશે, કેમકે જરથોસ્તી દીન ગેતીમાં પોતાનો અધીકાર રાખે છે માટે હવે તે અધીકારને સ્વીકારે છે—તેની સનદ લે છે. ગેતીમાં જરથોસ્તી દએનનો અધીકાર ચાલુ છે, જે અધીકારને લીધેજ તેઓ આવા યઓઝદાથ્રેગરો થઇ શકયા છે—તે અધીકારનો સીલસીલો જે પોતાના વખતનાં દસ્તુરે—દસ્તુરાનથી—જમાનાના રાયનીદારથી છેક જરથુસ્ત્ર અને અહુરમજદ લગીનો હોય તે અધીકારને દસ્તુરી ભણવાના પાઝંદ કલામથી યાદ કરી તે અધીકારના દોરની સમંતી લઇ એટલે જે કામ તેઓ કરે કરે છે તેને લાયકજ તેઓ છે કેમકે ક્રીયામાં જરાએ પસોપશ થઇ નથી તેનો એકરાર કરીને ક્રીયાને લગતો માંથ્રનો ભાગ પુરો કરી રહે છે. **હવે પછીથી તેઓ ક્રીયાને લગતો યસ્નનો ભાગ એટલે તાણો પુરવાની ક્રીયા શરૂ કરે છે.** આમ પોતે ત્યાં ઉભી કરી રહે છે એટલે પછી તલેસમનો જયારે રાદ ગતી છેલ્લો અમલો ઉભા કરવાની શરૂઆત કરે છે.

## ક્રીયાને લગતો યસ્નનો કેઝઃ—

## ખીલાઓ થોકવાની સમજ અને તે માટેના ઉંડા ભેદો.

### (૧) એક મણનો મોટો એક ખીલો અને તેની ભેદી વીગત.

પહેલાં પેલો મોટો એક મણનો ખીલો લઇને યથા ભણવાનું શરૂ કરે છે. અહૂ શબ્દ ભણતાં તે ખીલાને લાંડારની વચમાં જમીન ઉપર

ઉભો કરે છે પછી બ્યઓથનનાંમ શબ્દ આગળ આવતાં તેને જમીનમાં થોકે છે, બાકીનો ક્ષથેમચા શબ્દ આગળ થોકે છે, બે બીલ્લસ જેટલો તેને બહાર રાખે છે. આ વખતે ત્યાં અત્યાર અગાઉની થએલી ક્રીયાઓથી જે તલેસમાતીક ગતીઓ પંથરાઇ છે તેઓના ફરવાનું મધ્ય થઇ રહે છે, જે પતમાન અનુસારજ હોય છે, એટલે અપનો દોર જે નીસ્તીમાં ચાલતો હોય તેની બરાબરજ હોય છે, જેથી તે તલેસમાતીક ગતીઓનો ચીનવત અને સ્તર્દ પાયા તરફનો સંબંધ થઇને રથવ્ય ચક્રમાંજ એટલે કાયદાઅનુસારજ જોડાયલો રહેશે. ગોયા તે તલેસમને ચલાવવાની સ્પ્રીંગ ત્યાં મુકાય છે.

## પા પા મણના ચાર બીજા ખીલાઓ અને તેની ભેદી વીગત.

પછી દોખ્માની દીવાલ જે થવાની છે તે દીવાલની અંદરના ભાગમાનાં ચાર ખુણાઓ ઉપર–અગ્ની (દક્ષીણ–પુર્વ), નૈરૂત્ય (દક્ષીણ–પશ્ચીમ), વાયવ્ય (ઉત્તર–પશ્ચીમ), ઇશાન (ઉત્તર–પુર્વ) આગળ બીજા ચાર ॰।–॰। મણના માથાં આગળ ત્રણ નાકાંવાલા ખીલાઓને એવીજ રીતે યથા ભણતાં થોકે છે. અહિયાં તે તલેસમના ફરવાનો ફેરાવો એવો થઇ રહે છે તેના દોરમાં યઝતી ગતીઓ પેલા અપવાળા મધ્યના બીંદુએ એવી રીતે ફરી રહેશે કે તે દોરમાં તે કશમાં અહિરીમનની દખલ આવી શકેજ નહિ અને અનાસરી વૃદ્ધિનું કામ તેમ ઝામની અંદર શાદી પાંથરવાનું કામ થઇ શકે. ગોયા તે મુકેલી સ્પ્રીંગને કુંચી આપીને ચલાવીને કામ કરવાની ઉસ્તવારીનું મુળ થાય છે.

## એક મણના વજનના ૩૬ ખીલાઓ: તેઓની ભેદી વીગત.

પછી એક મણના વજનના ૩૬ ખીલાઓને જ્યાં આગળ પાવીઓ બાંધવાની છે, જે બચ્ચાંની નાના–બઇરાંની વચ ગાળેની–અને માટીડાની મોટી સાઇઝની એમ ત્રણ હારમાં બધાશે તે બધી હારોને ઘેરે તેમ થોકે છે. એમ પુર્ણ રીતનો ઘેરો કરવા ચાર દીશાઓ દક્ષીણ–પશ્ચીમ–ઉત્તર–પુર્વ તરફ અનુક્રમે નવનવ ખીલાઓ તે દરેક દીશાની ત્રણે હારને ઘેરે તેમ થોકે છે. અહિયાં તલેસમનો એક જબરો દોર under current ઉભો થાય છે, જેની અંદર નીસ્તીમાં કુલ્યાતી રીતે કામ કરતી ૩૬ ખારતરોનો પેવંન્દ થવે તે દોર ખાસ રીતે–નોખી રીતે દોડયા કરીને છેક ઉપર કુરરાઓ તરફ અને ચીનવત તરફ સીધો સંબંધ કરી રાખશે. વળી દરેક પાવી જે કીધી છે તે દરેકની આસપાસ તે દોર નોખો નોખો જુદો–જુદો ફરીને તે માંહે પડેલાં શબની ઉપર તકેદારી રાખશે–અહિંયા જેબી લાસ આવશે તેનો નસ–દ્રુજ જે હણાયો છે તે તદનજ નશ્ત થશે, અને અનાસરનું તન જે નસો થયેલું, જેને ક્રીયાઓથી નસાના આઝાબમાંથી

મુકત કરવા ધારેલું અને તેમ કેટલેક દરજ્જે થયલું તે હવે નસાથી નીરાળું થતું જઇને પછી પોતાનાં ખાકી તનના અનુઓને ખાસ્તરમાં જલદી ફેરવી શકશે અને તે ખાસ્તરને તે અસલ †રએથ્થની ગતીને પછી તેના કુરરાઓ તરફ દહમ યઝત તરફ ઉડારી શકશે. અહિયાંની તલેસમનો દોર ખુરશેદ-નીગેરસ્નીના સ્વાઓનો હમકાર થાય છે અને ખુરશેદ-નીગેરશ્નીનાં કામને ઉલુફગણું જોર આપે છે. આ પાવીમાં રહેલી લાસ કબ્રી રીમન થઇ શકતી નથી અને તેની ઉપર થતી ખુરશેદ-નીગેરસ્ની અને ગીધોની ચાસ્ની અથવા બીજી જાતનો ભક્ષ ઘણી જલદીથી પોતાના મામુલી મકદુરથી ઉલુફગણે વેગે કામ કરી શકે છે. પાવી ઉપર મુકેલાં તનની ગીધોની ચાસ્નીથી અથવા જાનવરોના ભક્ષથી જે હગાર થાય છે તે હગાર, કે જે હગારમાં તે ખવાયલાં જડ તનના અનુઓ અને તે જડ તનમાંનું અજદ અને તે જડ તનમાં રહી ગયલી તેવીશી ઉરવાન આવી ચઢે છે, તેવી હગારની ઉપર પછી ખુરશેદ-નીગેરશ્ની કામ કરીને તે જડ તનના અનુઓની ખાસ્તર (રએથ્વ) ઉભી કરવામાં અને તે જડ તન સાથે રહી ગયેલા અઝદને તેમ તેવીષી અને ઉસ્તાનના રહી ગયેલા ભાગને ઉપર ઉડારવામાં ઘણી ઝડપ થઇ રહે છે.

પાવી ઉપર નહિ મુકાતાં મુરડાળ તનને જાનવરોના ભક્ષથી રએથ્વરૂપની ખાસ્તર થઇને ઉપર જતાં લગભગ ૫૦ વર્ષ ઉપર થઇ જાય છે, જ્યારે પાવીની તલેસમમાં મુકેલાં તન ઉપર જાનવરોનો ભક્ષ-ગીધોની ચાસ્ની કે ખાલી ખુરશેદ-નેગીરશ્ની થાય છે તેથી થોડાંક બરસ્તુમમાંજ ચાર વર્ષની અંદરના જમાનમાં તેનું જડ તન બધું ખાસ્તરરૂપ થઇને ઉપર કુરરામાં જઇ શકે છે. ત્યારે ૩૬ ખીલાઓથી ઉભો થતો તલેસમનો અમલો ઘણોજ ખાસ રહે છે. એ તલેસમમાં કુદરતમાંની ૩૬ ખાસ્ત્રીક ગતીનો પેવન્દ થવે તે તલેસમ ખાસ્તર અને મગ્નાટીસના મધ્ય-બીંદુથી જબરી થાય છે. અહિંયાં નોંધ લેવી કે લીલા નસાની ઉપર આ તલેસમ કામ કરવા ઉભી થયલી છે. જબુનમાં જબુન નસો તે લીલોજ છે. લીલા નસામાંજ દ્રુજે-નસુ અને અહીરીમનનું જોર પુશકળ ઉગે છે અને તેમાંજ અજદનું તન કે તેવીષી ઉશ્તાનનો કંઇક ભાગ સપડાઇ રહે છે અને તેમાંજ કુદરતી ફ્રાદોનો દોર થઇને તે દ્રુજે-નસુને ઘેરીને તેને અહીરીમનની મદદ નહિ મલે તેમ કરે છે. આ લીલા નસાથીજ રૂવાનનું ભાન ગેતી તરફ

---

† ખાકી શરીર જે દેખાય છે તે જ્યારે રેજ રેજ થઈ રહે છે ત્યારે તે દેખીતી ખાકી ચીજ અણદીઠ અને ખાસ્તરવાળી થઇને પછી જેમ પાણી વરાળ રૂપમાં થઇને ઉપર ઉડે તેમ ઉડી રહે છે-આવી સુક્ષ્મ હાલતને રએથ્વ કહે છે.

આકર્ષાય છે માટે તેની વ્યવસ્થા ખાસ રીતની કરવા આની પાવીઓ અને તેમાં ખાસ રીતે કામ કરતો તલેસમાતીક દોર કે જેમાં કુદરતની ૩૬ ખાસ્તરોનો રોહ ઉમેરાય છે તે ઉભી કરવામાં આવી છે. કદી વરસાદથી પડતો હોય તોબી આવું પાવીમાંનું તન કદીબી રીમન થતું નથી, પણ એક પાવીમાંના તનને બીજી પાવીમાં સંબંધ થવો જોઇએ નહિ—નહિ તો ત્યાં રીમની ઉભી થવાની ધારતી રહે છે.

## ૨૬૦ ખીલાઓ થોકવાની વીગત, તેઓનું કામ હાડ અને વહેતાં લોહી વીગેરે પ્રવાહી નસો ઉપર છે તેની સમજ.

હવે ૨૬૦ ખીલાઓ છોકવાનો પ્રસંગ આવી ચઢે છે. ૨૫૬ નો આંકડો ચાર અનાસરોમાંના દરેકની ૬૪ ગતી દેખાડે છે. અનાસરો હાડકાંમાં જડમાં જડ આકાર લે છે અને લાંબા કાળ લગી સુસ્ત ગતી ધારણ કરીને જગતમાં રહી શકે છે. લીલા પદાર્થના અનાસરોની ગતી ઘણી જલદીથી ફેરફારને આધીન રહે છે માટે દોખ્માની તલેસમની અંદર કામ કરતી તે છત્રીસ નીસ્તીની કુદરતી ખાસ્તરોને જોરે જલદીથી ભક્ષ ચારની મારફતે અને ખુરશેદ—નીગેરશ્ની મારફતે યા સીરફ ખુરશેદ—નીગરશ્ની મારફતે તેઓને છેક ઉપર કુરરા તરફ મોકલાવી દેવાની સગવડ કરે છે તે જોયું. હવે હાડકાંમાંના અનાસરો જેઓ ઘણુંજ મંદ રહે છે અને જેઓમાં અનાસરોની ૨૫૬ ગતી રહે છે એટલે જેઓમાં અનાસર ૨૫૬ જાતનો એક એકથી ફરક દેખાડતી ગતીમાં રહે છે એટલે ઘણાં સુસ્ત રહે છે, જેઓ લાબાં કાળ લગી બુરી અસરો બતાવ્યા વગર તનોમંદ હાલતમાં રહી શકે તેવા છે તેઓને ધરતીના ચાર કુબ્વતોને સોંપી તેઓની ગતીમાં મુકીને પછી તલેસમ પામેલી ખુરશેદ—નીગેરશ્ની મારફતે ઉપર ઉડારવાની તદબીર થઇ રહે છે. પહેલે તેઓ ઉપર ખુરશેદ—નીગેરશ્ની કામ કરીને તેઓને અનુએ અનુમાં રએશ્વની હાલતમાં છુટા કરી નાખે છે—ભંડારમાંની તલેસમથી રવીના રવાનું તે છુટા પાડવાનું કામ જલદીથી થઈ રહે છે,—જેમાં વયુ—વેહની મદદ કરે છે તે નીચે જોઇશું. તેઓ પછી જમાદાત જેવી નીખાલેસ હાલતમાં આવી જાય છે. તેઓમાં જમાદાતમાં હોય તેટલો "**નસ**" રહી જાય છે. વળી લોહી કે પ્રવાહી પદાર્થોનો વહેતો નસોબી લીલા નશાથી ઘણોજ કમજોર રહે છે. વહેવાની ગતીથી આબનો કંઇક ઇલાકો ત્યાં કુદરતી રહયાંથી આબનાં વહેવાનાં ગુણથી તે નસાનું જોર જડ હાડ મીસાલ સુસ્ત થઇ જાય છે. આવો વહેતી ગતીના આણુમાં—ધાકમાં રહેલો નસો લોહી—પ્રવાહી નજીસાત વીગેરે ચાર ગટરો મારફતે કુવામાં જઇને જમીનનાં કુબ્વતોને જોરે

ખાતરરૂપમાં બદલાશે અને પછી ખાસ્તરરૂપનો થઇને ઉપર ઉડશે. આ ચાર ગટરો વચલા મોટા ભંડારમાં એક એક મુખ રાખી ફીલ્ટરની ગોઠવણુની રૂઢીએ પાનીની બાંધણીની નીચેની જમીનમાંથી થઇ ઉડા કુવા જે દોખ્માની દીવાલની બહાર ચાર ખુણે ખોદેલા હોય છે ત્યાં લગી પુગે છે. એવી તે તે ગટરો મારફતે લોહી, રસી વીગેરે પ્રવાહી પદાર્થનો વહેતો નસો કુવામાં જઇને જમીનમાંનાં ચાર કુવતોને જોરે ભલાં ખાતર રૂપમાં બદલાઇ જશે અને પછી રવીનાસ્વાથી કુરરામાં જશે. પાનીઓને અને આ નીચેની ગટરોને જાલીઓથી સંબંધ કીધો છે. માટે પાનીમાંનાં શબનો વહેતો નસો જાલી મારફતે તે ગટરમાં જઇને પછી આગળ કુવા તરફ જશે, અને ભંડારમા પડતાં હાડો ખુરશેદ–નીગેરસ્ની અને વયુ–વેહની ગતીથી છુટાં થઇને ત્યાનાં મુખ આગળથી વરસાદનાં જીવતાં ફાદોવાલાં પાણીને જોરે ગટરોમાં જઇને કુવામાં જશે અને પછી જમીનનાં કુવતોની અસરથી વ્યવસ્થા પામીને ખુરશેદના સ્વાથી ખાસ્તર રૂપ થઇ કુરરામાં જશે. ત્યારે આ ગટરોની મારફતે પેલો પ્રવાહી નસો અને પેલો જડ તનનો છુટો ભુકો–પાવડર થએલો નસો બેઉ જમીનમાં જવાનો છે. **ત્યારે હવે આ ચાર નીકો–ગટરોની અંદર એક જબર તલેસમાતીક દોરને ઉભો કરવાનો છે.** પેલો પ્રવાહી નસો અને તે જડ નસો બેઉમાં નસની ગતી એક સરખી છે એટલે નસાના જોરમાં અતી કમતરપણું દેખાડે છે. જડ નસોથી જ્યારે ભંડારની તલેસમને જોરે ઉલુફ રીતે કામ કરતા રવીના સ્વાઓથી અને વયુથી નસા જેવી જબુન નસની ગતી છોડી દેશે એટલે ચુનાનો ભુકો થશે અને હવાને જોરે ત્યાંની તલેસમથી જોર પામીને પાવડર થશે અને ત્યાં વરસાદનાં જીવતાં ફાદોવાલાં પાણીમાં મલીને ગટરમાં જશે–ગટરમાંની જબરી તલેસમ તેમાંની નસાની ગતીને ઓર અને ઓર વધારે અને વધારે નીરમુળ કરી નાખશે અને એક જાતનાં સોલ્યુશનમાં બદલાઇ જશે. એમ ત્યારે હાડકાંની ઉપર ખુરશેદ–નીગેરસ્ની અને ભંડારના કુવાની તલેસમ અને ગટરની તલેસમ કામ કરશે અને તે માહેલાં અનાસરોને ખાસ્તર રૂપ કરીને ખુર (રવી) મારફતે અને તે તલેસમોની ગતી જે ઉપર સમજાવી છે તેને જોરે દહમને સોંપશે. આવી હાલત હાડની થતાં વખત લેશે. પણ આ પ્રવાહી નસો તો પાનીની તલેસમમાં રહેવે અને ત્યાંથી ફીલ્ટરમાં જવે તુરતજ નસાની ગતીને છોડી દઇને સાધારણ સોલ્યુશનમાં (કે જેમ પેલા હાડના ચુનાથી લાંબે વખતે થશે તેવાં સોલ્યુશનમાં) જલદીથી તુરતજ ફેરવાઇને ગટરમાં જશે. વળી ગટરમાના ૨૬૦ ખીલાઓની તલેસમથી તે ઓર (વધારે) નસાની ગતી છોડી દઇને જમીનમાં પાણીમાં દોહવાયલી ધાતુ જેવા થઇને પડશે.

ગટરમાંની તલેસમ ત્યાંથી વહેતા નસાબંદી પામેલા અનુઓને તેઓની ૨૫૬ ગતીની ભેલમભાલમાંથી છુટા કરશે તેની નોંધ નીચે છે.

## ગટરોમાંના ખીલાઓ.

ગટરો જેઓને અગ્ની (દક્ષીણ–પુર્વ)–નૈરૂત્ય (દક્ષીણ–પશ્ચીમ)–વાયવ્ય (ઉત્તર–પશ્ચીમ)–ઇશાન (ઉત્તર–પુર્વ) ખુણે ભંડારમાં એક મુખ અને કુવામાં બીજું મુખ આવે તેમ અને પાવીઓ સાથે જાલીઓથી સંબંધ રાખે તેમ પાવીઓની નીચેની જમીનમાં બાંધવાની છે, તે દરેક ગટરોની બે બાજુએ એક બાજુએ ૩૨ ખીલા અને બીજી બાજુએ ૩૨ ખીલા એમ દરેક ગટરમાં ખીલાઓ થોકે છે અને ભંડાર આગળનાં ગટરનાં મુખ આગળ એક પેલો બે શેરનો ખીલો થોકે છે. આમ દરેક ગટરમાં ૬૪×૧ ખીલાઓ થોકે છે.

અહિયાં ત્યારે પેલા મીશ્ર અને માંથ્રની ક્રીયાઓથી થએલી તલસેમાતીક ગતીઓ આ ખીલાઓની અંદર ઉભી થએલી ખાસ્તરોથી નવો દોર ઉભો કરે છે. એમ નવો અમલો થાય છે જે પેલો પ્રવાહી નસો જે પાવીમાં નસાને છોડતો આવે છે–તે અહિયાં ગટરની તલસેમથી નસા જેવી ગતીથી નીરાળો થઈ–ખાલી ધાતુને સોલ્યુશનમાં આણ્યું હોય તેવો થઇને જમીનમાં જશે અને પેલો બે શેરનો ખીલો તેને જમીનનાં કુવતોની ખાસ્તરો સાથે જલદીથી જોડી આપશે, જેથી ત્યાંના અનાસરો તે કુવતોથી છ તબકકે વધે તેમ ગતી પામીને ઉપર દહમ તરફ રવીના સ્વાની મારફતે ઉડારી શકાશે. અહિયાં ૬૪ ખીલાઓથી ચાલતી તલસેમ તે પ્રવાહીમાનાં નસાથી નીરાળા થતા ૬૪ અનાસરોની ગતીને છુટી કરીને દરેક અનાસરોને તેના કુરરામાં જઇ શકે તેવી ગોઠવણી કરી શકવાની મકદુર રાખે છે. ત્યારે આ ગટરોમાંની તલસેમ નસાની ગતીને કાબુમાં લાવે છે, તેમ ત્યાં આવતા અનાસરો જેઓ ૪×૬૪=૨૫૬ ગતીના ભેલાયલાં હોય છે તેઓને તેઓના વર્ગમાં છુટા કરીને તેઓને લગતા કુરરા તરફ જવા જમીનનાં કુવતોને સોંપે છે, જ્યાં તે અનાસરો ખાસ્તર રૂપનાં થઇને પછી તેજ તલેસમાતીક ગતી પામેલા રવી સ્વાથી પોતપોતાનાં કુરરામાં જઇ શકે છે.

ત્યારે હાડ જે ભંડારમાં પડે છે તેની ઉપર બે ચીજો કામ કરે છે: એક તો ભંડારની તલેસમથી ઉલુફગણી વેગે જોરે કામ કરતી ખુરશેદ–નીગેરશ્નની, અને બીજું ભંડારની તલેસમ સાથે વાયના સંબંધ થવે વયુ–વેહની ગતી થાય છે તે વયુ–વેહની ગતી એમ બે ચીજો કામ કરશે.

વરસાદનું નેઝાદી પાણી ક્રાદોની ગતીથી તે તલેસમને જોરે કામ કરતા સ્વા અને હવાથી છુટા થએલા હાડના અનુ જે ચુના જેવા છે તેઓને સોલ્યુશનમાં આણીને પછી ગટરોમાંની તલેસમને સોંપશે, જ્યાં આગળ નસાબંદી પુર્ણ રીતની થઇ રહે છે—જરા કંઈ કચાસ હોય—કંઇક નસનું જોર હોય તેને કાબુમાં લે છે, અને પછી તે ચુના જેવા અનુઓમાં ૬૪ અનાસરોની ગતી છે તેઓને છુટી કરીને પછી તેઓને લગતા કુરરાઓમાં તેઓ જમીન મારફતે જઇ શકે એમ કરે છે. નોંધવું કે અહિયાં સ્થુલ અનુની વાત છે. સુક્ષ્મ બાતેન અનાસરો જેઓ કેહર્પ—તેવીષી—ઉસ્તાનના રહી ગયેલા ભાગોના હતા, જેઓ માદરરૂપ થઇને અઝદને તેમ વોહુનમાંની ગવની હેફાજત કરી રહયા હતા, તેઓ તો તે કુવાની તેમ પાવીની તલેસમથી જોર પકડતા રવીના સ્વાથી અને ચાશ્નીથી ભક્ષથી થતા હધાર ઉપર પાછી તેજ રવીના સ્વાની ગતી તપ્યાંથી ખાસ્તર રૂપમાં આવીને ઉપર ઉડી શકે છે તે નોંધવું.

અહિયાં તો હાડના અનુને ખાસ્તર રૂપ કરી ૬૪ અનાસરોની ગતીની વ્યવસ્થાએ પુગાડવાની વાત છે, જેમાં કુવામાંની તલેસમ રવીના સ્વા અને વયુ મારફતે ચુનો બનાવે છે અને વરસાદનું જીવતા ક્રાદોનું પાણી તેઓને એટલે ચુનામાંના અનાસરોને ગટરની તલેસમને સોંપે છે, જે તલેસમ તેઓના ૬૪ અનાસરોને ઓર નસાબંદીના કરી, રહી ગયેલી કચાસને ઓર તોડી છુટા કરીને ત્યાંથી જમીનનાં કશમાંનાં ચાર કુવતોને સોંપાય છે, જે પછી તેઓ પાછા તલેસમાતીક ગતીની મદદ લેતા ખુરશેદના સ્વાથી ઉપર જશે.

પ્રવાહી દેખીતા નસાની ઉપર પાવીની તલેસમ કામ કરે છે જેથી તે પ્રવાહીમાંના નસાનું જોર કમ થઇ જાય છે. પછી ગટરમાંની તલેસમ તે છેલ્લી કસર જે કંઇ રહી ગઇ હોય તેને રદ કરીને તે નસાથી નીરાળા થએલા અનુઓ જેઓ ધાતુના અનુ જેવા થયા છે તેઓના ૬૪ વર્ગોને તારવીને પેલા એક ખીલા મારફતે જમીનનાં કુવતોને જલદી પુગી જમીનનાં કામમાં આવીને પછી ખાસ્તર રૂપમાં ખુરશેદ—નીગેરશ્નીની તલેસમાતીક વધેલી ગતી જે ત્યાં થઇ છે તેને જોરે ઉપર કુરરા તરફ જશે.

## દાખ્માની ઉભી થતી તલેસમની ઉપયોગીતાનો ઉડતો ખ્યાલ.

અહિંયાં નોંધવું કે શબને સચકાર કરીને સગદીદ અને બીજી ક્રીયાઓને જોરે દ્રુજે—નસુને કાબુમાં લઇને લાસના નસાને **"નસાબંદ"** કીધેલો છે એટલે લાસને નસાનાં પુર્ણ જોર ઉપરથી ઉતારીને નસાનાં ઝેરને નરમ

મુરદાર કીધું છે. એમ સચકાર અને સગદીદ અને બીજી સાથની ક્રીયાએ નસાને કાબુમાં લીધો છે. તેઓએ પોતપોતાનું નસાબંદીનું કામ દોખ્માની તલેસમ ઉપર મુસતાક રહીને કીધું છે એટલે દોખ્માની તલેસમની હકીકતને જોરે તે ક્રીયાઓએ તે લાસના નસાને કાબુમાં લીધો છે. દોખ્માની તલેસમ હકીકત રૂપ તેલ છે કે જેને લીધે સચકાર અને બીજી નસાબંદીની ક્રીયાઓનો દીવો બલી શકે છે. દોખ્મામાં આવી હકીકત કઇ રીતે આવી? ઉપર જોયું કે દોખ્માની અંદર તલેસમો ઉભી કરતી વખતે જમીનને પઇ-ત્યાપની કરવાના ત્રણ ભાગોમાંથી પસાર કીધી છે. છેલ્લો ત્રીજો ભાગ ક્રીયાને લગતો છે. પહેલે મીથ્રની ક્રીયા પ્રમાણેની અનેક બાજો આલાત રૂપના યઓઝદાથ્રેગરોએ કીધેલી હતી, એટલે પાવ મહેલના ૩૩ આલા-તોની સંપતીથી ત્યાં મીથ્ર રૂપ ક્રીયાનો બહાર જામેલો હતો. પછી તેજ ૩૩ આલાતોના સમેતીયાતી આલાત આથ્રવન યઓઝદાથ્રેગરે પોતાના તે અધી-કારથી જરથોસ્તી દએનની સનદ તેની પાસે છે તેથી, પોતાના ઉસ્તાન–મીથ્ર–અમલ્યાત મારફતે એટલે સરોશની ગતી મારફતે એટલે દુન્યવી અને કુદરતી જરથોસ્તી દએનની મારફતે એટલે અહુરદાતની ગતી મારફતે, કુલે બસ્તે કુસ્તીઆનના મીથ્ર–ઉસ્તાનને એટલે તેઓના એતેકાદના સુળને–દીની માન્યતાના અર્કને ઉસુલને ત્યાં જોડયો હતો, જે માંથ્રરૂપનો ક્રીયાનો બહાર હતો. એમ ૩૩ આલાતોની તલેસમનો સંબંધ ત્યાં કીધો હતો. જેમ ૩૩ આલાતોનો અધીકાર તેઓને લગતી યસ્ન માટે છે તેમ દોખ્માની તલેસ-મનો અધીકાર ગુજરેલાં માટેની પહેલા ચાર દીનની ક્રીયા માટે છે. ગુજ-રવાને લગતી યસ્નનો અધીકાર તે દોખ્માની તલેસમમાં આવ્યો છે. તે શબને લગતી નસાબંદીની ક્રીયાની ફત્તેહ તે ક્રીયાના ચેરાગનું બલવું–કામયાબી દોખ્માની તલેસમનાં હકીકતી તેલ ઉપર થઇ છે. એમ ત્યારે દોખ્મુ આતશ–બહેરામની જુફ્ત છે જે વિષે ઉપર કહી ગયા છીએ. દોખ્મા–આતશ બહેરામો વગર, તેઓની તલેસમો વગર પારસીપણું આવી શકે નહિ–"**ચિથ્રેમ બુયાત**"નો ભેદ ટકી શકેજ નહિ. ત્યારે નસા-બંદીનું કામ–ગુજરેલા નસાને બંદ કરવાનું કામ જે સચકાર અને સગ-દીદ અને બીજી ક્રીયાથી શરૂ થયું છે, તેનો છેડો દોખ્માની આવી ઉપર કહેલી તલેસમથી આવે છે તેના સીલસીલાની વિગત હવે કંઇક સમજ પડશે.

## દોખ્માની તલેસમની પુર્ણતા થવા માટેના ત્રણ કષો અને તેઓને ઉભા કરવા માટેનો તાણાનો પ્રયોગ.

આમ ત્યારે ૩૦૧ ખીલાઓને આવી તલેસમ ઉભી કરવા થોકેલા છે. હવે આ તલેસમોને ઉભા થવાનો છેલ્લો પ્રયોગ તે તાણાનાં સુતરથી તે

બધા ૩૦૧ ખીલાઓ ચાર મણના વજનના છે તેઓને બાંધવાનો છે, કે જેથી ઉપર કહેલી તલેસમોની સ્વીચ જે અત્યાર લગી કે જ્યારે તે સુતરને લગાડેલું નથી ત્યાં સુધી off ઓફ્ બંધ છે તે હવે પછીના ઓનની થઇને એટલે ખુલીને લાઇટ આપી શકે–શરૂ થઇ શકે–કામગાર રીતે કામ કરતી થઇ શકે. માટે હવે તાણાને પુરવાની એટલે તે બધા ૩૦૧ ખીલાઓ ઉપર સુતરને વીટાળવાની ક્રીયા જોઇએ.

તાણાના આ વણેલાં–તલેસમાતીક ગતી પામેલાં–ઇજેલાં સુતરને પેલા ૩૦૧ ખીલાઓ ઉપર વીટાળે છે તેનો ઓરડર જાણવા પહેલાં ખીલાઓની દીશાઓને ધ્યાનમાં લેવી જોઇયે:–

૧ એક ખીલો વચમાં છે.

૨ કાણુંવાલા ૦–૦ મણના ચાર ખીલા ચાર ખુણાં ઉપર છે. અગ્ની–નૈરૂત્ય–વાયવ્ય–ઇશાન અનુક્રમે છે.

૩ નવનવ ખીલાઓનો ગ્રુપ દક્ષીણ–પશ્ચીમ–ઉત્તર–પુર્વની ચાર દીશાઓમાં છે.

૪ ૬૫ ખીલાનો ગરૂપ ચાર ગટરોમાંની દરેકમાં છે.

તાણો ત્રણ મુળ કર્ષનો થઇ રહે છે. પહેલો કર્ષ દોખ્ગાની એતરાફ્નો પણ દીવાલની અંદરની બાજુના એક ગોલાનનો રહે છે.

બીજો કર્ષ પાવીઓની એતરાફ્નો, બે ગોલાનનો રહે છે.

ત્રીજો કર્ષ પાવીના ગ્યાનનો પરનાળના ખીલાઓની આસપાસનો રહે છે.

(૧) પહેલો કર્ષ કરવાની વીગત કે જેને માટે દોખ્માની એતરાફ્નો પણ દીવાલની અંદરના ભાગમાં તાણો મારે છે. હવે પેલા પેવંદમાં રહેલા બે યઓઝદાથ્રેગર સાહેબોમાંના એક સાહેબ વચમાંના ભંડારમાંના એક મણના મોટા ખીલાની આસપાસ ત્રણ આંટા મારી બે યથા પઢવાનું શરૂ કરે છે. બ્યઓથ્નનાંમ શબ્દ આગળ આવતાં જેમ કુસ્તીનો ગાંઠ જમણા ડાબા હાથે વાળે છે તેમ ગાંઠ મારે છે. બીજો મુવેદ સાહેબ તે તાણા સાથની લંગડી હાથમાં પકડીને પેલા તાણા પુરી રહેલા મુવેદની સાથેજ ચાલી રહે છે કે જેથા તે સુતર ગુંચવાય કે તુટે નહિ. હવે પેલા બે યથા ભણીને ભંડારની વચમાં એક મણના ખીલા ઉપર બાંધેલા તાણાને–ભંડારના નાભના નંબર એકવાળા ખીલા સાથે બાંધેલા તાણાને અગ્નિ ખુણાના નંબર બેના ખીલા ઉપરથી લઇ દક્ષિણ દીશા તરફથી

જઇને પશ્ચિમ અને ઉત્તર તરફ અને ત્યાંથી પુર્વ દશા તરફ એમ ગોળ અને ગોળ લઇ જાય. એમ આખું કુંડાળુ—એક એતરાફનો કર્ષ બહારની દીવાલ આચળના ખીલાઓની ફરતેથી ગોળ અને ગોળ ફેરવી લઇ જાય અને એમ તે તાણાને પાછો અગ્નિખુણાના નંબર બેના ખીલા આગળ લગી મુકે. એમ ગોળ અને ગોળ એતરાફનો એક કર્ષ કરે છે. આ કર્ષથી તે દોખ્મા માટે કામ કરતી તલેસમનું એક કેહર્પ જેને **ગવોઇનું કેહર્પ** કહે છે તે થઇ રહે છે, એટલે અદ્રષ્ય જગતના ઇલાકામાં, તેની આણુમાં તે દખ્મુ થયલું ગણાય છે, જેથી તે દખ્મુ રોશ્નીવાળુ તારીકીથી નીરાળુ થઈ શકે છે. પાવમહેલના શરીક થવાનું શુભ નસીબ તે હાંસલ કરી શકશે. જડ જગત જે દુજો—દેમાનનું છે તેથી 'કુત' થયલું નીરાળુ થયલું માટે પાવ થયલું જાહેર થાય છે. તે પાવ થયલો દોખ્માનો ઘેરાવો સરે જમીન જે છે તેની સાથે રાદ પેવંદમાં આવે છે એટલે જમીનનાં ૧૬ ચખ્રો જેઓ '**અયકાંગ**'ના હીસાબસર ચાલી રહે છે તે હીસાબસર તે સર જમીનના ચખ્રો કામ કરીને આર્ય મિશ્ર જે આરમઇતિના છે તેનો પાક ત્યાં ઉગાડી રહે છે. એવી સર જમીન સાથેજ તે દોખ્મુ રાદ પેવંદમાં આવે છે. સરે જમીનમાં નેકીનું હેમ=અંતકરણ રહે છે અને પરગજુ ગતીનો હરએરેઝ તે હેમ ઉપર નીગાહ કર્યાજ કરે છે એટલે નેકી કરનારાઓનો પાસબાન દાવર નેકીને સરંજામે ઉતારે એમ વ્યવસ્થાવાળી થઇ રહે છે. આ કર્ષથી દોખ્મુ સીરફ ગવોઇના કેહર્પવાળું દુધમળ બચ્ચું થયું.

હવે આ દુધમલ બચ્ચાંને છોકરવન ઉમરે પુગાડવા પાવીઓની એતરાફનો બીજા નંબરનો કર્ષ ઉભો કરે છે. આ કર્ષના બે દોરાનો હોય છે. આ બે દોરાનો દખ્માનું તે કેહર્પ જે દુધમળ બચ્ચામાંથી છોકરવન થયું છે તેની મનશ્ની—ગવશ્ની પેલા સર જમીનના દાદાર તરફ—પેલી ગેઉશ ઉરવાનની ગવોઇ તરફ—પેલી અવિશ્રીષ્વ તરફ ટંગાઇ રહે છે, જે તે છોકરવન કેહર્પના બાપ નેગાહબાન દાવર તરીકે ઉસ્તવાર રહે છે. દોખ્માંના તે કેહર્પમાં હવે ચખ્રોની ગતી એવી રીતે કામ કરશે કે જેથા તેની મનશ્ની—ગવશ્ની સ્પેનામીનની કુદરત અનુસારજ હોય, જેની અંદર અહીરીમનની દખલ થાયજ નહિ, અને જો કભી તે દખલ થવા પામે તો તે ત્યાં ફસી જાય, જેની અંદર મોટા અધમાંથવાલા આશમોઘો પોતાની તલેસમને ચલાવી શકે નહિ. આવો કર્ષ જે બે દોરાનનો છે તે હવે શરૂ થાય છે.

## બીજા કર્ષને કરવાની વીગત.

(૨) ઉપર જોયું કે તે તાણાને અગ્નિ ખુણાના બે નંબરના ખીલા આગળ લાવ્યા છીએ. આ અગ્ની ( દક્ષીણ—પુર્વ ) ખુણામાંના ખીલાના ઉપલાં કાનાંમાં તાણાના તે સુતરને અષેમ ભણતાં ભણતાં ભેરવી પસાર

કરવું. પછી દક્ષીણ દીશાવાલા બ્લોકમાં જે નવ ખીલાઓ છે જેઓ આમન સામન મારેલા છે તે ખીલાઓની આસપાસથી આમન સામન આંટા મારવા. આ આંટાઓને ૪ (ઉંધા ચાર) અને ૪ (સીધા ચાર) માફક આમન સામન ૪૪૪૪૪ ) આવી રીતે મારવા. નવ ખીલાઓના આ બ્લોકમાંના દોખ્માની અંદરની દીવાલ બાજુના ખીલાથી તાણાનો દોરો ભેરવવાનું શરૂ કરવું. આમ તાણાનો દોરો ભેરવી રહીને પછી તે સુતરને અષેમ ભણતાં ભણતાં નૈરૂત્ય (દક્ષીણ–પશ્ચીમ) ખુણાના ખીલાનાં ઉપલાં કાનાંમાં ભેરવી બાંધીને ત્યાંથી પુર્વ દીશા તરફના નવ ખીલાના ઝુમને ઉપર કહયું તેમ બાંધવા–પછી ત્યાંથી વાયવ્ય (ઉત્તર–પશ્ચીમ) ખુણાં તરફના ખીલાનાં ઉપલાં કાણામાંથી સુતર ભેરવી બાંધીને ઉત્તર દીશા તરફના નવ ખીલાને તેવીજ રીતે બાંધવા અને ત્યાંથી ઇશાન (ઉત્તર–પુર્વ) ખુણાનાં ખીલાનાં ઉપલાં કાણામાંથી સુતર ભેરવી બાંધીને પુર્વ દીશા તરફના નવ ખીલાઓને એવીજ રીતે બાંધવા, એમ એક દોર પુરો કરવો.

આવા ચોકસ ખુણાનો અને દીશાનો અનુક્રમ લેવામાં અર્થ રહયો છે, જેની વીગત ઘણી બીકટ છે જે આતશ બહેરામમાં જે ચક ફરે છે તેનાં હકીકતી કારણો ઉપર રહી છે. ટુંકમાં એમ જાણવું કે અસર–રોશ્ની જે અતી ખુબસુરત હોઇને ચાલી રહે છે–અને સ્રષ્ટીમાં નેકી વૃદ્ધિ પાંથરવા મુળ ભાગ લે છે માટે અમુક ચલવલો રથવ્ય ચક્રોથી કરી રહે છે અને આખી નીસ્તીના જગત અને ગેતીની બાતેન ચાલને તેઓ ચલાવીને રહે છે, જેથી નીસ્તી–ગેતીનું જગત ટકીને જાહેરચાલો કરી રહે છે, તે અસરે રોશની તેવું બધું કરવા રથવ્ય ચખ્રો કરી રહે છે. એવાં બધાં રથવ્ય ચખ્રના દોરાનો ઉપરથી આ ઓરડર થયો છે. બીજો દોરબી એમજ ચાર ખુણા અને દીશાઓમાંના ખીલાઓમાંથી પસાર કરશે, જે વખતે પેલા ચાર ખીલાઓનું બીજું કાનું વપરાસમાં લેશે. એમ બીજા દોર થઇ રહેશે એટલે દોખ્માની તે તલેસમાતીક કેહપનો બીજો કશ સંપુર્ણ થયો. દોખ્મામાંનું તે તલેસમ રાખતું તે કેહપ હવે છોકરવન થયું તેની મનશ્ની ગવશ્ની સ્પેનામીન આધીન થઇ. હવે પછી ત્રીજો દોર લેવાનો છે. આ વખતે બધાજ ખીલાઓને ઘેરીને બાંધશે. આ વખતે દોખ્માની તલેસમ રાખતા કેહપનો ત્રીજો કર્ષ થઇ રહેશે કે જેની તલેસ્માતીક ખુબાથી દોખ્માનું તે કેહપ નવજુવાન થઇ રહેશે અને હવે સ્પેનામીન આધીનની કુનશ્ની કરવા આપ અખત્યાર રીતે ઉસ્તવાર રહેશે. આ તાણા પોવાની વીગત નીચે પ્રમાણે છે.

## ત્રીજા કર્ષને કરવાની વીગત.

પહેલે પાછા તે પેલાં અગ્નીખુણા આગળના ખીલામાંનાં ત્રીજાં નાકાંમાં સુતરને બેવડું કરીને તેમાં ભંરવશે. પછી તે સુતરને ખેંચીને અષેમ ભણતાં

રહીને પાસેની ગટરની તરફ લઇ જઇને એક હારના ૩૨ ખીલાને તે સુતરથી વીટાળીને પછી ભંડારનાં મુખ આગળના બે શેરના સાથે રહેલા એક ખીલાને વીંટાળીને પાછી સામી બાજુના ૩૨ ખીલાઓ ઉપર સુતર વીટાળશે–પછી તે સુતરને પેલાં અગ્ની ખુણાં આગળના ખીલા આગળ પાછો લઇ જઇ ત્યાંનાં ત્રીજા કાનાંમાં પાછો તાણો ભેરવીને પછી દક્ષીણ દીશા તરફના નવ ખીલાઓને તે તાણો બાંધશે. પછી તે તાણાને નૈરૂત્ય ખુણાં આગળના ખીલા આગળ લઇ જઇ બેવડો કરીને ત્યાંનાં ખીલાનાં નીચલાં કાનાંમાંથી તે તાણાને ભેરવી તે તાણાને નજદીકથી ગટર આગળ ખેંચી તે ગટરના એક બાજુના ૩૨ ખીલાઓને વીંટાળીને પછી તેઓ સાથના ભંડાર આગળના બે શેરના ખીલાને વીટાળી ત્યાંથી ગટરની સામી હારના ૩૨ ખીલાને વીંટાળીને પછી તે તાણાને પાછો પેલા નૈરૂત્ય ખુણા આગળના ખીલાનાં નીચલાં કાણાંમાંથી ભેરવી લઇ જઇને પછી પશ્ચિમ દીશા આગળના નવ ખીલાઓને વીંટાળશે–પછી તાણાને વાવ્ય ખુણા આગળના મોટા ૦। મણના ખીલા આગળ લઇ જઇ તેનાં નીચલાં કાણાંમાં તે સુતરને બેવડું કરી ભેરવીને તાણીને પાસેની ગટર આગળ ખેંચી લઇ જઇને ત્યાંની ૩૨ ની એક હારના ખીલાઓને બાંધીને પછી તેઓ સાથના ભંડાર આગળના બે શેરના ખીલાને લપેટીને ગટરની સામી બાજુના ૩૨ ખીલાઓને વીંટાળીને પછી પાછા તેજ વાયવ્ય ખુણાના ૦। મણના ખીલાનાં નીચલાં કાણાંમાં ફરીથી ભેરવીને ત્યાંથી પાસેની ઉત્તર દીશા આગળના નવ ખીલાઓને બાંધશે. પછી ત્યાંથી તે તાણાને ઇશાન ખુણા આગળના ૦। મણના ખીલા આગળ ખેંચી ત્યાંનાં નીચલાં કાનાંમાં ભેરવી બાંધીને ત્યાંથી પાસેની ચોથી ગટર આગળ તાણાને ખેંચીને એક હારના ૩૨ ખીલાઓને બાંધીને પછી બે શેરના સાથે રહેલા ભંડાર આગળના ખીલાને લપેટીને ત્યાંથી તે ગટરની સામી બાજુના ૩૨ ખીલાઓને લપેટી ત્યાંથી તે પાછા તે ઇશાન ખુણાના ૦। મણના ખીલા આગળ ફરીથી તે તાણાને ખેંચી ત્યાંનાં ત્રીજા કાણાંમાં ફરીથી ભેરવીને ત્યાંથી પુર્વ દીશા તરફના નવ ખીલાઓને બાંધશે. આમ ત્રીજો દોર પુરો થાય છે. પછી છેલ્લે તે તાણાને પાછો અગ્ની ખુણાવાલા ૦। મણના ખીલા આગળ ખેંચી તેને આંટો દઇને તેજ ખુણાની ગટરની વચ્ચોવચમાંથી તે સુતરને ખેંચી લઇ જઇને ભંડારના સૌથી મોટા એક મણના ખીલા સુધી લાવી મુકે છે. પછી પહેલાં દોર શરૂ કરતી વખતે બે યથા ભણતાં લરની માફક બે ગાંઠ મારી હતી ત્યારે જે પહેલો છેડો થયલો, તેને હવે પેલા ખેંચેલાં સુતરના છેલ્લા છેડા સાથે વળ દે છે. એમ તે બે છેડાને મેળવીને રહે છે, જેથી એક

મોટું તલેસમાતીક ચક્ર અમુક ગતીનું ચાલુ થવા માંડે છે. ખીલાઓની સ્વીચ જે બંધ હતી તે હવે ચાલુ થઈને દોર શરૂ થાય છે અને તલેસમની રોશ્ની ત્યાં પ્રકાશી રહે છે. બાકી વધેલું સુતર વચમાંના મણુના ખીલા ઉપર મુકી રાખે છે. એમ ત્યારે ખીલાઓ થોકવે દોખ્માનું તે તલેસમાતીક કેહપ–યસ્નનો મહાલ થયલો તે હવે સુતરને લપેટવે દોરાનમાં કામ કરવા મંડી જાય છે.

દોખ્માના તે તલેસ્મ રાખતા કેહપનાં બધાં રથવ્ય ચખ્રો ફરવાનાં શરૂ થઇ જાય છે. દોખ્માની તે ઝમીન ઉપરનો વાય અને અરમ છેક મીનો કરકો લગી રથવ્ય ચખ્રના દોરમાં ફરે છે. પાવી અને કતની બલીહારી, "પઇત્યાપ"ની બલીહારી–"આપ"–અહુરમજદની ક્ષથ્રનું ચલણ શરૂ થઇ જાય છે. ફ્રશો–કેરેતીને નજદીક ખેંચવાનું એક દોરડું પોતાનું તે કામ શરૂ કરે છે. જેમ ૩૩ જઓથ્રનો પાવમહેલ છે જેમાં પાવીકતની બલીહારી છે, તેમ તેની સાથે હમકારીમાં રહેતો દોખ્માની તલેસમનો "પઇત્યાપ" છે, જેથી હવે પાદયાવ સાઝસ્નેના ગુણોની શકિત મુએદોમાં ખીલવવામાં મદદ થશે અને "પાદ" હરબેરેઝ–ધરતીનો કે ઇનસાન મુએદનો–જોર પકડતો જશે–ખુલ્લો થતો જશે દોખ્માની બનાવટની સમજ પુરી થઇ. હવે દોખ્માની ખીશકારી મરણ વખતની ક્રીયામાં ચાલી રહે છે તેનો કંઈક ખ્યાલ લઇશું.

## ગુજરતી વખતે થતો કુદરતી અણદીઠ ભેદી બનાવોનો અનુક્રમ. મૃત્યુ થવાનું મુળ હકીકતી કારણ.

ઉપર શરીર રચનાનો કંઇક ખ્યાલ લીધો. હવે ગુજરતી વખતે શરીરમાં શું શું ફેરફારો થાય છે તેનો અનુક્રમ બરાબર જાણવો જોઇએ કે જેથી ક્રીયાઓની ખુબીઓની વીગત અને તેમાં દોખ્માનો ફાળો શું છે તે બધાંની સમજ પડી શકે. આપણે ઉપર અઝદના શરીર વિષે કંઇક પુરતું બોલ્યા છીએ. ઇનસાનની જીંદગીનું ટકવું–તેના તનનું બનવું અને મરામત બધું અઝદમાંથી કઇ રીતે છે તેનો ભાશ ઉપર લીધો છે. એજ અઝદ જે સુક્ષ્મ શરીરો કેહપ–તેવીશી અને ઉસ્તાનીક આબી શરીરના કીલ્લા મીસાલ છે તેની દરોસ્ત હાલત ઉપરજ જાન–જીવતી જીંદગી ટકે છે. મીનીટે મીનીટ જે કંઇ વિચાર–બોલ–કામ થય રહે છે તે માંહેલી ઉભી થતી દુજી ગતીનો હલ્લો આ અજદ ઉપર થયા કરે છે અને અજદ તેને મારી હઠાવે છે. પણ એમ કરતાં કરતાં જ્યારે અઝદ નીચે કહેલાં કારણોએ નબળું પડતું જાય છે ત્યારે તે તેના એક નબળાં પોઇન્ટ આગલથી તુટવા માંડે છે. જીવતી જીંદગીમાં જો જાનની શકિતઓ મનસ્ની–ગવસ્ની–કુનસ્ની–વીર–હોશ–બેરદને તેના ઉંચા મરતબામાં રાખી હોય અને તરીકત ઉપર

રહયા હોઇએ તો અજદને તેમાંથી ઘણો ટકવો મલે છે, પણ તરીકતનો ઉંચ મરતબો આજે રહી શકતોજ નથી અને મનશ્ની-ગવશ્ની-કુનશ્ની અતી દુરબળ રહે છે અને વીર-હોશ-ખેરદ જેવું આજે રહયું નથી. તેને બદલે જડ વીદયા અનુસાર અકકલનું જ્ઞાન, જે અધ-માંથ્રનાં તમકકાનું રહે છે, જેમાંથી અસરે-તારીકી ઉભી થાય છે, જેમાંથી અનાસરોની બરબાદી થાય છે, તે દરેકે દરેકને પ્રાપ્ત થવે તે અનુસાર જીંદગી ગુજારવામાં આવે છે એટલે વીર-હોશ-ખેરદ તો નશ્તજ રહે છે.

વળી ખોરાકનો બાબ આજે તદદન ઉતરી પડેલો છે. નબાતાતનો ખોરાક કે માંસનો આહાર બેઉ તરીકત અનુસાર રહયા નથી માટે બેઉમાં ગવ તદન મામુલી હોવે અઝદનો ટકવો તે ઉપરથી ઝાઝો રહયો નથી અને દ્રુજ-પરહેજ નહિ થવે અઝદ ઉપર પુશકળ માર રહે છે અને જુઝબાજ રૂપીયે આના બે આના જેટલી દ્રુજ-પરહેજી જેઓ માંડ માંડ કરતા હોય તે પતરીત રીમનીથી બરબાદ જાય છે. જેઓ દ્રુજી હાલતની પરહેઝી કરતા નથી તેઓને રીમન કહે છે અને એવાઓ બીજાને અડકે ત્યારે બીજાને પતરીત રીમની લાગે છે. **આજે આપણે બધાજ પતરીત રીમાન છીએ.** આજે ત્યારે પતેત અને મહેર ઉપરજ અઝદનો ટકવો છે. એટલે આપણે આપણી કુદલે એબો સામા ઇનસાનોના બધા જાતજાતના થતા ગુનાહોમાં જોઇને પીઠ પાદશાહની છે એમ મુદ્રાલેખ રાખી-રખેને તે એબો આપણાથી થઇ જાય એમ ચોંપ રાખી તેઓની સામે તકેદારી રાખી એમ ખુદની નાકશી-બેહુરમતીની પીછાણ-જાણ-શનાશી કરીને ખરી પતેતની ગતીમાં પણ ઉમંગીપણામાં ભવિષ્યમાં ભલાઇ ઉભી કરવાના ઉત્સાહમાં રહેવું, અને જેટલી બને તેટલી તરીકત ખાસ કરીને દ્રુજીએ-બુજી અને દીપ્ર પાલવી, પણ તે ઉપર મુશ્તાક નહિ રહેવું કે આપણે તરીકત ઉપર છીએ કેમકે આજે બધેજ **અપન્તજ** છે. કોઇબી જાતના દાવાથી યા ખોટી માની લીધેલી ઉંચપણાંની હુંફ ઉપર રહેવાની સરકશી કરવી નહિ. આવી રીતની વર્તણુકમાંજ રહીને દુન્યા સંસારની ફરજો અદા કરવી અને માંથ્રોને કાયદેસર ભણવા. આવી હાલતમાંથીજ આજે કંઇક ગવ અજદને મલી શકે.

ઉપર કહેલાં બધાં કારણોને લીધે અઝદ નરમ પડતું જઇને દ્રુજી ગતીની સામે બચાવ કરવાની શકિત ખોહતું જાય છે અને કેહેની નબળી બાજુ ઉપરથી તુટવા માંડે છે.

## મૃત્યુની જરા આગમજના બનાવ.

ત્યારે મૃત્યુ આવવાની શરૂઆત કયારથી થાય છે તે જોઇએ. તે શરૂઆત થ્વાષના જીવતા જીવતના પહેલા ભાગના ખતમ થવાના છેડાથી અને

શ્વાષના બીજા ભાગના શરૂ થવાની આગમજના ઝમરીરની એટલે બે હાલતો વચ્ચેનાં ભાગના આમદથી થાય છે, જે વખતે દુજી સામે બચાવ કરવાની અઝદની શકિત જવાથી તે કેથેથી તુટવા માંડે છે. આ વખતે મનને ચિંતા થાય છે અને ગમે તેવા જડમાં જડ માણુસનેબી કંઇક વૈરાગ ઉભો થાય છે. મોટો આશમોધ હોય યા (Athest) એથીસ્ટ હોય તેનેબી યજાતની ગતીનો ભાશ આવતો જાય છે. (૨) અઝદની દીવાલ ધસી જવે કેહપના તે બેઉ ભાગો કુદરત વસેલો ઉંચ ગતીનો તેમ માદર-રૂપનો તનમાં અભડાઇ રહેલો ખાકી ગતીનો-પોતાની પકડ ખોહતા જાએ છે માટે દુજી સામેના ભવિષ્યના પોતાના બચાવ અર્થે કેહપના તે બેઉ ભાગો પોતાનું સુઝતું કરે છે. પહેલાં કુદરત વસેલું ઉંચ ગતીનું તે કેહપ તે અઝદના ભાગી રહેલા ભાગમાંથી પગના અંગોઠા મારફતે બહાર પડવા માંડે છે: મર્દ હોય તો જમણા પગના અંગોઠા મારફતે અને ઓરત હોય તો ડાભા પગના અંગોઠા મારફતે બહાર પડવા માંડે છે. અજદ પહેલે તુટવા આગમજ ઢીલું થાય છે અને દુજના ફટકાને હઠાવી શકતું નથી પણ મરણતોલ માર ખાતું જાય છે. આજ વખતે તે કુદરત વસેલા ઉંચ ગતીના તે કેહપમાં પોતાનુ સુજતું કરવાની બેદારી આવે છે-તેના બહાર પડવાના મીથ્રોથી તે કેહપ પોતાના પેલા અભડાયલા ભાગને વાકેફ કરે છે તે દીવસની હાવનની મહેરથી તે કેહપનું બહાર પડવાનું શરૂ થાય છે. પહેલાં કેહપની ફેલાવવાની-ચખ્રોને ચલાવવાની ગતીમાં ન્યુનતા આવતી જાય છે. કેહપનાં સાચાંકામમાં ખલલ થતી આવે છે. આ સામાન્ય કાયદો છે કે દરેક કાંઇ બનાવ બનવાનો હોય તો પહેલાં તે બનતા બનાવોના મીથ્રો એટલે તે બનાવ થશે તેની યાદી પહેલે તે ઇનસાનમાંની મીથ્રીક સુક્ષ્મ ગતોને મલી રહે છે-પછી તે બનવાના બનાવનું ઉશ્તાન એટલે તે બનાવ કઇ રીતે બનશે તે રીતના જાહેર થવાની ગતી તે ઇનસાનનાં ઉશ્તાનમાં મલે છે અને પછીથી તેને નેમેલે વખતે તે બનાવ બની રહે છે. જો કોઇ આપણને મલવા આવવાનું હોય, કોઇ આપણી સલાહ લેવા આવવાનું હોય, તો પહેલાં તે મળવા આવનારના મીથ્રો આપણા મીથ્રોને એટલે કેહપમાં ચાલતી સુક્ષ્મ ગતીને (અહિંયાં મીથ્રમાં વિચારનો અર્થ નથી પણ મીથ્રમાં કેહપની ચોકસ ગતોનો અર્થ છે, જ્યારે આપણાં તનનાં ભેજાંનો વિચાર કેહપના તે મીથ્રોની સાથે હમાજોર થાય ત્યારે આપણો વિચાર મીથ્રનો કહેવાય-નહિ તો તેને ખાલી મનેશજ કહે છે) મલે છે. પછી બેઉના ઉશ્તાન મલે છે અને પછી બેઉના દમાદમ મલીને બેઉની અઇપી મલી રહે છે-બેઉ રૂબરૂ થઇ રહે છે. એવી રીતે જો કોઇને અકસ્માત થવાનો હોય તો તે અકસ્માતના મીથ્રો એટલે તે બનાવ બનશે તેની યાદી આપણો

ખોદા આપણાં કેહપર્ના મીથ્રને કરે છે, જે મિથ્રને પછી તે કુદરત વસેલું કેહપર્ પેલા અભડાયલા માદરરૂપનાં કેહપર્ને મોકલાવે છે. પછી તે બનાવ બનવાનું ઉશ્તાન એટલે આવી રીતે તે બનશે તેની જાહેરાત આપણો ખુદા આપણા ઉશ્તાનને આપે છે એટલે તે બનાવનું ઉશ્તાન આપણાં ઉશ્તાનને મલે છે–એમ થયાં પછી નેમેલે વખતે તે અકસ્માત થઇને જીવ બરબાદ થાય છે. ત્યારે અકસ્માત વખતેબા કેહપર્ના મીથ્રો હાવનની મહેરથીજ ચાલવા માંડે છે એટલે કેહપર્ હાવનની મહેરથી અંગોઠા મારફતે બહાર **પડવાની** શરૂઆતી ગોઠવણ કરતું રહે છે–આમ છે માટેજ આપણે મરણનો દીવસ જીવ જાય તે દહાડાની હાવનની મહેરથી ગણીએ છીએ.

## મનના ગભરાટની શરૂઆતનું કારણ.

જ્યારે તે મીનો કુદરત રાખતું ઉંચ ગતીનું કેહપર્ અંગોઠામાથી નીકલતું રહે છે અને કંઇક ભાગ નીકલી રહે છે અને અઝદનો કંઇક ભાગ તુટી રહે છે કે **મનનો ગભરાટ શરૂથાય છે.** જો ગોસ્પંદી ગતીનું મન હોય તો પોતાની ગોસ્પંદી બાજુની સલાહ લઇ બઓદની શકિતની હેફાઝતમાં જવે બઓદની સલાહ લે છે અને પોતાનાં ખોદાની યારીથી દીનની પનાહ માંગે છે અને તે વાકેઆ–એટલે બનાવને શરણ થાય છે. આ વખતે હાફો શરૂ થાય છે. મન આ વખતે આગલી જીંદગીઓનો ચીતાર જોઇને આગલાજ કેશાશોમાંથી પોતે થયલું હતું અને પોતાને જે કરવું હતું તે કીધું કે નહિ કીધું તે પામીને ખુરસંદ યા પશેમાન થઇ રહે છે. મન* પોતે જડ તનના અનુઓ કે જેઓ સુક્ષ્મ તનથી પોખાઇને પોતાના મિથ્રોને એકાગ્રહ કરી શકેલા તેવી એકાગ્રહ થયલી ગતીમાંથી થયલું છે. ભલી તેવાષી અને ખરફ્સ્ત્રી તેવાષી તે મનની કેબીનેટના સભાસદો છે. મન જો ભલી તેવાષીની સલાહે ચાલતું હોય તો મરણ વખતે તેઓની સલાહ ઉપરજ રહી શકે: ભાનભુલું થાય નહી, પણ મન જો ભલી તેવાષીને થોકરે માર્યા કરતું હોય તો મરણ વખતે તેઓની સલાહ લેવાની યાદ તેને આવતી નથી. શું થાય છે? માનવની અઇપિનાં નવ પડો રહે છે જેમાંનાં છ પડો તો ગોયા દાદારના રહેવા લાયકનાં છે અને ફ્રરોહરના રહેઠાણ અને આણુવાળા રહે છે. પણ અઇપિના જડ તનની આગળના ત્રણ ભાગોમાં માનવના વિચાર–બોલ–કર્મના છાપો રહે છે, જેથી તે ત્રણ ભાગો દુજી ગતીવાલા થઇ

---

* જ્યારે તનના અનાસરોને સુક્ષ્મ શરીરોનું પોશણ જોઇએ તેથી ઓછું મળે છે ત્યારે તે અનાસરોના મિથ્રો એકાગ્રહ થઇ શકતા નથી, જેથી ફેલાયલી ગતી થઇ રહે છે. આવું મન પોતે તનના અનાસરોના માંથ્ર–યસ્નને સમજીને વાચા–ગોબી કાઢીને ઇનસાન તરીકે સાવધાન રહી શકતું નથી, જેથી માણસ ગાંડો થઇ જાય છે.

રહે છે. મરણ વખતે જ્યારે હાંફો ચાલે છે તેની જરાક અગાઉથી ફરો-હર તે અઇપિમાંથી નીકલીને બહાર નીકલતાં કેહર્પમાં જઇ રહે છે. આથી અઇપિમાંથી ફરોહરની અસર ચાલી જાય છે અને અઇપિના પેલા ત્રણ ભાગોમાંની દુજી ગતીના છાપોનું ઉસ્તાન બહારની અહીની ગતીને મલીને અહીરીમનને તે અઇપિમાં આવવા સગવડ કરી આપે છે. આમ અહી-રીમન અઇપિનો કબજો લઇને મનની પાસેથી આખાં તનનો કબજો માગે છે. આ વખતે મનનો ગભરાટ થઈ રહે છે. આમ ત્યારે શરીરમાં વધી પડતા દુજીના હુમલાની બીકથી અને અહીરીમનનાં તેની ઉપરના છેલ્લાં કહેણ ultimatum (કે તેણે શરીરનો કબજો આપી દેવો) તેની આગળ ધ્રુજી પડીને ખરફસ્ત્રી તેવાષીનેજ પુછયા કરીને નાશ પામે છે. **આ વખતે મનના ગભરાટ અકળાટથી શબના મીથ્રો ઉભા થવાની શરૂઆત થાય છે.** આ વખતે શરીરના હવસોની બુરી ગતીનું કોટલું જે મનનાં ગભરાટથી ઉભું થાય છે તે ઇનસાનની અઇપિની આસપાસ બંધાતુ જાય છે. આ વખતે ફરોહર જે અઇપિના નવ ભાગોમાંના સુક્ષ્મ ત્રણ ભાગોમાં રહેતું હતું તે ત્યાંથી નીકલીને બહાર પડતા કુદરતના વસેલા કેહર્પના હરબરેઝનાં ચખ્રો કે જેમાં તે રૂવાનની જન્મો જન્મની કમાઇ નામે પન્જે-ઝરવીકશી-બાતેની પડેલી છે, જેમાં સરોશ જેવા તાબેદારીને ખરીદવાની શકિત છે, તે ચખ્રમાં જઇ રહે છે. અઇપિમાંથી ફરોહરના ચાલી જવાથી અઇપિમાં અહીરીમનની શકિત ઉપર કહયું છે તેમ આપણી બદ કરણીના દુજી ગતીના છાપોનાં ઉસ્તાનને જોરે ધસી આવીને **મન** ઉપર ભારે અસર કરે છે, મનને અઇપિમાંની તે અહીની શકિત છેલ્લો અલટીમેટમ ઉપર કહયો છે તે આપે છે.

## મનના ગભરાટ થતી વખતે છેલ્લી ઘડીએ કરવી જોઇતી ગંભીર ધારમીક ફરજો.

આવા હાંફાનાં અને ગભરાટનાં મનના નાશ પામવાના-અને શબના મીથ્રોના એટલે મનની હવસી ગતીઓમાંથી એક જડ આકારના કોટલાં રૂપમાં બંધાવાના વખતમાં હજુર તો દમાદમ ચાલે છે, ને વખતમાં, કે **જ્યારે ઈનસાન જીંદગીની આરજુ કરે છે** પણ તે કંઇએ મલતી નથી તે વખતે-જ્યારે જીવને છોડવાનો વખત આવ્યો છે એમ મનને ખબર પડે છે જેને માટે મનને અત્યંત દુખ થાય છે તે વખતે-જ્યારે તેનો બેલી કોણ થશે એમ મન મોહતાજ થાય છે તેવી નાચાર હાલતમાં **ઘરના આતશને રોશન કરવા તેવણને આઝાદ** કરી નાખવા એટલે તે ઉપર કંઇબી રાંધવાનું હોય તેને ઉંચકી લેવું-તેમાં સુખડ લોબાન

મુકવું અને તેમાનાં આતશને અફરગાન્યમાં મુકી તે ગુજરી રહેતા શખ્સની પાસે લાવી તેનાં ફરઝંદોએ તે શખ્સની આગળ તે બળતા રોશ્ન આતશ ઉપર લોબાન મુકવું અને ગીથ્ર કરવા કે, "તમારો ખુદા તમોને મદદ કરો–જરથોશ્તી દીનની હેફાઝત તમોને મલો–સરોશની પનાહ તમોને મલો–અશો જરથુસ્ત્રથી તમોને રાહત મલો–તમારો બેલી ખોદા–અહુરમજદ જરથુસ્ત્ર–જરથોશ્તી દએન અને સરોશ છે. હમો તમારા ફરમાન બરદાર છીએ–હમો તમારી યસ્ન–ક્રીયાઓ નકકીજ કરીશું–હમો તમારા નોકર છીએ–તમો શાંત રહો ખોદા તમારી રહાઇ કરે–અશો ફરોહરથી તમોને શાંતિ મલો–સરોશની પનાહને તમો યાદ કરો–તમારા પઇસા–ટકાનો વહીવટ તમારી વસીઅત મુજબ કરીશું" એમ એક પછી એક તેનાં ફરઝંદોએ લોબાન મુકી મીથ્ર કરવા અને ગુજરનારનું પેવન્દ પકડી યથા અષેમ ભણવા અને પતેત* ભણવાની શરૂ કરવી અને તે ગુજરનારને માટે સરોશની પનાહ માંગવી અને હોમનું પાણી–દાડમના દાણાનો રસ તે ગુજરનારના મોહડામાં નાંખવો.

## મનનું બંધારણ, ગુજરનારનાં મનની છેલ્લી હાલતની અને તેના છુટા થવાની કેફીઅત–રૂવાન અને બઓદની ફેરવાતી હાલતો; રૂવાનની અનુશેહની હાલત.

આ વખતે કે જયારે મનનો ગભરાટ હોય છે, ત્યારે ગોસ્પંદી મન અહીની સામે ટકી શકે છે પણ ખરફસ્ત્રી મન ટકી શકતું નથી. મનને આ વખતે મૃત્યુ થવાની ખબર પડે છે. એજ વખતે બઓદણી બેદાર થઇ રહે છે જો કે રૂવાન તો ગફલતીમાંજ રહે છે. આ વખતે ખરફસ્ત્રી મન કંઇ કરી શકતું નથી. ગોસ્પંદી મન આ વખતે આ જાગૃત થયલા બઓદને શરણ આવે છે અને બઓદની હેફાજત મેળવીને નાશ પામે છે એટલે પોતાની એકાગ્રહ થયલી ગતી ખોહી દઇને છુટુ થઇ જાય છે. જેમ દીવો બળે છે ત્યારે રોશ્ની પડે છે પણ વડો થાય છે કે રોશ્ની રહેતી નથી, તેમ મનનો દીવો વડો થાય છે જેથી મનની રોશ્ની ખુદીની ચલવલ નાશ પામે છે છતાંબી દીવાની વાટ અને તેલ અને તેલનો ખડીઓ તો રહેશેજ એમ મન વિષે લેવું. આમ મન નાશ પામીને છુટુ થઇ જાય છે. અનાસરોના તે એકાગ્રહ થયલા મિથ્રો છુટા થઇને પોતપોતાની સેફાત પ્રમાણે ગવ કે ઉગતી દએવીક ગતી તરફ જવા આતુર બની રહે

* જાણવું કે છેલ્લા હાંફા વખતે પતેત ખાસ કરવી કેમકે હજુર તો તેનો જીવ છે. આ પતેતના મિથ્ર–માંથ્ર તેને અજબ જેવી શાંતી આપી રહે છે.જેવો જીવ ગયો કે પતેત ભણવામાં ફાયદો નથી.

છે. મન જો ગોસ્પંદી હોય અથવા છેલ્લી વખતે પોતાના પેગામ્બર દીન અને અહુરમજદનેજ યાદ કરે તો તે નાશ પામતાં મનના દીવાની બત્તી, તેલ ઉપર એટલે એકાગ્રહમાંથી છુટા થયલા અનાસરોના મિથ્રોની ઉપર એટલે છુટા થયલા મનની ઉપર બઓદની આણુ રહે છે. આ બઓદ પોતે દએવીક ગતી વગરનું હોવે પોતામાં સરોશનો ક્ષથ અખીકાર જે દરશી દ્રઓશનો છે તેથી પોતા ઉપરનો બંદ ઉકેલે છે, અને રૂવાન ઉપરના બંદને અરધો ઉંચકીને રૂવાનને જાગૃત કરે છે. જાગ્રત થયલું રૂવાન નાશ પામતાં મન અને જાન અને શરીરને જોઇને અને અઇપિને તીરે ગોહરના હાથમાં જોઇને ગોયા પોતાનાં ઘરમાં ચારે તરફ નાશની આગ લાગી છે તે જોઇને ગભરાઈ જઇને રૂદન કરે છે, પણ બઓદ તેની જાગૃતીને વધુ સચેત કરીને તેનો બંદ વધુ ઉંચકી તેને ઉજમવાલુ થવાના હોશમાં લાવીને અનુશેહીનું ભાન કરાવે છે જેથી તે રૂવાન રથેશ્તાર બનીને નાશ પામતી ચીજોની દરોસ્તી કરવા બઓદની સાથે ઉશ્તવાર થઇ રહે છે. આ મનનો ગભરાટ અને તેથી થતા શબના મિથ્રોને લીધે અઇપિમાંથી ફ્રોહર બહાર પડીને પેલાં બહાર પડતાં કેહર્પમાં જાય છે અને તેજ વખતે બઓદબી જાગૃત થઇને રૂવાનને નિમ હોશમાં લાવે છે. હજુર તો હાંફો થઇ રહયો છે, મૃત્યુ થવાનું છે. તે કયારે થઇ રહે?

## મરણના થવાનું તુરતનું કારણ; મુવેલાં શરીરમાં સ્પેના અને ઘનાની શકિતઓની હરીફાઇ; સ્પેનાથી કર્ષવાળા મીનો દવ્વાર-રીંગનું થવું અને ઘનાથી દ્રુજે-નસુનું થવું.

પેલું બહાર પડતું કુદરત વસેલું કેહર્પ પોતા સાથના તેવી તેવીશી ઉશ્તાન સહિત બહાર પડી રહે છે ત્યારે અજદ ધીમે ધીમે નાશ પામી સુક્ષ્મ આબ તરીકે થઇને જડ શરીરમાં પંથરાઇ જાય છે. આ વખતે કે જ્યારે કેહર્પ સાથનાં તેવીશી-ઉશ્તાન આપ બહાર પડે છે ત્યારે ઉશ્તાનનો ઝરો જે અઝદમાં રહેલા જાનના સરકીટ ઉપર પડતો હતો તે જાન ઉપરથી નીકલી જવે જાનનો સરકીટ અટકીને છુટી જાય છે. આજ વખતે જડ તનના અનુએ અનુમાંના નાના જાનો ઉપરની ઉશ્તાનીક ગતીઓ નીકલી જવે તે બધા નાના જાનોના સરકીટો છુટી જાય છે. **આ વખતે હાર્ટ-ફેફસાં કામ કરતા અટકી જવે મૃત્યુ થાય છે.** અઝદ જયારે નાશ પામે છે ત્યારે ત્યાં રહેલો જાનનો સરકીટબી નાશ પામે છે, અને જેમ અઝદ સુક્ષ્મ આબરૂપનું થઇને મુવેલા તનમાં વીખરાઇ જાય છે તેમ તે જાનના સરકીટમાંના આતશ-બાદ-આબ-ખાકના

દોરાનોબી શરીરમાં વીખરાય છે, પણ જાનના સરકીટમાંનો આતરે-વોહુ ફ્રીઆનનો ચેરાગ બુઝાતો બુઝાતો ફ્રાદોની મદદ લઇ, બાદની મદદ લઇ ખાકથી ઉશ્તવાર થઇને એક કર્ષનો મીનો દવ્વાર એક સરકીટ કરી રહે છે. આ વખતે તે આતશને તે ગુજરેલા માનવનો બગોબખ્ત જોઇતી મદદ આપે છે.

આમ જ્યારે બગોબખ્ત ગુજરેલા તનમાં રીંગ મીનો કર્ષ ઉભો કરે છે ત્યારે અઇપિમાં આવેલો અહીરીમન દ્રુજે-નસુને ઉભો કરે છે. જડ અનુઓના વોહુનમાં જે નાના જાનના સરકીટો હતા તે હવે તુટી ગયા છે. ગવ અને દએત્રી ગતીનો કચરો નામે રએથ્વની વણાત જાનથી થયલી હતી. તે વણાત-માંથી વોહુન થયલો હતો. હવે જાન છુટવે ગવ અને દએવીક ગતીઓ છુટી થઇ. આ દએત્રીક ગતીમાંથી અહીરીમન દ્રુજે-નસુને ઉભો કરે છે.

## ત્યારે જીવતી જીંદગીની આખરી અને મૃત્યુની શરૂઆતમાંના આટલા નીચે બતાવેલા પગથ્યાં સીલસીલામાં આવેલા જોયા. હજુતો જીવ છે-માણસ જીવે છે.

૧. જીવતી જીંદગીના પાપોના ભારથી અઝદનું તુટવું-અઝદ તુટવે કેહર્પનો સુક્ષ્મ કુદરત વસેલો ભાગ તે દહાડાના રવીના ઉગવાના વખતથી બહાર પડીને પોતા સાથના પણ જડ શરીરને માની માફક ટેકવતા હોવાથી અભડાયલા એટલે ખાકી થયલા તે કેહર્પના બીજા ભાગને મૃત્યુ થવાનો પેગામ પુગાડે છે અને ગવની હિફાઝત કરવાની નસીહત આપે છે.

૨. મનનો ગભરાટ, તેથી થતા શબના મિથ્રો, શબના મિથ્રોનું અઇપિની આસપાસ ફરી વળવું, જેથી

૩. ફરોહર અઇપિમાંથી નીકલી જઇને ત્યાંની રૂવાનની જન્મો જન્મની મીલકતની પાસબાની કરે છે-સરોશની ગતી કમાવવાની કમાણીને ટેકવે છે. હજુર મૃત્યુ થયું નથી. પણ આ વખતથીજ અઇપિમાં અહીરીમનનું ચલણુ થાય છે-માટે મરતાં માનવમાંથી ખુબસુરતીનું ખેંચાણ આકર્ષક ગતી-રાદી શાંતી નશ્ત થાય છે.

૪. બઓદનું જાગૃત થઇને રૂવાનને નિમ હોશમાં લાવવું. હજુર મૃત્યુ થયું નથી અને મનનો ગભરાટ ચાલુ છે.

## મૃત્યુની ઘડી.

૫. બહાર પડતા કેહર્પ સાથની તેવીશી-ઉશ્તાન આપના બહાર જવાથી નાશ પામતું અઝદ સદંતર તુટી જઇને જડ શરીરમાં પંથરાઇ જાય છે. અઝદમાંના જાનના સરકીટ ઉપરથી ઉશ્તાનનો ઝરોહ ખસી

જવે જાનનું ચાલવું અટકી જવે જડ અનુએ અનુમાંના નાના જાનોના સરકીટ અટકી જાય છે જેથી હ્રદય ફેફ્સાં અટકે છે. એમ મૃત્યુ થાય છે. અઝદમાંના જાનનો મુળ સરકીટ તેમ અનુઓમાંના જાનોના નાના સરકીટો હોવે અઝદ ઉંસ્તવાર ઘાટવાળું હતું અને તે જડ શરીરના અનુઓ જીવ-વાળા હતા એટલે વોહુન હતો. હવે જાન છુટી જવે અઝદના વોહુન કે અનુએ અનુના વોહુનમાંની ગવ અને દએવીક ગતી છુટી પડે છે અને અઝદ તુટી જાય છે અને જડ તન આકર્ષક ગતી ખોહે છે. **જાનોમાંના આતશ–બાદ આબ–ખાક** મુરદાર શરીરમાં પંથરાય છે તેમ તુટેલા અઝદ અને જડ તનના અનુએ અનુમાંની વોહુનની હાલત નાશ પામીને ગવ અને દએવીક ગતી તરીકે છુટી પડે છે, જે છુટા પડેલા ગવ અને દએવીક ગતીઓ જડ તનમાં પંથરાય છે. જાનોમાંનો આતશ બગોબખ્તથી જોર પામીને બાદ–આબ–ખાકને એકઠી કરીને એક કર્ષ નવું રીંગ સરકીટ ઉભી કરે છે, જ્યારે પેલી નાશ પામેલા વોહુનમાંની દએવીક ગતીને અઇ-પિમાંનો અહીરીમન દુજે–નસુ તરીકે ઉભો કરે છે; અને વોહુનમાંથી છુટી થયલી 'ગવ' માદરરૂપ કેહર્પની અમાનત મેળવવા બગોબખ્ત આગળ દુઆ કરી રહે છે

## ત્યારે મૃત્યુ થયા પછીથી ખાસ બનાવ જે બને છે તે એ છે કેઃ–

એક મીનો કર્પનો દવ્વાર એક રીંગ અને દુજે–નસુ બેઉ ઉભા થઇ રહે છે : કર્ષ રીંગ તે સફેદ બાજુની તે કુદરતનો બચાવ છે. દુજે–નસુ તે કાળી બાજુની કુદરતનો રથેસ્તાર છે.

ત્યારે મૃત્યુ કહેતા હ્રદય–ફેફ્સાંના અટકાવાની અગાઉ જાનના દોરાનો ધીમે ધીમે ચાલી રહે છે જો કે ફરોદરે જગા બદલી છે–કેહર્પનો ઉત્તમ ભાગ બહાર પડતો જાય છે–રૂવાન–બઓદ જાગૃત શાય છે–મનનો ગભરાટ છે. મૃત્યુ એટલે હ્રદય ફેફસાં અટકવાની પળથી એટલે અઝદમાંનો જાનનો મોટો દોર તેમ અનુએ અનુના નાના જાનોના દોરો અટકીને છુટા થયા પછીથી મુળ બે બનાવો બને છે.

બગોબખ્ત જાનમાંના આતરે વોહુ ફ્રીઆનને જોરે રીંગ, કર્ષ ઉભો કરે છે.

અહીરીમન જે હવે અઇપિનો સાહેબ છે તે નાશ પામતાં વોહુન-માંની દએવીક ગતીમાંથી દુજે–નસુને ઉભો કરે છે.

આતશનો કર્ષ રીંગ અને દુજે–નસુ જન્મતાને વાર પોતપોતાનું કામ

કરવા શરૂ કરશે. કર્ષ રીંગ પોતે સચેત થઇને દ્રુજે-નસુને ઘેરીને રૂવાન કે જે પોતાનાં વહાણુ એટલે બહાર પડેલાં કેહર્પમાંથી પડી ગયલું છે તેને પાછું તે વહાણુમાં જવાની સવળતા આપવા માંગે છે, કેમકે જેવું રૂવાન પોતાનાં કેહર્પમાં સવાર થયું કે પછી તે રથેશ્તાર થઇ પોતાની મેળે ઉપર પોતાને ઠામે જઇ શકશે. ત્યાં જીવ છે-હાફ્રે છે તેટલા વખત લગીમાં ઉપર કહેલા અણુદીઠ બનાવો બને છે ત્યારે આપણે શું ધારમીક ફરજો બજાવવી તે ઉપર લખી ગયા છીએ. તે ગુજરનારના ઘરના આતશને આઝાદ કરી એટલે તે ઉપર કંઇબી રાંધવાનું અટકાવીને તે આતશ ઉપર લોબાન મુકીને મિશ્ર કરવા. પછી કાનમાં **૫ યથા અષૅમ** પઢીને **પતેત** પઢયા કરવી.

## મૃત્યુ વખતે થતા દ્રુજે-નસુ અને આતશના કર્ષ થવા સાથના પછીના વધુ બનાવો.

**મૃત્યુ પછી શું બનાવો વધુ બને છે તે જોઇએ**-એટલે ઉપર કહેલા દ્રુજે-નસુ અને આતરે વોહુ-ફ્રીઆનની રીંગ કર્ષ ઉપરાંત શું થાય છે તે જોઇએ. **ફ્રેરોહર સાથના, રૂવાન બઓદ સાથના, બહાર નીકળેલા કેહર્પ ઉશ્તાન તેવીશી સાથાના અઇપિ સાથના** બનાવો જે મૃત્યુ થવાની જરાક અગાઉ થયલા આગળ લખેલા છે તેઓ તેવાજ રહેતા નથી પણ તેઓમાં અચુક ફેરફારો થાય છે તે જોઇએ. ઉપર જોયું કે મૃત્યુ થતાંને વારજ બગોબખ્તની શકિત આતરે વોહુ-ફ્રીઆન પાસે કર્ષ રીંગ કરાવે છે અને અહીની શકિત દ્રુજે-નસુ ઉભો કરાવે છે. આ બેઉની ચળવળો કયાં થાય છે, કોણની સાથે અને શા માટે થાય છે? ઉપર કહેલા બધાઓ માટે એટલે ફ્રેરોહર માટે રૂવાન-બઓદ-કેહર્પ-ઉશ્તાન-તેવીષી માટેજ થાય છે. **દ્રુજે-નસુ** રૂવાન-બઓદનો તેમ કેહર્પ-તેવીશી-ઉશ્તાનનો નાશ કરીને અઇપિને હમેશની અહીરીમનની મતા કરવા માંગે છે. જ્યારે આતશનો તે મીનો કર્ષ **દ્રુજે-નસુ ઘેરીને** રૂવાન-બઓદને કેહર્પ સવાર કરાવવા માંગે છે કેમકે જેવા રૂવાન-બઓદ કેહર્પ સવાર થયા કે તેઓ દ્રુજે-નસુને તાબે કરીને અહીને અઇપિમાંથી નસાડીને અઇપિની આસપાસનું શબનું કોટલું તોડશેજ; અને ગુજરેલાં શરીરમાં ફસી પડેલી વોહુનમાંની ગવની ગતીઓ કે જેઓની પાસબાની કરવા પેલાં ખાકી શરીર સાથનું માય જેવું કેહર્પ તે જડ શરીરમાં બાતેન અનાસરરૂપ રહયું છે, જેની ઉપર તે દ્રુજે-નસુનાં માર છે તેઓનો છુટકારો તેઓ એટલે તે કેહર્પ સવાર થયલા રૂવાન-બઓદ પોતા સાથના ફ્રેરોહરને જોરે અને બગોબખ્તને જોરે કરશેજ. આતશી કર્ષ રીંગની આવી કુદરતી ખીશ્કારીને મદદ કરવા પહેલા ચાર દહાડાની ક્રીયાઓના ચાર પાયા છે, તે જોવાનું છે, જેમાં દોખ્માની તલેસમ મુળ છે જે

વિષે ઉપર જોઇ ગયા. ત્યારે દુજે–નસુ શું કરે છે તે જોઇએ–પેલી આતશની રીંગ શું કરે છે તે એની હરીફાઇ જોઇએ. આ જાણવા મુળ ચાર બાબદો જે **ફરોહર–રૂવાન–બઓદ–જડ થયલી અઇપિ અને માદરરૂપ કેહર્પ**ના બચાવને લગતી છે તે જોવી જોઇએ.

## ફરોહર શું કરે છે?

ઉપર જોયું કે હજુર તો જીવ છે પણ ગભરાતાં મનથી શબના મિથ્ર થઇને અઇપિને ઘેરવાનું શરૂ કરે છે કે તુરતજ ફરોહર અઇપિમાંથી નીકલીને બહાર પડેલાં કેહર્પનાં પહેલાં ચખ્રના હર બેરેઝના કીલ્લાનો ઇલાકો લઇ લે છે. હજુર તો જીવ છે એટલામાં ફરોહર પછી તે બહાર પડેલાં કેહર્પમાં ફેરફાર કરીને કેહર્પના બધાં ભાગોને પહેલાં ચખ્રની અંદર ખેંચી લે છે. આથી દસમું ચખ્રબી તે પહેલાં ચખ્ર જે માથાં આગળ છે ત્યાં ખેંચાય છે, જેથી તે દસમું ચખ્ર હવે છાતી આગળ રહયું નથી. પણ ઉપર બ્રહમાંડ ઉપર ચઢયું છે એટલામાં મૃત્યુ થાય છે. જેવું મૃત્યુ થયું અને શરીરમાં માનો કર્ષ અને દુજે–નસુ થવાની શરૂઆત થઇ કે ફરોહર તે ફેરફાર પામેલાં કેહર્પમાં વધુ ફેરફાર કરે છે, જેથી દસમું ચખ્ર જે હવે માથાની તાલકી આગળ છે તે માંહેલા રૂવાન–બઓદની જોડ બહાર પેલી અઇપિ જે અહીની થઇ છે તેમાં પડે છે. જેવા તેઓ બહાર પડયા કે તે બહાર પડેલા કેહર્પમાંના હરબરેઝના કીલ્લાને તે ફરોહર બંદ કરે છે. પણ આ કીલ્લા ઉપર જો રૂવાન–બઓદ પાછા જાય કે પછી દુજે–નસુ કે અહીને મારી શકાય. પણ તે બહાર પડેલાઓને ઉપર જતા કંઇક વીલંબ લાગે છે.

## રૂવાન–બઓદ વિષે: બહાર પડેલા રૂવાન બઓદના પાછા કેહર્પમાં ચઢવાના કારણ જોવા હવે જડ થયલી અઇપિના બનાવો જોઇએ.

અઇપિમાં અહીરીમનનું ચલણ થાય છે. હજુ તો જીવ છે એટલામાંજ મનને ગભરાવીને અહીની વાસ્ના મરતાં શરીરમાં ગયલી હતી. જેવો જીવ ગયો કે તુરતજ દુજે–નસુને તે અઇપિમાંનો અહી ઉભો કરે છે, મોટો કરે છે, કુલ મુખ્ત્યાર કરે છે અને તે દુજે-નસુએ કયાં કયાં હોમલા કરવા તેની હીદાયત આપે છે. દુજે–નસુ હવાની ચાર દશા અને ખુણાની ઉપર–બહારની જાનવર ચીજોની ઉપર–તે હલ્લો થતી દશાની હવામાં રહેતા અશવનો–સગો–ઉરવરોની ઉપર હલ્લો કરે છે, પણ તેનાં કરતાં વધુ સખત હલ્લો રૂવાન અને કેહર્પ ઉપર કરવાની સલાહ તેને મળે છે.

હવે **માદરરૂપ કેહર્પ** અને **રૂવાન–બઓદની** દશા શું થાય છે તે જોવાની છે. રૂવાન–બઓદ જેવાં જડ અઇપિમાં ઉપર કહયું છે તેમ કેહર્પ-માંથી પડે છે એટલે અઇપિમાંનું અહિંનું લશકર તેઓને ઘેરે છે–રૂવાન બઓદ તે ઘેરાને તોડવા પ્રયત્ન કરી રહે છે. રૂવાન પોતા સાથના બઓદનો પેવંદ લઇ '**કામ નેમો ઝામ**'ના માંથ્રો ભણીને જોર પકડી પુરા રથેશ્તાર માફક અહિના તીરે ગોહરના લશકર વચ્ચે પોતે ટકે છે અને બગોબખ્ત પાસે દુઆ કરે છે કે મને મારા ફરઝંદો **ઝામ** કે જ્યાં પાવી છે તેની મદદ મોકલે; એટલે જલદીથી સચકાર કરીને ક્રીયાઓ કરે. આ વખતે ઉભા થયલા દુજે–નસુની મદદની જરૂર તે તીરે ગોહરના લશકરને વધુ પડે છે. માટે દુજે નસુને તે અઇપિમાં બોલાવીને રૂવાન ઉપર દબલ જોશથી હામલો કરવાની તઇયારી થાય છે.

## માદરરૂપ કેહર્પનો બચાવ ગવને માટે; દુજનો તેની ઉપરનો ધસારો. દુજનો બીજો છાતી આગળનો ધસારો; દુજને આતશી કર્ષનો મીનો દવ્વાર રીંગ ઘેરી રહે છે. દુજ અને રીંગ વચ્ચેનું યુદ્ધ જે કટોકટીનો વખત છે તે બનાવ. રૂવાન–બઓદનો છુટકારો તેઓ કેહર્પમાં ચઢી જાય તે વિગત.

**આની સમજ માટે માદરરૂપ કેહર્પ**ની વીગત જાણવી જોઇએ.

જેવું મૃત્યુ થયું અને જેવા અઝદના તેમ જડ તનના અનુએ અનુના જાનો ગયા અને વોહુનમાંથી ગવ અને રએથ્વ થઇ રહયા કે તુરતજ હજુર તો જાનમાંથી આતરે વોહુ–ફ્રીઆનનો કર્ષ થયો નથી, હજુર તો તે દએવીક ગતીના રએથ્વમાંથી દુજે–નસુ નીકલી રહયો છે, એટલામાંજ બગોબખ્તની હીદાયત પામીને તે માદરરૂપ કેહર્પ પોતાનો બચાવ લઇ એટલે બાતેન અનાસરરૂપ થઇને જડ ગુજરેલાં તનમાં ઉતરીને વોહુનમાંની બહાર ફરી પડેલી 'ગવ'નો ઇલાકો લઇ લે છે. માદરની કાંની તે ગવને પોતાના ઇલાકામાં લઇ લે છે. માદરરૂપ કેહર્પમાં તેવીષી અને ઉસ્તાનબો હોય. દુજે–નસુ હવે અહીથી હિદાયત પામીને મુળ હલ્લો **આ** માદરરૂપ **કેહર્પ** ઉપર લઇ જાય છે, તેમ બીજો હલ્લો છાતી આગળના એક વખત રહેલાં દસમાં ચશ્મ કે જ્યાં રૂવાન–બઓદ જીવતી હાલતમાં હતા, હમણા ત્યાં નથી, ત્યાં લઇ જાય છે. દુજે–નસુ રૂવાન–બઓદને ત્યાંજ રહેલા ધારે છે. માદરરૂપ કેહર્પની ઉપર તે દુજે–નસુ જબરો મારો ચલાવે છે, જેને માદર ખુશીથી ખમે છે અને પોતાના રૂવાનની પાસે અને બગોબખ્તની

પાસે ચારી પામે છે. બગોબખ્ત તેણીને હિમ્મત આપી રહે છે. **આ વખતે બગોબખ્ત પેલી આતશના કર્ષને છાતી આગળ તૈયાર કરી રાખે છે.** પેલો દુજે–નસુનો બીજો હલ્લો જેવો ત્યાં છાતી આગળ આવે છે કે તે દુજ પોતાને તે આતશના કષમાં ઘેરાયલો જોય છે. અહિંયાં તે દુજની ઉપર મારો પડે છે, જેથી તે દુજનો મારો જે માદરરૂપ કેહપ઼માં હતો તે ઓછો થાય છે, કેમકે કેહપ઼ને ઘેરી રહેલું દુજનું લશકર હવે તે **આતશી** કષ઼ને બુજાવવા જાય છે. આ વખતે દુજે–નસુ આતશી કર્ષમાં મહાત થતો હોવે પેલા અઇપિમાંનું અહીનું લશકર જે રૂવાન–બઓદને ઘેરી રહયું છે તે ઘેરો ઉઠાવીને તે રીંગમાં ઘેરાયલા દુજે–નસુને છોડવવા જાય છે. **રૂવાન બઓદ** આ વખતનો લાભ લઇને ઉપર હરબરેઝ ઉપર ચઢી જાય છે. ફ્રેરોહર તેઓને અંદર લઇ લે છે. હવે રૂવાન અજીત થયું. તે હરબરેઝ ઉપરથી કર્ષમાં ફસેલા દુજને તાબે કરે છે. કર્ષ મજબુત થાય છે અને અહીનું લશકર પાછું અઇપિમાં નહાસે છે જયાંથીબી રૂવાન તે અહીને હાંકી કાઢીને પછી તે અઇપિની આસપાસના શબના મિશ્રના કોટલાને છીન્ન ભીન્ન કરી નાખે છે. પછી પેલા માદરરૂપ કેહપ઼ના બાતેન અનાસરોનેબી આઝાદ કરી નાખે છે. ખુદ તે દુજે–નસુ પકડાયો અને ખુદ તે અહી તીરેગોહરના લશકર સહિત અઇપિમાંથી હણાયો એટલે રૂવાનનું કામ સરળ થયું ત્યારે મુળ બે બાબદો છેઃ એકતો પેલી આતરે વોહુન–ફ્રીઆનાનો કર્ષ, રીંગની બાબદ; અને બીજી પેલા દુજે–નસુની બાબદ. પહેલા ચાર દહાડાની ગુજરનાર માટેની યસ્ન અને તે યસ્નને માટેના ચાર પાયા જેઓ ઉપર કહેલો ફ્રેરોહર–રૂવાન–બઓદ–અને બાતેન અનાસરની કુદરતી કાર રવાઇની જુક્ત છે. તે ચાર પાયાઓ અને તેઓ માટેની યસ્ન ઉપર કહેલી બે મુળ બાબદોમાંથી રૂવાન માટેનો ફાયદો ઉપજાવી કાઢે છે. આ જુક્ત વગર ઉપર કહેલી વીગત જે દુજે–નસુને હણવાની છે તે પાર પડતી નથી. કોઇ ભલો માણસ કોઇ જંગલમાં મરી જાય એટલે તે ભલાની ભલાઇને જોરે તે કર્ષ **રીંગ** ઘણીજ મજબુત થશે–પણ દુન્યવી ક્રીયાની મદદ માટે રૂવાન **કામ નેમોઝામથી** દુઆ કરશે. જો માનવ સાચ્ચો હશે તો સાહેબો કેહપ઼માં ઉડીને તેને મદદ કરશે.

## મરણ વખતના કુદરતી બનાવોમાં વર્ણના જુદાપણાનો કંઇક ફરક અને તે પ્રમાણેની ક્રીયાનો ક્રમ.

આપણે ઉપર મરણની જરા અગાઉ અને મરણ પછીની હાલત જોઇ. તે હાલત બરજીસી વર્ણને માટેની છે. બીજી વર્ણનાં રૂવાનને માટે કંઇક ફરક રહે છે. કુદરતનાં પગથ્યા તો તેવાંજ રહે છે પણ તે પગથ્યાં-

ને પુરી પડવા તે વર્ણના ધર્મના મહા પુરૂષે બાંધેલી ઇલ મદદે આવે છે. બસ્તે–કુસ્તીઆન રૂવાન પોતે ઝરેનુમન્ત સૂર સાથનું–હથીઆર સાથનું રથેસ્તાર છે; તેણે પોતે લડીને પોતાના ઘર તરફ જવાનું છે, જ્યારે બીજી વર્ણના રૂવાનો છોકરવન છે માટે હથીઆર સજેલા નથી માટે તેઓના ધર્મની ઇલ તેઓની ધર્મની ક્રીયાની રૂયે આવીને તે રૂવાનને દરેક રીતે બચાવશે. તેઓમાં દ્રુજે–નસુ ઘણોજ દુરબળ જનમશે વીગેરે બાબદો સાથે આપણને અહિંયાં કામ નથી, પણ સીરફ આટલી નોંધજ પ્રસંગોપાત થઇ પડશે.

## મરણ વખતના કુદરતી બનાવોની જુફ્ત મરણ વખતની ક્રીયાઓ છે તે માટેની ટુંક સમજ.

જેમ અનાજનાં બીયાં કુદરત બનાવે છે ખરી, જમીનમાં રસકસ કુદરત લાવે છે ખરી, પણ જ્યાં લગી માણસ તે બીયાંને લઇ જમીનમાં વાવી જમીનની ખેતી કરે નહિ ત્યાં લગી ધાન્ય ઉગવાની મુરાદ પાર પડે નહિ; તેમ ઉપર કહેલી મૃત્યુ વખતની કુદરતી વિગતો તે ધાન્યનાં બીયાં અને જમીન રૂપની છે. તે બીયાંઓને ગુજરનારના સગાઓએ લઇને જમીનમાં રોપવાનાં છે એટલે ગુજરનારના સગાઓએ તે બીયાં અનુસાર ક્રીયા કરવાની છે કે જેમ પછીથીજ તે બીયાંમાંથી–કુદરતી તે ક્રીયામાંથી રૂવાન માટેની ભલી આકેબત જન્મ લે. ત્યારે ગુજર્યાની જરા અગાઉથી તે ગુજર્યા પછી ચાર દહાડાની બધી ક્રીયાઓ જે ચાર મુળ પાયા ઉપર રચાઇ છે તેઓ ખુદ પાવ મહેલની અને તેની જુફ્ત તરીકેના દોખ્માની તલેસમની હમકારીથીજ પુર્ણ રીતે કામ કરી શકશે. આ હમકારી તે બીયાંરૂપ કુદરતની ક્રીયાઓના બનાવોને જમીનમાં રોપવા માટે જોઇતા જાનદાર કે સ્થુળ હથીઆરોને તેઝ કરીને ટકવનાર ચલાવનાર તરીકે છે. પાવમહેલના આલાતોની શકિત દોખ્માની તલેસમની જુફ્ત વગર એકલી પુર્ણ રીતે યસ્નોને ફળીભુદ કરવાનું કામ બજાવી શકશે નહિ. ગુજરનારની પોતાની ભલાઇ અને નેકીને જોરે ઉપર જોયું છે તેમ કુદરતે દ્રુજે–નસુને ઘેરવાના અને રૂવાન જે કેહર્પમાંથી બહાર પડે છે તેને પાછા કેહર્પની જોરાવર જગામાં બેસાડવા ક્રાદોનો અને આતરે–વોહુ ફ્રીઆંનનો કર્ષ ઉભો કીધો છેજ. રૂવાન જો પાછું એક વખત પોતાના કેહર્પના હરબરેઝ ઉપરના જોરાવર કીલ્લામાં દાખલ થયું–કેહર્પ–સ્વાર થયું–કે પછી તો રૂવાનની વૃદ્ધિજ છે. જો ક્રીયા હોય તો ત્રેન ગીસાલ જલદી "પન્ત" રેલ રોડ ઉપરથી ચાનવતે પુગાય, અને જો ક્રીયા નહિ હોય તો ખાડા ખબોચ્યાંની જગામાંથી ગાલ્લુ જેમ લાંબે કાળે હજારો જાતની અગવડો ખમીને પુગે

છે તેમ પુગાય. સપ્પર પહેલી વાત ઘણીજ ઉપ્યોગી ચીજ રૂવાન જે કેહર્પમાંથી મરણ વખતે બહાર પડે છે તેને પાછું કેહર્પમાં લાવવાનું છે અને તેટલા માટે દુજે-નસુને ઘેરવાને છે, કેમકે જ્યાં લગી દુજે-નસુ ઘેરાય નહિ ત્યાં લગી પહેલું ચખ્ર કે જેને ઇલાકો સરોશ પાસે છે તે ખુલે નહિ, કેમકે તે પહેલાં ચખ્રની હીફાઝતમાં રૂવાનના દશમાં ચખ્રની ગતી છે, તેમ રૂવાનની કદીમ જમાનની કમાઇ વૃદ્ધિ પંજ-ઇ-ઝરવીકશ-ઇ-આતેન એઉ છે, માટે તેની ઉપર કુદરતના પાયુ યજતોની જબરી ચોકી છે અને જેની ઉપર નસુને ધસારો જબર રીતે થઇ રહે છે.

ત્યારે રૂવાન જે હરબરેઝ ઉપર જવા માંગે છે તેને અંદર ત્યારેજ લઇ શકાય કે જયારે દુજે-નસુ ઘેરાય. એમ છે માટેજ દુજને ઘેરવા કુદરત ફ્રાદોને અને આતરે વોહુ-ફ્રીયાંનને કર્ષ કરે છે. આ કુદરતની હકીકતને ઉલુફગણું જોર આપવા દોખ્માની તલેસમમાંથી બહાર પડતી ગતીએ જે સચકારને અને બીજી પહેલા ચાર દહાડાની ક્રીયાઓને પાત્ર-મહેલના જઓથની હમકારીમાં રહીને તલેસમાતીક બનાવે છે-કાર્યસાધક બનાવે છે-તેઓ અતી ઘણુા ઉપ્યોગી થઇ પડે છે.

## જરતોશ્તી ક્રીયાઓને અર્થ : પારસી જરતોશ્તીપણું ટકવવામાં તેને ફાળો.

ત્યારે ઇનસાન જે બરજીસી વર્ણને છે તેની નેકી અને દીન ઉપરની ફીદાગીરીને લીધે ગુજરતી વખતે કુદરતે તેને માટે ચોકસ વૃદ્ધિ નેમેલીજ છે, તેનાં દુજે-નસુને ઘેરવા તુરતજ કશ થવા માંડે છે અને તેનાં બહાર પડેલાં રૂવાનને હરબરેઝ ઉપર જવાની ગોઠવણ કરાવી આપે છે. પણ અશો જરથુસ્ત્ર સાહેબે કુદરતનાજ કાનુનોની ઉપર ૩૩ આલાતો અને દોખ્માની તલેસમ જે બનાવી છે જેને કુદરતની સાથે જોડેલી છે તેથી તે કામ ઘણું ઝડપી થઇ રહે છે. ગુનાહગાર શખ્સ જો મામુલી હોય, જેનો કર્ષ નબલો થયલો હોય, તો તેને તે ક્રીયાઓ પોતાની નેમેલી જેતથી ટેકો આપીને આગળ ચલાવશે. **ત્યારે ક્રીયાઓ રૂવાનને ચીનવત તરફ જલદી લઇ જવા અને દુન્યાનાં ખેંચાણમાંથી મુકત કરવા કીધી છે. તેઓ કાંઇ પાપને માફ નહિ કરાવી શકે.** પાપનો ભાર તો ખમવાનોજ પણ તે ખુશીથી ખમી શકાય અને જલદીથી પુરો થાય માટે ક્રીયાઓ કુદરતનાં કામને જેટ આપવા થઇ છે. **વળી ક્રીયાઓ રૂવાનના ખોરાક તરીકે થાય છે તેમ કેહર્પના ખોરાક તરીકે થાય છે.** ક્રીયાઓ નવજોતની શુભ ક્રીયાના આરંભથી તેનામાં ખોરાક તરીકે ઉતરતી જાય છે અને તેથી જડ તનમાં જે શોશર

(ખાત–મની) થાય છે તેમાં તેની ભલી અસર ઉતરવે રૂવાન–દરોસ્ની કરાવે તેવા દીનને સાચ્ચા નીવડી શકે અને પારસી નામને શોભાવે તેવાં ફરઝંદ થઈ શકે છે, કેમકે પ્રજાની કુદરતી ખુબી ખામી તેમ તે પ્રજાની દીની માન્યતાઓ અને આગલ પાછલના સંજોગોની અસર વીગેરે ઇનસાનનાં ખુનમાં આવીને તેમાંથી ફરઝંદો ઉભા થાય છે, જેઓમાં તે બધું પ્રદરશીત થઈ રહે છે. આજનો પારસી અગાઉના પારસી જેવો ત્યારેજ અને ત્યાં લગી રહેશે કે જ્યાં લગી કમમાં કમ તેના ખુનમાં તેની દીની માન્યતાની ખુબીનો પ્રભાવ અને પાવ મહેલ દોખ્માઓની અંદરથી વરસતા આશીશો જેઓ તેનાં માબાપને નવજોતથી મલ્યા કરે છે તેઓ તેમાં આવીને તેમાંથી ભવિષ્યની ઓલાદ બહાર પાડે. જો દીનને ચુંથવામાં આવે તો દીનની ખુબી જે તેની અણુદીઠ તલેસમમાં છે કે જે નવજોતથી છોકરામાં આવીને તેના ખુનમાં રહે છે જેમાંથી ફરઝંદ થાય છે–તે જશે એટલે પારસીપણાંની ઝમક જશે.

## કાયદાસરની સવારની નવજોતની ઉપયોગીતા પારસી જરતોશ્તી પણું ટેકવવા માટે; આલાતો અને દોખ્માની તલેસમો તે વગર અધુરી નીવડશે તેનો ખ્યાલ.

ત્યારે જેમ ૩૩ આલાતો અને દોખ્માની તલેસમની ગતી આજે પારસીપણાંને રાખવા અવશ્યની છે તેમ તે તલેસમાતી ગતીનો ઉતારો–સંબંધ છોકરાંઓમાં નવજોતથી થવા નવજોતની શુધ્ધતા અવશ્યની છે. રીત પ્રમાણેનાં નાહન સાથની સવારની નવજોતજ દીની તલેસમની અસરને તે છોકરા છોકરીઓના ખુન–ઓદાનમાં ઉતારી તેઓમાંથી પારસી પ્રજા પારસી જરતોશ્તીપણાની ખુબીઓ સાથે ઉભી કરી શકશે. માટે જેમ ૩૩ આલાતો અને દોખ્માઓ પારસીપણાં સારૂ અવશ્યનાં છે તેમ પારસી ખુનના ખરા માબાપોની સાચ્ચી દીન અનુસાર નવજોત અવશ્યની છે. છોકરા–છોકરીમાં મજદયસ્ની ખુન હશે તોજ ૩૩ આલાતો અને દોખ્માઓની તલેસમની અસર તેઓમાં થવે તેઓનાં ખુન–ઓદાનમાં પારસીપણાંની બુય આવીને પારસીપણાની ખુબીઓ સાથની ઓલાદજ ઉભી કરશેજ

## ચિથ્રેમ બુયાતની બંદગી પારસીઓ ઉપર કુદરતના ત્રસ્ટની જુમેદારી પારસી જરતોશ્તીપણું ચલાવવા માટે લટકે છે તેની મોતેબર યાદ આપે છે; તે ત્રસ્ટભંગનો અજીમ ગુનાહ.

"ચિથ્રેમ બુયાત"ની પાઝંદ બંદગી ચાલતા જમાનાના રાદનીદાર આદરબાદ મારેસ્પંદ સાહેબે શાપુરશાહ બીન અહુરમજદના રાજમાં ઉભી કીધી

છે અને તેમાં દુઆ ચાહી છે, જે ખરા દીનદારોથી મુસ્તજાબ આમીન થશેજ, કે **પારસી પ્રજા તેના પારસી ઝુનકની ખુબી સાથે નવા સઓષ્યન્ત બહેરામે વરઝાવંદ આવે ત્યાં લગી દુન્યામાં ટકી રહેજો.** એમ ત્યારે આજના પારસીઓના શીર ઉપર દીની માન્યતાની અખંડતાને ટેકવી રાખવાનાં ત્રસ્ટની જુમેદારી છે જેને જે કોઇ ઠોકરે મારશે તે કુદરતના ત્રસ્ટ ભંગનો ગુનેહગાર ઠડશે. પારસી પ્રજાને ઇરાનથી હીંદુસ્તાન આવવાનું આજ કારણ હતું, માટે જે કોઇ પોતાનાજ બાપદાદાને ખોટો નીવડશે તેની સાથે જમાનોગી ખોટોજ નીવડશે એ તો સત્યજ છે. જ્યાં લગી દીની ત્રસ્ટને ટેકવવાની—બજાવવાની નેકી ઉભી થશે નહિ ત્યાં લગી તે ઇનસાન નેક કહેવાશેજ નહિ, દુન્યા તેને કદીબી પોતાના ભરોસામાં લેશેજ નહિ, તેનાથી દુન્યામાં નેકી થશેજ નહિ. એક આદમી ગુનેહગાર હશે તેના ગુનાહો તેની મગજની મુઢ ગતી બતાવે છે; ખરી ગોસ્પંદી ગતીની મુઢતા બતાવે છે. પણ મુઢ રહીનેગી જો તે દીની ત્રસ્ટને સાચવશે તો કુદરત તેને દીની ત્રસ્ટને સાચવવાનો ફાયદો પુગાડવા બંધાયલી છે. દીનની તલેસમો તેને ગુજરતી વખતે મદદ કરશેજ. પણ ભલેને કોઇ આદમી બહારથી પાક જીંદગી ગુજારવાનો દાવો કરે પણ જો તે આ દીની માન્યતાના ત્રસ્ટને તોડશે તો કુદરત તેની છેવટની ગતીના નાભને તોડશે એટલે દીનના મહાલને—જમાનાની તલેસમને તોડનારને કુદરત રેજરેજ કરશેજ. દએનની આ બધી તલેસમોમાં તો યજતોની નેકી પડેલી છે અને ઇનસાન એવી તે શું નેકી કરવાનો છે કે જે નેકી દીની તલેસમની નેકીની બરાબરી કરી શકે? જેમ જીંદગી ટકે છે તેનું મુળજ નથી—અહુરમજદની તે કરમબક્ષેશ છે જેનો બદલો ઇનસાન કદીબી આપી શકેજ નહિ, તેમ દીની તલેસમો જે ઉભી થાય છે જેમાં યજતોની નેકી છે તેની બરાબર ઇનસાનનો એવો કયો વિચાર પેદા થશે કે જેમાંથી તેવી નેકી પેદા પડશે?—માટે દીની તલેસમ જે યજતોની નેકી છે, જે ઇનસાનને ત્રસ્ટમાં અપાઇ છે, તેનો ઇન્કાર કરનાર—તેને તફરગે કરવા મહેનત કરનાર અહુરમજદે બક્ષેલી જીંદગી જેવી ભલાઇને બરબાદ કરનાર ઠડે છે એટલે ખુની ઠડે છે, જેને **ગદા—યાતુ** વાગેરેના ભેદમાં અવસ્તામાં ગણેલો છે. ભલેને આજના જડ માન્યતાવાલાઓ પોતાને ખોદા—રસીદા જણાવીને આ બધાંને હમ્બગ ગણે તેથી કાંઇ કુદરતમાં તે હમ્બગ ઠરતું નથી.

આમ ત્યારે જમાનાથી ચાલી આવતા રીવાજો જેઓને 'ઉપયન' કહે છે, જેને અવસ્તામાં જાબજા દએનની ગુહ્ય મીલકત તરીકે "**દરેઘયાઓ ઉપયનયાઓ**"ના એલકાબથી ઓળખાવે છે, જેઓમાં અહુરમજદના કાયદાઓ, અહુરદાતનો વસવાત છે, તેઓની ઉપર ખોટી મુઝા-

હેમત કરવી એ ડાહ્યા–વિદ્વાન–દુરઅંદેશ ઇનસાનનું લક્ષણ નથી. પોતે જો તે ચીજોની હકીકતને જાણ્યાં વગર તેઓને હમ્બગ ગણવા જાય તો તે કુદરતી રીતે અજ્ઞાન પુરૂશોની જાહેલીયતની સંફમાં ગણાય–કારણ કે જે ચીજની તેને ખબર નથી તે ચીજનાં ખરાં ખોટાપણાં ઉપર તે જડજ judge કેમ થઇ શકે! આજે પોતાને ઓલ્માામાં ઓલખાવતાઓ આવી બેખબરીના નાદમાં રહીને પોકારો કરે છે કે, **"દોઆમાની શું જરૂર છે–ગાહા-સારણું ટુકું કરો. ક્રીયાની શું જરૂર છે? સદરો–કશ્તી શા સારૂં જોઇએ!"** એમ આજે જેઓ પુર્ણ દીન–દુશ્મની કરી રહયા છે, તેઓએ યાદ રાખવું ઘટે છે કે સાસાનીઅત શહેનશાહતના ૩૩ કરોડ યા ઓછામાં ઓછા ગણીએ તો બાર કરોડ બસ્તે–કુશ્તીઆનો ઉપર ઇસ્લામી જુસરી જોરજુલમથી મુકવામાં આવી હતી, છતાંબી તે પારફી દીનમાં રહીનેબી તેઓએ પોતાના ફરઝંદોમાં તરીકતો પાળવાની આદત ઉતારી હતી. પણ દીની તલેસમની અસરો તેઓને નહિ મલવાથી તે જુનો પછીથી એવા તો બદલાઇ ગયા છે કે તેઓમાંથી તે કદીમ ઇરાનની રૈનક સદાબરી બુઝાઇ ગઇ છે, અને આજે તેઓની તેવી ઓલાદમાં કદીમ મઝદયસ્ની ઇરાનની મોટાઇના સચ્ચાઇના ગુણો વીગેરે તે કદીમ મઝદયસ્ની દુન્યામાંનું માનને પાત્રનું રહેવા પામ્યું નથી; જાણે કદીમ ઇરાન કહેવાય છે તેવું ઝલકતું હશે કે, મઝદયસ્નીઓની કહેવાતી સચ્ચાઇ ભલાઇ જેવું ત્યાં પહેલે હશે કે એવી શંકા ઉભી કરાવે છે. મજદયસ્ની દએન–તે દએનની બુઝર્ગીનો છાપ રાખના તે અસલ મજદયસ્નાનો, તેઓની જાહેરી–બાતેની સ્વચ્છતાઇવાલા રીતભાતનું નીશાનબી આજે રહયું નથી. સીરફ આજે તેઓના ખુનમાંથી બાપદાદાઓથી ઉતરી આવેલી હિંદની પારસી પ્રજા અને તેઓ સાથની દીનજ રહી ગઇ છે. કદીમ વેહ દએનનો સંબંધ, તેની તલેસમોનો સંબંધ તે કદીમ દએનના વારસોમાંથી જવે તે વારસો તદદનજ ફેરવાઇ ગયા છે એટલે લગી કે તે કદીમ બુઝર્ગોનો રૂશવાઇ કરવાબી તે વારસોએ પાછી પાણી કીધી નથી. એમ ત્યારે દોઆમુ કંઇ અમસ્થી ચીજ નથી પણ એ તો પારસીપણાંનો નાજુક જીવ રાખનાર હાર્ટ અને ફેફસાં જેવી છે. હાર્ટ અને ફેફશાં લોહી અને લોહીની નેશોને જોરેજ કામ કરી શકે છે–તેમ આ દોઆમાની તલેસમ ૩૩ આલાતોના પાવમહેલ અને દીની યસ્નને જોરેજ કામ કરી શકે. પારસીપણાનાં હાર્ટ–ફેફસાં અને સ્વચ્છ લોહી મીસાલની આ અમુલ્ય ચીજો છે તે નોંધવું. આમ બોલવું એ કાંઇ અતીશયુકિત નથી પણ એતો ખરી સત્યની જબાન છે જેને જમાનાએ સાબેત કીધેલી છે. કયાં છે આજે તે પારસી પ્રજા અને તેનાં ગુણ!

**દોખ્માની ઉપયોગીતા અનેક દ્રષ્ટિબિંદુએ; દોખ્માની તલેસમને સાચવવે થતા સાર્વજનીક ફાયદાઓ. ફાયદાઓ ગુનાહોના ભારને ખમવા માટે છે. ગુનાહો અને તેઓનાં ભારની વહેંચણી તેને માટે ઉશ્તાન, અઇપિ, નાદ વીગેરેની સમજ. મોટામાં મોટી નોકરી અને ફરજ ભાર ખમવામાં સદરા ઉપરના ગીરદાને આલાત રૂપમાં કરવામાં છે તેનો ચિતાર.**

દોખ્માની તલેસમ શું ચીજ છે—તેની શું મકદુર છે—જેનું ઉભા થવું કઈ રીતનું થશે—તેનો પ્રતાપ બરજીસી વર્ણના લોકો સારૂ કેટલો બધો અમુલ્ય છે તે બધું કંઇક જોયું. હવે દોખ્માઓ જમીનને ફાયદો કરે છે, અમર ગતીનો દીવો—અનગ્ર—રઓચાઓની રઓચાઓ ફરી વળતી રોશનીને ઝામમાં પાંથરી શકે છે અને બીજી વર્ણની લાશને ઠેકાણે પાડવાની અનેક રીતીઓને લીધે અનાસરોની ઉપર જે એઝાબ પડી રહે છે તેથી તે વર્ણના મહા પુરૂષોને તે બધાને સુધારવું પડશે માટે તેઓ ઉપરબી આઝાબ પડી રહેશે તે બધાંને તે ભલી વ્યવસ્થા કરવા માટે જોઇતી મદદ આપવાની મકદુર કઇ રીતે રાખે છે તેનો કંઇક ભાશ જોઇએ, માટે દોખ્માની તલેસમ કેટલી ઉપ્યોગી છે—નાદર છે તેનો ખ્યાલ લઇએ અને રખેને તે તુટે તે સામે તકેદારી રાખવાની અગત્યતાનો ખ્યાલ લઇએ.

અન્ય વર્ણના લોકોની લાશને ત્યારે આ તલેસમાતીક પાવીમાં મુકવે તે પાવીના ખાસ્તરના બળતા ચૅરાગ ઉપર ગેર-મુનાસેબપણાનો પવન ફુંકાઇ તેને બુજાવવાની ધાસ્તી રહે છે, અને તે પાવીના બળતા રોશની આપતા ચૅરાગનાં તેલમાં ન્યુન્તા આવીને ચૅરાગની રોશનીને નરમ કરીને બુજાવી નાખે છે, જેથી પાવીની ગતી નીરમુળ જેવી થતી આવશે વીગેરે બાબદોનો ઇશારો કરીએ.

આ ધરતીની ઉપર ઇનસાનો—હેવાનો—ઝાડપાનો અને ખનીજમાંથી અને ધરતીનાં પડોમાંથી અને તે પડોમાંની અગણીત રજકણોમાંથી એક યા બીજા પ્રકારનો સારો કે બુરો નાદ નીકળી રહે છે—ભલો બુરો કરીનો, ભલા—નેહશ્ત સરોદો નીકળી રહે છે જે બધાંઓના સ્નોતો થઇ આકૃતિ થઇ તેઓના ગુબારો—પાણી જેમ ઉપર ઉડીને વાદલો કરે છે તેમ—ઉપર થઇ રહે છે. રવીના સ્ત્રા એટલે ખુરશેદ મહેરની હમકાર ખીશ્કારી આવા સરોદોને ઉપર લઇ જવામાં, વાદલાંઓ આકૃતિઓ ઉભી કરવામાં અને પાછા તેનો વરસાદ વરસાવવામાં—એટલે જે ઇનસાનને લીધે તે થયું તેની ઉપરજ તે વરસાદને પાછો ઉતારવામાં ખાસ રીતે કામ કરી રહે છે, જેમાંનો એક નાનો કીડી જેટલોબી સરોદ પોતાના સ્તોતો અને આકૃતિ કરીને પોખાઇને મોટા થઇને જે શખ્સને લીધે તે થયો તેના દમમાં પાછો ઉપરથી નીચે ઉતરતા તે માણસને માટેના ઉશ્તાન સાથે લપેટાઇને આવ્યા વગર રહેતો નથી.

જેમ દુન્યાંની ઇનસાન—હેવાન—ઝાડપાન—ખનીજ વીગેરેની વસ્તી છે તેમ અગણીત બેશુમાર અરવાહીઓની વસ્તીબી છે. આ બધી વસ્તીના વીચાર—બોલ—કર્મોમાંથી નહિ ગણી શકાય તેટલા બધા જાહેર બાતેન નાદો થઇને તે નાદો જાતજાતની હવાની સાથે ઘસારામાં આવીને રંગોતો અને આકૃતિની અજાયબ અગણીત જાતો થઇ રહે છે. આ એક હકીકત થઇ—પણ એથી વધુ હકીકત એ છે કે દરેકે દરેક નાદ જે થઇ રહે છે તે દરેક નાદમાં બેપણું તો હોવુજ જોઇએ—એટલે તે નાદમાં બે પ્રકાર હોવાજ જોઇએ. એક પ્રકારના નાદને લયનો નાદ કહે છે; બીજાને ઘટનો નાદ કહે છે. લયનો નાદ અતી સુક્ષ્મ છે જે તે નાદની સદ ગતી કરવા આવ્યો છે કેમકે જરથોસ્તી દએન પ્રમાણે નાશ જેવું કંઇજ નથી—વૃદ્ધિ તો આખરે રજેરજની થશેજ. આ લયનો નાદ ઘણે ઉપર મીનો—કરકોમાં જઇને ત્યાં મર્જ થઇ જાય છે અને પછી ત્યાંથી હસ્તીની આલમમાં ચઢવા માંડે છે. બીજો ઘટનો નાદ જડ અને સ્થુળ રહે છે જે રવાના રવાથી ગેતીનાં ઉપરના નીસ્તીના ભુવનોના અસ્મો ઉપર—પઇરી કે અદઇરી દખ્યુના ભુવનોના અસ્મો ઉપર—ઉપર કહયુ છે તેમ આકૃતિ કરે છે એટલે ગુબારો કરે છે અને ત્યાં પોખાયા કરે છે.

આપણે ઉપર વાંચી ગયા કે રજેરજના બંધારણમાં માટે ઇનસાનનાં બંધારણમાં ઉસ્તાન—આપનું સુક્ષ્મ શરીર છે, જેમાં બોરદાદના આબે-હૈયાતના ઝરાનું ઉસ્તાન એટલે મીનોઇ અમર દમ, હજારો દુખોને કાપી શકે તેવા વને—ઝવીત—બીશ સાથે હરહમેશ ઉતરી રહીને જીવ ઉભો કરીને તેને ટેકવ્યા કરે છે, જેથી માનવ કે તે ચીજો જીવતી રહી શકે છે. આ ઉસ્તાન ત્યારે ઉપર કહેલા બધા ઘટના જાતજાતના ગુબારોની અંદરથી રંગાઇ રંગાઇને ઉતરે છે. વળી તે બધા ઘટના નાદના ગુબારો ઉપર પોખાઇ રહી પોતાની બુરી સેફ્ત કાયમ કરીને પેલાજ ઉસ્તાન સાથે મલીને જેણે તે ઘટના નાદો કાઢેલા હતા તેના દમમાં રંગાયલાં ઉસ્તાન તરીકે ઉતરે છે અને પછી વને—ઝવીત—બીશનો પ્રવાહ તે રંગતને લીધે વધુ કે ઓછો નરમ થઇ જાય છે એટલે દરદોને કાબુમાં લાવવાના ગુણો વધુ યા થોડા કમ થઇ જાય છે. એમ ભોગવટાઓ થઇ રહે છે.

હવે જરા વધુ હકીકત જોઇએ—આપણે રજેરજના નાદો એટલે મનશ્ની—ગવશ્ની—કુનશ્નીના નાદો જે થઇ રહે છે તેમાં સીરફ ઇનસાનને લઇશું. સહેલાઇ સુતરાઇને ખાતર ઇનસાનને કુલ્યાતી રીતે એટલે કોઇપણી વર્ણના એક તરીકે લઇશું. એક ઇનસાનની-મનશ્ની-ગવશ્ની-કુનશ્ની-જે સ્વચ્છ યા રંગાયલા હોય તેઓ સેકંડે સેકંડ નાદો કાઢયા કરે છે જેમાંથી લય અને ઘટના દોરો

નીકળ્યાજ કરે છે જે બધાં લય અને ઘટના નાદોને કુદરત હદ+ઇનસાફથી તેમેલે મઝદદાત અહુરદાત પ્રમાણે ચલાવીને વ્યવસ્થા કરાવે છે. ત્યારે આ બધું જે ઇનસાનમાં સેકંડે સેકંડ થઇ રહે છે તે ભલું-બુરૂં યા મીશ્ર હોય. આ બધા નાદો નીકલે છે તે બધા નાદોની લયની ગતી તો મીનોકરકોમાં મર્જ થાય છે અને પછી તેની લયની અતી સુક્ષ્મતા પ્રમાણે ઉપર હસ્તીમાં જઇ રહે છે-જમાવ થઇ રહે છે અને તે ઇનસાનને પાપોમાંથી મુકત કરાવવા વ્યવસ્થા કરી રહે છે, આ એક વાત થઇ. પણ ઇનસાનના સેકંડે સેકંડના નાદોની ઘટની ગતી ચાર ઠેકાણે તે ઘટની ઘટતા પ્રમાણે કરાર પકડે છે. તે નાદોના એટલે બુરા વિચાર-બોલ-કર્મોના અને "વીર-હોશ-ખેરદ"ને બદલે બદ અગ-માંથ્રની જાદુગરીની બદ વિદ્યાની અકકલ જે તેને ધારણ કરીને જે પ્રમાણે તે જાનવરની માફક જીંદગી ગુજારે છે છે તેવી રીતની રહેવાની ઢપના એટલે બુરા અજીમ ગુનાહનાં કર્મોના નાદો તો જમીનમાં રોપાય છે અને જમીનમાંની કુદરતથી ઉપર કહયું છે તેમ ઘાટ પકડે છે. તેથી જરા ચઢતી હાલતના હોય તે તે ઇનસાનની નજ-દીકની વાતાવરણ=અઇપિમાં રોપાય છે અને તેમાં ઘાટ પકડી રહે છે અને તેની કુટુંબી અઇપિમાં પંથરાઇ રહે છે. તેથીબી જે સુક્ષ્મ હોય-ભલા હોય તે પછી અપાખ્તર તરફ જઇને પછી ઉપર કહયું છે તેમ ઘાટ પકડે છે. અપાખ્તર તરફ એટલે અઇપિ-દખ્યુ કે પઇરી-દખ્યુ કે અદઇરી-દખ્યુ તરફ તેઓના ઉત્તરના ભાગમાં એટલે તે ભાગ કે જે હસ્તીથી દુર અને દુરજ હોય, જે હસ્તી તરફ નહિ લઇ જતાં દુર અને દુર અહુર-મજદની વીયોગી તરફજ લઇ જાય તે તરફ. અપાખ્તર શબ્દમાં અખ્તરનો અર્થ ચલકાટ એટલે હસ્તી એટલે અહુરમજદ તરફનું અને "અવ"નો અર્થ દુર અને દુર એટલે અહુરમજદથી દુર એમ અર્થ છે. ઉપર કહયા છે તેવા ઘટના નાદોથી પણ જે ચઢતા પ્રકારના કર્મો-ના નાદો હોય તેઓ દાદારે-ગેહાંન (એટલે દક્ષીણ એટલે અહુરમજદ તરફ જવાનો રસ્તો) અને અપાખ્તર (એટલે અહુરમજદથી વીયોગી કરાવનારો દોજખનો તનાસકનો રસ્તો) તે બેની વચમાં ઉપર કહયું છે તેમ રવીના સ્વાથી દોરવાઇને બંધાય છે. પણ બીજી વધુ ભલી કરણી દુન્યવી ફરજોની ભલી કરણી હોય તે તો દાદારે-ગેહાંન તરફ બંધાય છે એટલે અઇપી-દખ્યુ કે પઇરી-દખ્યુ કે અદઇરી-દખ્યુમાં કેઠેળી તેની ઘટ પ્રમાણે દક્ષીણ તરફ એટલે હસ્તીના રસ્તા તરફ જઇ શકાય તેવી રીતે બંધાઇ રહે છે. **આ છેલ્લી ગતી પછી ઉપર ચીનવત તરફ તેની ભલી કેરદાર તરીકે આવી મલશે.** આમ ત્યારે ઘટના નાદોના ઉભા થવાની જુદીજુદી જગા છે. એક તરફથી પેલો લયનો નાદ જોર પકડી

ગીનો કરકોમાંથી તે ઇનસાનને દોરવનાર ખોદા તરીકેની ગતી ઉભી કરાવી આપે છે. જ્યારે બીજી તરફથી આ બધા ઘટના નાદોનાં વાદળાંઓ માનવની ઉપર પડી રહેતાં ઉસ્તાન મારફતે, તે ઉસ્તાનને તેઓની જાત સેફ્તાતથી રંગીને ઇનસાન ઉપર ભલી–બુરી–મ્યાના અસરો તરીકે આવ્યા કરે છે.

આ બધા ઘટના નાદોની આકૃતિને રૂવાન થ્વાષના બીજા ભાગમાં દરોશ્ત કરી શકે છે. યસ્નગી એ બધાંને તોડવા, રૂવાનને તેનાં કામમાં મદદ કરવા ઉભી થઇ છે. આમ ત્યારે ઘટના નાદો જે જાતજાતની કરણીમાંથી થાય છે–જે જાત જાતના રીત રીવાજોમાંથી થાય છે–જાત જાતની ભુલોમાંથી થાય છે–જુદી જુદી વર્ણના અપન્તમાંથી થાય છે, તે બધાંનો જવાબ જમીનમાં તેમ ઉત્તર અપાખ્તર કે દક્ષીણ દાદારે–ગેહાંન તરફ કે ચીનવત ઉપર ઉભો થાય છે, કે જે જે ઠેકાણેથી તે જવાબોનું વાલણ થઇ શકે યા નહિ. આપણે સામાન્ય ઇનસાન વર્ણ સારૂ બોલીશું.

જો એક ઇનસાન પોતાની અઇપીમાં ઘણા ઘટના નાદો ઉભા કરતો હોય અને તેનો ઘાટ તેની અઇપીમાં થતો હોય અને પછી તેની કુટુંબી અઇપીમાં એટલે કુટુંબના લોકોની વાતાવરણમાં પંથરાવો જોઇએ તે પંથરાતો હોય, તો પછી તે કુટુંબમાં જો કોઇ સદ-પુરૂષ હોય તે તેની ભલી અઇપી તે બુરાઇનો ભાર ખમી લે છે અને એવી રીતે તે બુરી અઇપીનાં દરદનો ઇલાજ થતો રહે છે. અહીંયાં એક નવી હકીકત એ જોઇ કે જેમ દરેક વર્ણનાં લોકોનો સંબંધ છે તેમ દરેક કુટુંબનો સંબંધ છે. ઉપર બહારથી આવતું વને–ઝવીત–બીશ સાધનું ઉસ્તાન વિષે વાંચ્યું જે આખી શરીરમાં રહીને જીવ કરી આપે છે–જડ તન ઉભું કરે છે. આ ઉસ્તાન અનગ્ર રઓચાઓમાંના હવરેતાતના ઝરા આબે–હયાતમાંથી ઉતરે છે. આ ઉસ્તાનને અમુક કાયદે વહેંચે છે **જેમાં વર્ણનો તેમ કુટુંબીઓનો ખેશીઓનો હિસાબ હોય છે.** એક સગાનું ઉસ્તાન તેના બીજા સગા સાથે જોડાઇને ઉતરે છે તેમ એક વર્ણનાં બધાનાં ઉસ્તાનો એક ઠેકાણેથી જુદાં જુદાં થઇને ઉતરે છે, જેમ એક મોટી નદીમાંથી નાના ફાંટા થાય છે તેમ ઉતરે છે. આવું ઉસ્તાન ત્યારે શરીરમાં પડીને મનશ્ની–ગવશ્ની–કુનશ્ની–વીર–હોશ–ખેરદ કરાવે છે. માટે ટુંકમાં કહે છે કે ઉસ્તાનની સાથે માથ્ર–અઇપી–અનાસરોનો સંબંધ રહે છે. આમ ત્યારે એક ઇનસાનની અઇપી તેનાં કુટુંબી ઇનસાનોની અઇપી સાથે અને તેની વર્ણનાં ઇનસાનોની અઇપી સાથે ઉસ્તાનને લીધે મલેલી હોય છે જેથી તે બધામાં એક સામાન્ય વિચારતો હોય છેજ. આમ છે માટેજ દરેક પ્રજાની ખામી ખુબી અને આકાર વળણ તે પ્રજાની દરેક વ્યકતીમાં દેખાવ દે છે.

ત્યારે એક ઇનસાનની બઇપીના ધટના નાદોની કેરદાર જયારે કુટુંબી બઇપીમાં કુદરતની કારસાજીથી પંથરાય ત્યારે તે કુટુંબના સદ પુરૂષોની બઇપી તુરત તેનો ભાર ખમવા ઉશ્તવાર રહે છે. અહિયાં ત્યારે બીજી નવી હકીકત એ આવી કે સદ પુરૂષ તેજ કહેવાય કે જે પહેલે પોતાનાનો ભાર ખમવા ઉશ્તવાર રહે અને પછી બહારનાનો ભાર ખમે. **"ઉશ્તા અહ્માઇ યહ્માઇ ઉશ્તા કહ્માઇચીત"**: ઉશ્તા=મીનોઇ અનંત સુખ=શાંતી **અહ્માઇ**=તેને માટે છે; **યહ્માઇ** તે ઉશ્તા જેને માટે છે એટલે તે બીજાને માટે એટલે તેના સગાને માટે તે ઉશ્તા છે. **ઉશ્તા કહ્માઇચીત**=તે ઉશ્તા પછી બીજા બધાને આવી મળશે. તરીકતના પાલનારાઓ પોતાની પાલેલી તરીકતની બરકતને બીજાને અર્પણ કરવામાં તરીકતનુ સાર્થક થયલું સમજે છે. બીજાઓ જે ગુનાહો તેઓની બદ તબઇથી કરે છે તેનો ભાર તે ખમી લઇને તેને માટે ભલી દુઆ કરે છે. માટે ક્ષ્નૂમીક **ગતી માથે ચઢાવતા બસ્તે-કુશ્તીઆંનોની ક્ષ્નૂમ=ખરી ખુશાળી બીજા કમનસીબોની બુરાઇનો ભાર ખુશીથી ખમવામાં અને પોતાનું પુન્ય તેઓને અર્પણ કરવામાંજ રહે છે.**

આમ ત્યારે બરજીસી વર્ણના જે કોઇ બસ્તે-કુસ્તીઆંનો પોતાનો દીની બાબદમાંનો એતેકાદ ઉભો કરવા ભાગ્યશાળી થયા હોય તેવાઓએ તો બીજા શક લાવનાર કમનસીબોનો ભાર ખમવા તત્પરજ રહેવું જોઇએ, કેમકે ખરેખર જો તે એતેકાદવાલાઓની બઇપી શુધ્ધ હોય તો તુરતજ તે બીન-એતેકાદવાલાનો ભાર ખમવાનીજ. માંથ્રનો આજનો ભણનાર જો કે તે માંથ્રનો ફાયદો ઉઠાવી શકતો નહિ હોય તોબી ભણેલા માંથ્રો દાદારના ગંજમાં જવે કુલ દુન્યાના ફાયદાને માટે વપરાય છે. ભણનારને માટે આ કંઇ થોડું પુન્ય નહિ કહેવાય.

ત્યારે દરેક વર્ણનાં ઇનસાનની બઇપી પોતાની વર્ણસારૂ પોતાનું પુન્ય આપવા બહાર પડે છે. તે તે વર્ણની દીનની સંસ્થા તેઓનો ભાર ખમવા થઇ છે. તે દીનનો મહા પુરૂષ તે વર્ણની સાથે બંધાયો છે. પણ મજદયસ્ની જરથુસ્તી દએન તો થડ રૂપ છે જે થડમાંથી અનેક ડાળો થાય છે. આવી ડાળોમાંથી અન્ય દીનો થતી આવે છે. ત્યારે તે દએનના ૩૩ આલાતોના પાવમહેલો અને આલાતોનો હમ્કાર દોખ્માની તલેસમ સામાન્ય દીનોની ગતીનો ભાર ખમવા ઉભી છે. **દોખ્મા**ઓએ જમીનમાં અનગ્ર રઓચાઓને એટલે રોશન ગતીને ઉભી કીધી છે અને રવીના સ્વા અને વાય-વેહમાં ઉલુફ ગણી શકિત વધારી છે. વળી જમીનમાં જડમાં જડ બુરાઇઓ કરાર પકડે છે અને મરણની વ્યવસ્થા જે અન્ય રીતે બાળીને

કે દાટીને કે પાણીમાં નાખીને થઇ રહે છે તે બધાથી અનાસરો ઉપર આઝાબ પડે છે જે બધી રીત રીવાજોનો અને ગુનાહોનો ભાર તેવા કરનારા ઉપર હોય છે. તે બધો ભાર ત્યારે દોખ્માની જમીનમાંની તલેસમ ઉંચકીને ખેડવા તતપર હોય છે—તે તેનો એક ધર્મ છે એમ સમજે છે. ત્યારે જમીનના પડોમાં પકડાઇ રહેતી સામાજીક આઝાબવાલા રીવાજોની બુરી અસરોને તેમજ તેમાંથી ઉભા થતી દુજીઓને દોખ્માઓની તલેસમ તોડી શકે છે. જેમ એક ઇનસાનની અઇપીનો ભાર બીજો ભલો સગો ખમે છે અને તે ભલો સગો વધુ ભલો થઇને અન્ય લોકોનો ભારબી ખમે છે તેમ દોખ્માની જબરી તલેસમ આવાં વર્ણ વર્ણના આઝાબવાલા રીવાજો જે જમીનમાં પકડાય છે તેઓનો ભાર ખમીને તે ભારને તોડીને ભલાઇમાં લઇ જઇ શકે છે.

એમ ત્યારે ૩૩ આલાતો અપાખ્તર તરફની બુરાઇને તોડે છે તેમ દોખ્માની તલેસમ ઝામની બુરાઇને સમારે છે. વળી વયુ–વેહ અને રવીના રવા તો બધેજ હોય છે, પણ દોખ્માની અંદરની તલેસમથી ત્યાંના રવાઓ અને વયુમાં કામ કરવાની ઉલુફ ઘણી શકિત વધતી હોવે તે શકિત દુરના રવામાં તેમ વાયમાંબી પંથરાતી જઇને દુરની અખ્તી પવીતી આહીતીની બુરાઇઓનો તેઓથી દરમાન થઇ શકે છે. ત્યારે દોખ્માની આવી તલેસમ છે તેની આવી મકદુર છે. તે અમર ગતીનો આવો દીવો સલગાવીને ઝામમાં રોશની પાંથરી શકે છે. દોખ્માઓ કંઇ ખાલી શરીરને ઠેકાણે પાડવાનોજ અર્થ રાખતા નથી—ના તેઓ જમીનમાં રોશની પાંથરી જમીન ઉપર મુરદાંઓથી અને પાણી ઉપર મુરદાંઓથી જે ભાર થાય છે તેમ બાળવામાં આવતાં અને બીજી રીતની વ્યવસ્થા પામતાં મુરદાંઓનો ભાર જવાબ જે જમીનમાં પકડાય છે તે બધાંની સદગતી કરવાની કુદરત રાખી શકે છે.

દએનના ૩૩ આલાતો જગતના ગુનાહોથી થતા ભારને ખમીને આઝાદગી આપવાનું લક્ષણ રાખે છે; તેવાં તે લક્ષણ ઉપરથી દએનની સાર્વજનીક શકિતનો ખ્યાલ જે આલાતોની મુળ જગાઓમાં દોખ્માની એક જગા; રૂવાન અને તન વચ્ચેનો નહિ તુટે તેવો અચુક સંબંધ; તનના અગણીત અનુએ અનુ અને તેઓના દમાદમોની જ્યાં લગી ઇનસાફી વ્યવસ્થા થશે નહિ ત્યાં લગી રૂવાનની મુકિત નથી. તન તો ખોલ્યું છે, તેને તો મરણ વખતે ફેંકી દેવાનું છે વિગેરે ખ્યાલો જરતોશ્તી નથી તેનો ચિતાર; આપણું ઘર કયાં છે; ગેત્તી કુલ રૂવાનોનું સામાન્ય બજાર છે. તન અને રૂવાનનાં લક્ષણોનો ચિતાર; તનના અનુએ અનુ અને તેના નાનામાં નાના નાદને માટેબી દાદારને કાળજી, જેને માટે દીનો આપી યસ્નો થઇ, માટે દીનને યસ્નને પાળવી તેમાં ઇનસાનીઅત છે અને તે બધાને થોકરે મારવું તેમાં હેવાનીઅતવાલા દએવનું લક્ષણ છે. ઇનસાનીઅત પ્રમાણે વર્તવું એક ફરજ છે વીગેરેનો ખ્યાલ.

ત્યારે અન્ય દીનના મહા પુરૂષો કે જેઓએ દીનોને ઉભી કીધી છે અને તે વર્ણના લોકોને ચલાવ્યા છે અને તેમ ચલાવવા પોતાની દીનોની તલેસમો ઉભી કીધી છે તેઓને તેઓના પોતાના વર્ણના લોકોની બુરાઇઓનેબી ખેડવાની છે. આવાં કામમાં જરથોશ્તી દએનના આલાતો અને દોખ્માની તલેસમ તેઓને તેઓના મદદગાર તરીકે પુગી શકે છે. **આમ ઝરથોશ્તી દએન સાર્વજનીક છે. આમ જયારે છે ત્યારે દોખ્માઓને ઉભા કરવાં અને ટેકવવાં તેનાંથી વધુ પુન્ય શું હોઇ શકે?** આમ છે ત્યારે દોખ્માની તલેસમની સ્પ્રીંગને ચાલતી અટકાવવા કયો કમનસીબ ફાંફાં મારે?

દોખ્માનું કુલ્યાતી generic કામ ઉપર જોયું તેમ જુઝવાવી specific કામ જે બસ્તે-કુસ્તીઆંનોની લાશને ઠેકાણે પાડવાનું છે તેબી જોયું. બસ્તે-કુસ્તીઆંનોનાં ઉસ્તાનો ત્યાં જોડાયલા જોયા છે. યઝતી ગતીનો પાયો જે ત્યાં થયો તેમાં બસ્તે-કુસ્તીઆંનોના સુક્ષ્મ નાદો-ઉસ્તાનો-મીથ્રો ત્યાં

રોપાયા, જેમાં સરોશની ગતી મોટા દસ્તુરોની આમેદ્યતથી ઉમેરાઇ અને જેમાં જમાનાનાં રાઇનીદાર સાહેબની ઇજાજત-જરથુસ્ત્ર અને અહુરમઝદનો સીલસીલો એટલે બરજીસી વર્ણનો ભેદ જોડાયો. આવો પ્રભાવ ત્યારે જુઝ-વાવી રીતે બરજીસી વર્ણનેજ ઇનસાફ અને હદને કાયદે ટેકવે; અન્ય વર્ણને ટેકવી શકે નહિ માટે બીજા વર્ણોના મુરડાં ત્યાં મુકાય નહિ. વળી બીજી વર્ણોનાં ઉશ્નાનોની જેટ-માન્યતા જુદી હોવે ત્યાં તે જુદાઓની હાજરી ગેર-બંદોબસ્ત કરે જેથી દોખ્માની તલેસમની સ્પ્રીંગ ખોરવાય, તે તલેસમ છુટવા માંડે એટલે જે મહાન કામ તે કરી રહે છે તેમાં ખતરો પડે.

ઉપર જોયું કે દરેક ઉરવાન પોતાની સાથના દ્રવાઓની સદગતી કરવા તનોમંદ હાલતમાં ઉતરેલું છે. તેની તનોમંદ જીવતી હાલતમાં તેનો દએવ-તેની સાથની અજ્ઞાનતા છે. અહુરમજદે તે અજ્ઞાનતામાં-દ્રવાઓમાં પોતાનો દમ ફુંકીને તેને ઇનસાનનાં તનરૂપમાં ઉભો કીધો. આવાં તનરૂપમાં રહીને તે તન પોતાની અજ્ઞાનતાની તાસીરને ગુનાહો તરીકે ઉભી કરી કરીને તેના નતીજાઓ જોઇ જોઇને પછી તેવી બુરી તાસીરોથી નીરાળો થશે, ભલો થશે. પણ આમ ભલાઇએ પુગવાને માટે અહુરમજદ તેને શ્વાપના દોરમાં દોડાવે છે. જીવતી જીંદગીમાં તે ગુનાહો કરે છે-શરીરમાંનો દએવ પોતાની ગતીને ઉભાવે છે, જેનાં વાદળાંઓ થાય છે, જેમાંથી તેની ઉપર વળનો વરસાદનો મારો પડે છે. આ મારથી તેની દએવીક ગતી નાશ પામીને ભલાઇમાં ઉગે છે. ત્યારે કુદરતનું તંત્ર-(કે જેથી તેની બુરાઇઓ બહાર પડીને ઉપર વાદળાં રૂપ બંધાય છે-જેનો વરસાદ પડે છે, જેથી તે ભીજાય છે અને હણાય છે, જેમાંથી ભલી ગતી પેદા પડે છે) તે તેની ઉપર મોટી કરમ બક્ષેશ રૂપનું ઉભું છે. ત્યારે જીવની જીંદગી અને સંસારનો આ બધો પ્રભાવ તે અહુરમજદની કરમ બક્ષેશ છે. જીવતી જીંદગીમાં રૂવાન મુદ જેવું જીવતાં તનમાં રહે છે. રૂવાન ઉપર બેડી પડે છે-રૂવાનની તે સ્પની ખુશાલી જે તેના એક ઝરવાને અકરનેને પુગી શકે તેવાં જ્ઞાનમાં રહી છે તેને લઇ લેવામાં આવે છે, અને રૂવાન તે દ્રવાઓને ખાતર તેવી મોટી અગવડ-આપદા ખમીને તે તનમાંજ રહે છે અને તેનો સાથ છોડતું નથી, અને જ્યાં લગી તે દ્રવાઓ તેના જેવો નુરી થશે નહિ ત્યાં લગી છોડ-શેબી નહિ. આવું પરદુખભંજનનું તે રૂવાન છે, જેની સાથે બીજી ગતી-ઓબી તેના મદદરૂપની અહુરમજદે આપી છે, જેનો ખ્યાલ ઉપર લીધો છે. રૂવાન તો દ્રવાઓને છોડવા માગતુંજ નથી, તેને તો રૂવાન પોતાનું ફરઝંદજ સમજે છે.

હવે જ્યારે રૂવાનને તનમાં રહેવાનુંજ છે તો પછી રૂવાન જો

પોતાની આવી પરદુખભંજનની રચના ચલકાટ સાથે તે તનમાં બેસે તો તનમાંનો દ્રવાઓ પોતાનું ઉભાણુ કાઢી શકે નહિ—તે દ્રવાઓ પોતાની જાત છુપાવ્યા કરે. રૂવાનને શરીરથી દુર કરવામાં જેમ કુદરત અર્થ જોતી નથી તેમ ખુદ તે રૂવાન તે પોતાનાં ફરઝંદને છોડતુંજ નથી.

ત્યારે હવે તો અહુરમજદ તે રૂવાનને મુદ કરી તેની ઉપર બંદ–દરોશ મૂકી તેને અસર વગરનું કરીને શરીરમાં બેસાડે છે. આવાં રૂવાનનો રચનો ચલકાટ, જ્ઞાનથી ભરેલી લાઇટ તે શરીરમાં પડી શકતીજ નથી, જેથી તે શરીર પોતાની જાતને બેધડક બહાર કાઢી શકે છે. આવાં શરીરમાં અહુરમજદે પોતાની તરફની ગવની ગતીઓને ઉછાળી આપીને તે શરીરના અનાસરોમાં મિથ્યો ચાલુ કરી તે મિથ્યોને એકાગ્રહ કરીને તેઓને કેહર્પથી પોશણ આપીને મન ઉભું કીધું, જેને ફેલ અપાયો. આમ જીવતાં જીવન 'મન' કામ કરે છે અને ફેલ પ્રમાણે પોતાની જાત બતાવે છે. એમ ઉપર કહયું તેમ સુખના વરસાદથી પોતે પોતાનો નીકાલ કર્યા કરે છે. જીવતી જીંદગી ખતમ થયાં પછી રૂવાનને કુદરત પાછું અગાઉ જેવું રચોમંદ કરે છે. એટલે તેનો બંદ–દરોશ બેડી ખોલે છે અને તેની રચને પાછી બહાર કાઢે છે—ખીલવે છે. આ વખતે રૂવાન પછી તે તને જે કંઇ કીધું તેમાંથી ભલી ખેતી કરી રહે છે. કેટલાકો એમ સમજે છે કે જે તનને મુવા પછી ગમે તેમ ફેંકી દેવાનું છે—તે તો ખાકમાં જશે માટે ગુજર્યા પછી તનને ગમે તેમ ભશમ કરવું, તેઓ આવી બધી ઉપલી બાબદોથી તદન બેખબર છે. તેઓએ જાણવું કે કુદરતમાં કોઇબી જાતનો ઇસરાફ નથી પણ બંદોબસ્ત છે. તનની ઉસુલ શું—શાને માટે તે થયું—તેની સરજત શું છે—તેને કાંઇ ફેંકી દેવાનું નથી, આ સવાલો આ બધું જાણ્યા પછી સમજમાં આવશે.

ત્યારે મરણ પછી રૂવાનને રચોમંદ કરી બેડી રહીત કરીને પોતે ખેતી કરે તેવી તેની નેમેલી જગાએ મોકલવું જોઇએ. પાંચ વર્ણનાં રૂવાનો રહે છે, અને તે દરેકના ગુજર્યા પછીનાં ખેતીનાં જુદાં જુદાં ઠામો હોય છે. ગેતી તો એક બજાર છે અને મરણ પછી ઘેરે જઇ બજારમાંથી લાવેલા બીયાંને વાવીને ખેતી કરવાની છે. ત્યારે બરજીસી રૂવાનને ત્રણ દીવસમાં પોતાની બંદ–દરોશને ઉકેલીને ચોથે દીવસે ચીનવત ઉપર જવાનું છે કે જયાં પછી તે રૂવાન તેનું તન જે જીંદગીમાં બદી ઉભરાવીને નબળું થયલું તેવાં તનની ખેતી જેટલી થાય તેટલી કરશે. કયા ભાગની ખેતી કરવી—કયાની નહિ—કયા ભાગની થઇ શકેજ નહિ અને જો કરવા જાય તો મહેનત બરબાદ જાય તે બધું તેને કુદરત સુચવે છે. ચીનવત ઉપર રહીને

તે ખેતી કરીને પછી જેવો ચીનવત બંદ થાય કે તે રૂવાન ખેતી કરતું અટકે છે અને પછી કુદરતનો ચુકાદો શું છે–તનાસકમાં જવાનો કે તને–પસીન કરવાનો–જે બધું ખેતીની ઉપર રહયું છે તે સમજીને પછી કુદરત તેને જેમ દોરાવે તેમ દોરવાવા કુદરતની આગળ નમીને ઉભું રહે છે.

ત્યારે **મરણ પછીની ચાર દીનની ક્રીયાઓ રૂવાનની બંદ–દરોશ ખોલીને રૂવાનને ચીનવત લગી બરાબર મોકલાવી શકે છે.** તનની ખુરાઇ એટલી બધી છે, દ્રવાઓની અજ્ઞાનતા એટલી બધી છે અને દ્રવાઓ એટલો નગુણો છે–એટલે ઇનસાનમાનું જાનવર એવું જણુન છે, કે રૂવાન કે જે તેનાં ભલાં અર્થે છે તેને સારૂ જરાબી દરકાર તે કરતુંજ નથી. તનમાંનું તે જાનવર એટલે દ્રવાઓની જાતનો જવાબ તે રૂવાનની બેડી હંમેશની રહે તેમ વર્તી રહે છે. આવો તે દ્રવાઓનો સ્વભાવ હોવાને લીધે દયાળુ દાદારે દીનો–ધર્મો–માહ્રપુરૂષો ઉભા કીધા છે. ત્યારે જેમ અહુરમજદે દ્રવાઓને જીવ આપ્યો, તેને તનોમંદ હાલતમાં ઉભો કીધો, જેથી તે આજે જગતમાં ફરામોશીમાં રહીને મહાલી રહે છે, તેમ તેને વળી દીનોની હિફાજતમાં મુકયો અને તે બધી દીનોની ઉપર જરથુસ્ત્રને નેમ્યા છે. એવી તનોમંદ વ્યકિતઓને દીનોની હેફાજત અને અસર હેઠળ મુકીને તેઓને સાવધાન થવાનો મોકો દાદારે આપ્યો છે.

**દીની ક્રીયાઓ અહુરમજદની બાતેન કુદરતનો એક જાહેર ભાગ–તે બાતેનના એક હમકાર તરીકેનો છે માટે અગત્યની છે, માટે આલાતો દોખમા અગત્યના છે તે ઉપર; ગુજરતાં રૂવાન માટેની ક્રીયા માટેના ચાર પાયા જે તે રૂવાનને ઠર પાડે છે તેઓ બાબે.**

આપણે જરથોસ્તી દએનની વાત કરીશું. ત્યારે અશો જરથુસ્ત્રે પોતાની તરફથી અહુરમજદની ફરમાસથી ઉતરીને દીનના આ બધા કાનુનો–યસ્નો આપ્યાં, કે જેથી તે ઇનસાનમાંના દએવની નગુણાંપણાંની હદ જે કુદરતથી મઝદદાતથી આવી રહેશે તે અહુરદાતથી જલદીથી પણ ઇનસાફ પ્રમાણેજ આવે અને રૂવાન છુટે–તે રૂવાનના હાથ છુટા થઇને તે દએવને સુધારવા પોતાનો ફાળો આપે.

આમ ત્યારે દીનની ક્રીયાઓ છે જેઓ રૂવાનની બંદ–દરોશ ખોલીને તે રૂવાનને ચીનવત ઉપર ચલાવીને પોતાનું કામ કરાવીને પછી અહુરમઝદના

સુકાદા સારૂ ઉભું રાખે છે. **ત્યારે ક્રીયાઓ કંઇ માફ કરતી કરાવતી નથી પણ તે ક્રીયાઓને તો અહુરમજદે પોતાની કુદરતના એક જાહેર ભાગ તરીકે વર્ણ–વર્ણને રૂચતી ઉભી કીધી છે.** પણ ઇનસાનમાનું જાનવાર જેને જરા અમથી જડતામાં રમતી અકકલની ચેંચી આપી છે તે આવો ખોટો બકબકારો કરી રહે છે. આજ કાલના જમાનામાં ઇનસાનમાં હેવાન જબ્બર છે માટે તે હેવાન જીવતાં જીવત રૂવાનને–અહુરમજદને બધાંને ઠોકરે મારે છે, પણ ગુજર્યા પછીથી રૂવાનને બંદમાં રખાવીને પોતાની જબુન અજ્ઞાનતા દેખાડે છે.

રૂવાનનો દ્રવાઓ આવો કાંય થયો તે સવાલો જુદા છે. જેના જવાબો "ક્ષનુમ નીકાઝે–વેહદીન"નાં પુસ્તકોમાં છે, પણ અહિંયાં તો એકજ સવાલ લીધો છે કે ગુજર્યા પછી યસ્નની શું જરૂર છે? ત્યારે દીની ક્રીયા અહુરમઝદની કુદરતજ છે. અહુરમજદની બાતેનનો તે જાહેર ભાગ હમકાર તરીકેનો છે. જડતામાં અટાએલાં ઇનસાનો કે જેઓમાં દ્રવાઓની ગતી જબુન છે, જે અહુરમઝદની બાતેન કુદરતના આ જાહેર દીની ભાગને ઠોકરે મારે છે, તેઓને સારૂ પછી ગેતીની ઉપરનાં ભુવનોની બીજી યસ્નો કીધી છે, જયાં આગળ તે જડતાનાં લોકો કંઇ શુધ્ધી મેળવીને તેજ ક્રીયાનો ત્યાં અંગીકાર કરશે તે વાત જુદી અને ગુહ્ય છે તેની ખાલી નોંધ લઇશું.

ગેતીની પાકીકતના અમલ પાવમહેલની પાછળ–નવ અદ્રશ્ય પાકીકત પડી છે તે નોંધવું. ફરમાયશ્નેનો એદદાન તો સ્ત્રીચને ઓન કરે છે. ફરમાયશ્ને જે ક્રીયા નોંધાવે છે તે નવે નવ ઠેકાણે નોંધાશે. ભલેને અહીંયાં તેમાં ગથલ મથલ થતી હોય પણ અન્ય ઠેકાણે તો તે થશેજ–એ બાબદ જુદી છે. સીરફ તેનો ઇસારો અહીંયાં આટલા માટે કીધો છે કે અહુરમજદની કુદરત જે બાતેન છે તેનો જાહેર ભાગ તે દુન્યાની દીનોની તરતીબ છે, જેની પાછળથી બીજી તેવી તરતીબો પડેલી છે, કેમકે જો જાહેર દીનની તરતીબ જો છુટી જાય એટલે ક્રીયાઓ ખવાઇ જાય તોબી તેની પાછલની તરતીબ તેને મલે–એટલા ઇશારા માટે આ નોંધ લીધી છે.

ત્યારે ગુજર્યા પછીની આ બધી દીનની વસીયતના ચાર પાયાઓ સીરફ રૂવાનને બંદ–હરોશ ઉકેલી તેનાં હામે ચીનવત તરફ મોકલીને રૂવાનને પોતાનાં તનની ખેતી કરવાની સગવડ કરી આપે છે. ખેતીનું થવું હદ+ઇનસાફ પ્રમાણેજ છે. રૂપીયે પંદર આનાની નેકી હશે તો તેનું નેક ફળ બનશે અને એક આનાનું ફળ કડવું થશે. માટે 'કર અને જો' ના સીધ્ધાંતને ચલાવવાની તક આપવાની બાતેન કુદરતની જાહેર બાજુ તે આ દીની યસ્ન છે. ત્યારે ચાર પાયાઓ છે નામે—

૧:—જીવતી જીંદગીમાં જે કંઈ તેણે દીનની વસીઅત પ્રમાણે કીધું તેનો નતીજો–એટલે અઝદમાંથી નીકળેલી ખાકને જેટલી સુન્નાંની કીધી તેનું ફળ ખાકની ઉષી લાવવા માટે છે–ખાકને નુરી કરવા માટે છે તેમાં જે કંઇ ફાળો આપ્યો તે.

૨:—સચકાર, સગ–દીદ, ભોંય આગળનું ભણુતર અને ગેહસારણું.

૩:—સરોશનું પાતરૂં જે ત્રણ દહાડા લગી થશે તે અને બીજી બધી ચાર દહાડાની ઘરમાંની અને પાવ મહેલની ક્રીયાઓ.

૪:—દોખ્મે નશીની–આ ચાર પાયાઓ રૂવાનની બંદ–દરોશ ખોલાવી તેને ચીનવત ઉપર પોતાની ખેતી કરવા મોકલે છે.

પણ જે જડ ઇનસાન ગેતીમાં જીવીને જીવતી જીંદગીમાંનાં અઝદમાં થએલાં તનનું જરાકબી ક્રામ્યું કરતોજ નથી એટલે ખાકની જરાકબી ઉષી થાય તેવું કરતોજ નથી, તો પછી તે દીનને થોકરે મારે છે અને તેથી તેનું બીજું પગથીયું અને તેથી ત્રીજું અને ચોથું થતુંજ નથી. આવા ઇનસાનને પછી દીનની જાહેર કુદરતની પાછળ જે બાતેન પરદો છે ત્યાંની કુદરત લાગુ પડે છે, કે જયાંથી તે ઇનસાનનો દએવ લાંબે કાળે મહાત થશે, જે પછીથીજ કુદરત તેને લગતાં રૂવાનને બંદ દરોશથી આઝાદ કરીને મુકત કરીને ચીનવત ઉપર મોકલશે. ત્યારે જેઓ ખોટા બકબકારા કરે છે કે દીન શું ને વાત શું–આ બધું હમ્બગ છે—શું જરથોસ્તીઓનેજ ક્રીયાઓ જોઇએ–બીજા બધા યુરોપનાં લોકો તો કંઇ એવું કરતા નથી–શું પારસીઓ ખોદાયજીને લાંચ આપીને મુકિત લે છે–વીગેરે, વીગેરે,, બકબકારાઓ દ્રવાઓની તે જબુન ગતી છે–તે અજ્ઞાનતા છે, કે જેનો નાશ આ જાહેર દએન કે જે બાતેન કુદરતનો જાહેર આકાર છે તે તો નહિ કરી શકશે, પણ મોત પછીથી દીનના આ જાહેર આકારની પાછળ જે ભયાનક રીતનો બાતેન આકાર છે તે તો કદીબી તે દએવને છોડશેજ નહિ. **રાહમલ થવાની ગતી કુદરતની તે બાતેન હીકમત છે કે જયાં આગલ આવી જડ ઝમીરના દએવનો નાશ થઇને તેમાંથી ભલી ખેરદ ઉભી થાય છે.**

ત્યારે જો એક બસ્તે–કુસ્તીઆંન અહુરમજદની કુદરતની જાહેર બાજુ જરથોશ્તી દએનની યસ્નને નહિ તાબે થાય તો પછી તે તે દએનની પાછલ કુદરતની જે ભયકર ગતી પડી છે તેના સાંચા કામમાંથી પીલાઇને અજ્ઞાનતાને–મૃત્યુને વશ કરીને લાંબે કાળે ભલી ખેરદે પુગશે.

**જમીનમાંની કુદરતનો ફાળો જે જગતને જીવડાવીને ભોગવટાઓ કરાવીને ફ્રશો-ગર્દ તરફ લઇ જવાની ખીશકારી કરવા માટેનો છે, તેમાં માનવની લાશોનું દાટવું ખલલ મુકે છે તેનો ચિતાર; જમીનમાંની કુદરત જે જગતને જીવડાવીને ભોગવટાઓ કરાવે છે તેમાંનાં ગાહામ્બારોના કુવતો, અને આતરે સ્પેનીશત અને તેની શકિતઓ નામે આતરે વન-ઓશ, આતરપાત, આતરદાત, આતર ચીથ્ર આતર ખરેનંઘહ, આતર સવંઘહ, આતર જન્તુ, આતર દખ્યુની ખીશકારીનું કંઇક વર્ણન; મુરદાંઓની તેઓનાં કામમાં ખલલ.**

ત્યારે જરથોસ્તી દએનમાં ગુજરનારની લાશને આતશ-પાણી-કે જમીનમાં નહિ નાંખવાનો પણ ખુરશેદ નીગેરશ્નની કરવાનો હુકમ છે. આ ખુરશેદ નીગેરશ્નીને તલેસમમાં કામ કરતી ઉભી કીધી છે જેને દોખ્મે-નશીની કહે છે જે બાતેન કુદરતનો એક જાહેર આકાર છે. જરથોસ્તી દએ-નમાં આમ કરવાનો હોકમ શા ઉપરથી આવ્યો હશે; આતશમાં બાળવે કે ખાસ્તરથી ક્રીમેટોરીયમની તરતીબથી ભસ્મ થવે કે પાણીમાં ડુબાડવે કે જમીનમાં દાટવે એવું તે શું થાય છે કે જેથી રૂવાન છુટતું નથી, જ્યારે ખુરશેદ નીગેરશ્નીથીજ એવું તે શું થાય છે કે તેથી રૂવાન છુટે છે, તેની હકીકત કંઇક જોઇએ.

આપણે ઉપર જોયું કે જમીનમાં આરમઇતી પોતા સાથના છ મીનો સાથે રહી છે. જમીન આને લીધે ઘણીજ અગત્યની ચીજ છે. જમીનનો પરદો આવો આરમઇતી વસેલો ઉભો થયો છે તોજ તેથી ઉરવાન અહુર-મજદથી ઘણે દુર જતું અટકયું છે-જમીને તેને પોતાની ઉપર પકડી રાખીને તેની તનોમંદ હાલતને ટેકવવા અને તેને મુકિત અપાવવાનો કસદ કીધો છે. વળી પોતે જાત જાતનો ભાર એટલે વજનનો ભાર અને ઇન-સાનોની અને બીજી હેઠળી વસ્તીઓની કુકરણીઓનો ભાર ઇનસાનો અને બીજી વસ્તીના અબખરાનો ભાર ખમી તેઓને ભલાઇમાં બદલીને પોતા ઉપરની વસ્તીની સદ ગતી કરાવી રહે છે. જો જમીન નહિ હોય તો પછી તનોમંદ હાલતને ઠર પડવાનું નહિ હોય. આ જમીનમાં ત્યારે આર-મઇતીએ સ્પેન્તી કરવાનો કશ ઉભો કીધો છે જેમાં ગાહામ્બારોના કુવ-તોનો જમાવ કરી રાખ્યો છે.

ગાહામ્બારોના કુવતોને નીચે દોરવનાર "**કવએમ ખરેનો**"નેબી તેઓની સાથેજ રાખેલા છે. અહુરમજદની મહાન મતલબ શું છે આકેબત શું છે વીગેરે ભેદોનો રાખનાર આ **કવએમ ખરેનો** એક જ્ઞાન અને અમલરૂપનો આશીરવાદ છે, જે કુવતોની ગતીને પોતાનાં કામમાં સચેત રાખ્યા કરે છે. દાદારના અનંત આશીશ તરીકે આ **કવએમ ખરેનો** છે. આ આશીશ તેમાંનો છે કે જેથી તો અસુન્યની હાલતમાંથી સુન્યની અને ચિથ્રની હાલતો થઇ છે. દાદાર આગળથી આ આશીશ નીકળી મીનો કરકો આગળ આવીને પછી મીનો કરકોના ગુહય વરોમાં કરાર પકડીને પછી ઝમીનની ઉપર ઉતરી રહે છે. ધનામીન આ ખોરેહને લુટવા ઘણાં ફાંફાં મારે છે. એ ખોરેહની પુઠે ધના દીવાનો થઇ જાય છે. આ **કવએમ ખરેનો** વગર ગાહામ્બારના કુવતો જમીનમાં ઉતરી શકે નહિ તેમ વળી જમીનમાં રહીને પોતાનું કામ જે જડ હયાતીને ટેકવવાનું છે તે કરી શકેબી નહિ ધના જડ હયાતીને તબાહ કરવાનો સ્વપ્નો જુએ છે. પણ કવએમ ખરેનોને હાથમાં લીધા વગર તે થઇ શકે નહિ માટે ધના તે ખોરેહની પુઠેજ રહે છે. પણ દર વખત નાસીપાસ થઇને પાછો ફરે છે. ઝમયાદ યશ્તમાં એનો ભેદ આવે છે આ **કવએમ ખરેનો**નો આશીશ ગયોમર્દથી તેપર દાતશાહો કેઆની શાહોની અઇપિમાં તેમ તે વખતના મોટા રથેસ્તારો, આથ્રવનો વાસ્ત્રીઓશાની અઇપિમાં અનેક રીતે ઉતરતો હતો, જેઓ બધા તે **કવએમ ખરેનો**ના હમકાર થતા હતા જેથી તે ખરેનોનું કામ સરળ થતું હતું.

ગાહામ્બારના કુવતોમાંનું પહેલું કુવત નામે **કુવતે-ગાઝીયા** જમીનમાં રસકશ લાવવાના દુધ તરીકે છે જેને અવસ્તામાં **પયંઘહ** તરીકે ઓળખે છે કે જેથી જમીનમાં નહિ કલ્પી શકાય તેવું ધન્ય ધાન્યનું મુળ દુધરૂપ તત્વ થઇ હોઇ શકે છે, કે જેનો સાથી અને હીદાયતનો આપનાર તેમ તે પયંઘહના રશકશમાંથી પીલો બહાર કઢાવનાર **કુવતે-નામીઆ** ઉગવાની ગતી જેથી જમીનમાં બધું ઉગી રહે છે જેને અવસ્તામાં **વસ્ત્ર દાતએન** કહે છે તેનો સાથી અને હીદાયતનો આપનાર-તેમ ઉગેલા પીલામાંથી ફળનો આકાર કાઢનાર **કુવતે-મુસવરીઆ**ની ગતી એટલે ખરેખરની ચીજને ઉભી કરનાર ગતી જેને અવસ્તામાં **હુયય** કહે છે તેનો સાથી અને હીદાયતનો આપનાર-તેમ તે ફળમાં મીઠાસ મુકનાર ઉપયોગમાં આવે તેવું કરનાર **કુવતે મુવલદીયા**-જેને અવસ્તામાં **ફ્રઉર્વીશ્ત** કહે છે તેની ગતીનો સાથી અને હીદાયતનો આપનાર આ **કવએમ ખરેનો** છે. જમી-

નમાં ચારેચાર અનાસરોની ગતી પડેલી છે તેઓનો વપરાસ આ કુવતોનું પરિણામ લાવવામાં થઇ રહે છે.

આ બધાનું કામ હયાતીને ટેકવીને ભોગવટાઓ કરાવીને આખરે ફ્રશો-ગર્દ કરવા માટે છે. **કવઍમ ખરેનો** આ બધી સ્પેનામીનની કુદરતની ખીશ્કારીઓમાં એક motive fore મુળ હકીકત છે અસર રોશનીની તે કુદરતના બળતા ચેરાધનું તેલ છે. આ બધાં કામ માટે મુળ ક્ષેત્ર મીનો કરકોના ગુહ્ય વરોમાં છે જેની જુફ્ત તરીકે ગેતીમાંના તેવા ક્ષેત્ર તરીકે જમીન છે. જમીનમાં ઘણી વબાઓબી છે. પણ તેઓનો કુદરતી અંદાઝ એવો છે કે તે બધી વબાઓને આરમઇતી પોતાની મીનો હમકારો સાથે સહેલાઇથી પુગી વળી પુરી પડી શકે અને તેઓને ફેરવીને પોતાનાં કામ માટે જોઇતાં ખાતરમાં ફેરવી શકે. પણ મુરદાંઓના દાટેલા નસાથી તે બધો અંદાઝ ઘણોજ વધી જાય છે અને આરમઇતીનુ કામ જે ફળદ્રુપતા લાવવાનું છે તે ઘણુજ મુશકેલ થઇ પડે છે અને **કવઍમ ખરેનોને** તે કામમાં ઘણુજ રોકાવું પડે છે વળી આરમઇતીને તેમ **કવઍમ ખરેનોને** માનવો તરફથી આવવી જોઇતી મદદ મળી શકતી નથી પણ ઉલટો સામો ગલબો આવી મુરદાં દાટવા જેવી રસમો વીગેરે રસમોથી તેમ બુરી કરણીઓથી આવે છે. વળી **કવઍમ ખરેનોની** બરકકતને પોતાની અઇપિમાં રાખીને **કવઍમ ખરેનોના** હમકાર થાય તેવા નરોગો જન્મી શકતા નથી પણ જમીન ઉપર અને તે કવઍમ ખરેનો ઉપર અત્યંત ભાર મુકે તેવા હોવાની ખસલતની પ્રજાઓજ પેદા પડયા કરે છે. ત્યારે દાટવાની રસમથી ખાસ કરીને વબઓનો અંદાઝ હદ ઉપરાંત વધવાને લીધે ઘનાનો હોમલો તેની જમીનમાં ખુબ જોશથી સ્પેનાની સામે થતો હોવાને લીધે અને મામલો હદની ઉપરાંત જતો અટકાવવાને માટે પછી 'ઇનસાફની જમા' વચમાં પડે છે અને વધી પડેલી વબાનો ઉભરો જમીનમાંથી બહાર પાડીને જાતગ્જતની મરકીઓ દરદોનો વરસાદ પાડે છે અને વળી સાથ સાથ ઝમાનમાં મોટા ફેરફારો કરાવીને ધરતીકંપો કરાવી તેમ માણસો અને જમીનની જગાઓના ફેરફારોથી મોટી નાશકારક રેલો કરાવી રહે છે. આમ કંઇબી ઇનસાફની રૂયે થાય તેમાંબી માયાળુ કુદરત આબેદો-સાલેકો મુની રૂશીઓ વીગેરે ભલા નરોની ભલી દુઆની રૂયે અને યસ્ન તરીકતના જમુઅની રૂએ એક રહાઇ આપી રહે છે, જે વરસાદના પડવાની ઉપર મદાર રાખે છે. જો વરસાદ ખુબ બહારમાં પડે તો તે વબાઓનુ પંથરાવું રોકાય પણ જો વરસાદબી ખેંચાય તો વબા વધે. વરસાદની બાતેન ખુબી કે જેમાં

તેશ્તર તીર યઝદની ગતી પડી છે તે વબાઓનાં જેમને રોકી શકે. હવે **જમીનમાંની કુદરતને લગતા આતરે સ્પેનીશ્તનો ભેદ જોઇએ.**

જમીનના આતશ આતરે સ્પેનીશ્તમાં કોઇબી ચીજને ઉપર કહેલા કુવતો મારફતે ઉભા કરવાને માટે પાયારૂપ થવાની—પાયો કરી આપવાની ગતી પડેલી છે. કોઇબી ચીજ જે થશે તેમાં પાયો આતશનોજ રહે છે. આવા આતશના પાયામાં તે ચીજને પોતાના તાબામાં રાખવાની કુદરતના કાયદેસર ચલાવવાની ગતી છે જેને **આતરે-વનઓશ** કહે છે. તે ચીજમાં તે આતશ તે ચીજની હૈયાતીની ગતી રાખીને તેને સરંજામ પુગાડવાની મકદુર રાખે છે. આવી આતશી ગતીને જમીનમાંની સ્પેન્ત-આરમઇતી બીજા મીનો સાથે રહીને ચલાવી રહે છે અને અશો જરથુસ્ત્રના મોટા ધુરંધર ચેલાઓમાંના એકે પોતાની અશોઇના બળથી તે આતશની ગતી વનઓશને ચલાવવા સ્પેન્ત આરમઈતીની તે મીનો ગતીઓને મદદ પુગાડી છે જેવણનું નામ તેજ આતશ ઉપરથી "**આતરે-વનઓશ**" કરીને થયું છે, જેવણની ફ્રવષીને ફરવરદીન-યશ્તમાં યાદ કીધી છે. એવીજ રીતે સ્પેનીશ્તમાં **આતરે-પાત** નામની ગતી છે. કોઈબી ચીજમાં જે કંઇ ભલાઇ ગવ ઉભી થઇ શકે છે તેની વૃદ્ધિને ટેકવનાર આ **આતરે-પાત**ની ગતી છે. આવી ગતીની કુદરતને મદદ કરનારબી પેગામ્બર સાહેબના એક ચેલા થઇ ગયા છે જેવણને "**આતરે-પાત**"નું નામ આપ્યું છે, જેવણની ફ્રવષીને તેજ નામે ફરવરદીન યશ્તમાં આરાધી છે. વળી આ સ્પેનીશ્ત આતશમાં કોઇબી ચીજને કાયદેસરની ગતી અપાવીને નાનાથી મોટા કરવાની ગતી છે, જેને **આતરે-દાત** કહે છે. બચ્ચું માતાનાં પેટમાં ઉગે છે-બહાર પડે છે અને ઉગે છે તે બધું આતરે-દાતની ગતીની કુદરતથી થઇ રહે છે. આવી ગતીને મદદ કરનાર હમકાર પેગામ્બરના મોટા ચેલા થઇ ગયા હતા, જેવણનેબી તેજ નામે ફરવરદીન યશ્તમાં ઓલખીને તેવણની ફ્રવષીને આરાધી છે. કોઈબી ફરઝંદ પેદા પડે છે તે હંમેશાં ભલુંજ હોય તેના શરીરમાં ગેઉશ ઉરવાની ગતી હોય જેને વહમાન કહે છે. આવું વહમાન ઉભું થયું તે આતરે-દાતથીજ ઉભું થયુ માટે આવાં નવાં જનમેલાં ફરઝંદને "**વહમાને આતરે-દાત**" તરીકે ઓલખી શકે છે. વળી આતરે-સ્પેનીશ્તમાં માબાપના ખુન ઓદાનમાંથી એક નુફતો જાહેર ખુન કે જેમાં તે બચ્ચાંની થવાની આકૃતિ અને સીરત અને અનુઓ બધાજ રહયા છે તેવા ખુનને ઉભા કરવાની શકિત છે. આતરે સ્પેનીશ્તની આવી શકિતને **આતરે-ચીથ્ર** કહે છે. આવી આતશી ગતીને તેનાં કામમાં મદદ પુગાડવાની ગતી ઉભી કરનાર પેગમ્બર સાહેબના ચેલા હતા જેવણને આતરે-

ચીથના નામથી ઓળખે છે, જેવણુની ફ્રવષીને ફ્રરવરદીન યશ્તમાં તેજ નામથી યાદ કીધી છે.

આતરે-સ્પેનીસ્તની **આતરે-ખરેનંઘહની** ગતીથી ચીજોના ઉસ્તાનો અને ઉસ્તાનોમાંનો વને—ઝવીત—બીશ બહારથી કુદરતમાંથી તે તે ચીજોમાં આવીને તે ચીજોની ખુબસુરતી ઉભી કરે છે. ઉપર જોયું કે દરેક ચીજની અંદર ઉસ્તાન અને વને-ઝવીત-બીશ તો બહારથી આવે છેજ. જ્યારે ઇનસાન પોતે તરીકત ઉપર રહીને પોતાના વોહુ-ફ્રીયાનમાં અને તેનાં જુઝ્તાવી આતશમાં આવી આતરે-ખરેનંઘહની ગતીને ઉભી કરે છે ત્યારે તેની અઇપીમાં ખોરેહની ગતી ઉભરાય છે-તેનામાં એક જાતનો જલ્વો જામે છે. જમીનના આતરે-સ્પેનીસ્તમાંની આ આતરે ખરેનંઘહની ગતીથી જમીનમાંની ચીજોના ઉસ્તાનો ચાલી શકે છે અને તે તે ચીજોના ગુણો દરોબસ્ત રહી શકે છે. ઇનસાન જો તરીકત ઉપર રહે તો પોતામાં આવી આતરે-ખરેનંઘહની ગતી કરી જમીનના સ્પેનીસ્ત આતશની તેવી ગતીને તેજ કરી શકે. અશો જરથુસ્ત્રના એક મહાન ચેલાએ જમીનમાંની આવી આતરે-ખરેનંઘહની ગતીને જેત આપી હતી. ત્યારે જે ઇનસાન કુદરતની બલીહારીને ગ્રહણ કરી શકે છે એટલે ખોરે-હને પકડી શકે છે તે શખ્સબી ઘણોજ દમામદાર દીલપઝીર હોય છે. એવા નરમાંબી ત્યારે આતરે-ખરેનંઘહની ગતી હોય છે. આવા આતશને મદદ કરનાર હમકાર જેવણુ અશો જરથુસ્ત્રના ચેલા હતા તેવણુને તેજ નામથી ફ્રરવરદીન યશ્તમાં યાદ કીધા છે.

જમીનમાં થતી યા તનોમંદ હાલતમાં ઉગતી ચીજો જે પરદુખ-ભંજનની ગતીની હોય તેમાં આતરે સ્પેનીસ્તના **આતરે-સવંઘહ**ની ગતી ખીલેલી હોય છે. જો જમીનને અહુરદાતના કાયદેથી ખેડી જમીનમાં કશ કરી-બીયાંમાના વુરે-ફ્રન્ગરસને એટલે અરવાહીના મીથ્રોના રાખનાર ફ્રીલીદારને ફ્રીયાથી ઘેરી માંથ્રોને જોરે જમીનમાં વાવીને પાક ઉભો કરે તો તે પાકના ખોરાકમાં અરવાહીઓનો દમ સંકોચાઇ જાય છે. એવા ખોરાકને જો ગુનેહગાર શખ્સ ખાય તોબી તેનામાં ગુનાહ નહિ કરવાની ગતી ઉભી થાય. આવા ખેડાણમાં જે આતશની ગતી કામે લાગે છે તેને **આતરે-સવંઘહ** કહે છે. નબાતાત કે જેમાં આતરે-સવંઘહ હોય તેજ ઇનસાન જાતનો ખરો ખોરાક છે કે જેનાં અહારથી કદીબી ઇનસાનમાં ગુનાહ ઉભા થાય નહિ. આજે આવી ગતીની નબાતાત ઉભી થઇ શકતી નથી. આજના **નબાતાત**માં અરવાહીના મીથ્રો છે માટે તેઓનો અહાર ઇન-

સાનમાં તેજ જાતના ગુનાહો ઉભા કરે છે કે જે બીજી જાતના ખોરાકથી ઉભા થાય છે. એક ઇનસાન તરીકતના પથ ઉપર હોય તેનામાંબી આતરે-સર્વંધહ ઉગવા માંડે છે. એવી રીતે **આતરે-જન્તુ** અને **આતરે-દખ્યુ** ના ભેદો છે જેઓનો વર્ણવાનો આ મોકકો નથી. રૂવાન થાય એટલે ઇનસાન ગુજરે ત્યારે તેને દીન પ્રમાણેની સદગતી કરાવનાર **આતરે-જન્તુ** છે. જેણે પોતાની દીનની તરીકતો પાલીને આરમઇતીની જમીનને શાદમાન કીધી હોય તેના આતરે વેહુ-ફ્રીઆનમાં રહેલા આતરે સ્પેનીશ્તની આ શકિત ખીલેલી રહીને જમીનના સ્પેનીસ્ત આતશની આ આતરે જન્તુની શકિતને મલીને પોતાની દીન પ્રમાણેની ભલી સરજતે ગુજર્યા પછી પુગાડવામાં મદદ આપશેજ. જે ઇનસાન પોતાની દીનની તરીકત ઉપર રહે છે અને પતમાન એટલે દીની હોકમ પ્રમાણેજ રાસ્તીથી વર્તે છે તેને પછી તે દીનના ભેદો શીખવવા કુદરત મોકકો આપે છે. કોઇબી દીન એવી નથી કે જેમાં ખાકસારી ઉભી કરવા કહયું નહિ હોય. ઇનસાન જયારે પતમાનની તરીકત ઉપર હોય છે ત્યારે તેનામાં નાકશી ઉભી થાય છે અને જમીનની કદર તેને ઘણી થાય છે. જમીનમાનાં આતરે-સ્પેનીસ્તની **આતરે-દખ્યુની** ગતી તેને તે મુબારક જગા તરફ દોરવે છે કે જયાં આગળથી તેને પોતાની દએન પ્રમાણેનો કુદરતનો ભેદ જાણવાનો અને જીરમોની ગતી જાણવાનો મોકકો પેદા થશે. ઇનસાને જમીન ઉપર ઘણીજ તમીઝથી પગ મુકવો અને જમીન ઉપર પગ ઘસીને ચાલવું નહિ કેમકે તેથી ખુદ-પરસ્તીનો નાદ ઉભો થઇને "આતરે-દખ્યુની શકિત તેથી દુર જાય છે. આતરે-દખ્યુનો આતશ જમીનમાંથી થતા મોસમના ફલ-ફુટમાંથી કંઇક દરજજે મલી શકે. ગાહમ્બારોને ઉજવવાથી અને ક્રીયા કરવાથીબી જમીનનો આ આતશ પોતાનો આશીરવાદ તે ઉજવનારને આપે છે, વીગેરે વીગેરે.

આખી કુલ કુદરતની ગતીને મદદ કરવા અશો ઝરથુસ્ત્રના ધુરંધર ચેલાઓ ઉભા થઇ ગયા હતા જે બધાંના નામો કુદરતની તે તે ગતી ઉપરથીજ આપેલા છે. આ બધા આતશોની ગતીઓને મદદ કરવા એવણુના ચેલાઓ થઇ ગયા છે, જેઓનાં નામો તેજ આતશોનાં નામોથી અપાયા છે, જેઓની ફ્રવષીને યાદ કીધી છે. એવી રીતે ત્યારે આતરે-જન્તુ અને આતરે-દખ્યુ નામના મહાન નરો થઇ ગયા છે જેઓએ સ્પેનીસ્તના આતશની તે ગતીને જબરી જેટ આપી છે. આમ ત્યારે જમીનમાં આરમઇતીએ કશ કરીને તેમાં ગાહામ્બારોના કુવતોને કવએમ ખરેનોને જોરે અને તેવા ખોરેહ ધરાવતા નરોને જોરે અને ઉજવાઇ રહેતી ગાહામ્બારો કરવાની જાતજાતની ક્રીયાઓને જોરે મુકીને તેઓને

આતરે-સ્પેનીશ્તની મારફતે ચલાવીને જમીનનું ધાન્ય ધન ઉભું કીધું છે અને કરે છે, જેમાં એવીજ રીતે વયુની ગતીને વયુ-વેહની ગતીઓ તરીકે વાપરી છે અને વાપરે છે, અને જેમાં આપની ગતીને આવાંના પ્રવાહો તરીકે અને અર્દ ખાકની ગતીને જમીનની સોશ્નર તરીકે વાપરી છે અને વાપરે છે, એમ આ બધાંની સામટી હકીકત મારેફતોથી અસ્તોમંદ જગત પેદા પડયા કરીને ભોગવટો કર્યા કરે છે માટે જમીનનું ધાન્ય ધન બધું ઉભું થાય છે અને થયા કરે છે.

ઝમીનની અંદર યઝતી ગતીઓ આરમઇતીના કશમાં રહીને બહારના વાતાવરણના વયુમાંના તેમ ઉપર દેખાતા કે નહિ દેખાતા ગેતી નીરતીના અસ્મોમાંના છેક મીનો કરકો લગીના બધા અસ્મોમાંના તેવા કર્ષો સાથે સંબંધ રાખીને એટલે રથવ્ય ચક્રને ચલાવીને કુદરતનું નીસ્તી ગેતીને ચલાવવાનું ઉપર કહયું છે તેવું કામ જેને 'હુખ્ત' "હુવરશ્ત" કહે છે તે કરી રહે છે.

ઉપર કહેલા આતશોની ખીશકારીઓમાં જાતજાતની યઝની ગતીઓ સામેલ હોય છે તે નોંધવું. આતશની સાથે આદરની શકિત અને બીજી શકિતઓ, તેમ વયુ સાથે વાય અને મીનોરામની શકિતઓ તેમ આપની સાથે આવાં અને ખોરદાદની શકિતઓ તેમ ખાકમાં જમ્યાદ વીગેરે મીનોઓ આરમઇતીના હમકારોની શકિતઓ પોતાના હમકારો સાથ કામ કરી રહે છે. જમીનમાં દટાયલો નસો આ બધા રોશન ગતીની કુદરતની ખીશ્કારીઓમાં ઘણી નડતલ મુકે છે તેનો ખ્યાલ નીચે આપેલો છે.

દોખ્માઓની તલેસમ જમીનનાં આવાં કામોને જેટ આપે છે અને દોખ્મામાં રહેલા ગુજરનારાઓના ઇજાયલા નસાથી તે કામને અલવલ આવવા દેતી નથી. પણ જમીનમાં ઇનસાનો અને સ્તનની ગતીનાં જાનવરો કે જેઓનાં તનો ગુજર્યા પછી નસો થાય છે તેઓને દાટવાથી જમીનમાંના આરમઇતીના કશને ધોકો પુગવાની ધારતી રહે છે માટે આરમઇતીને તે કશને મજબુત કરવા રોકાવું પડે છે, જેથી રોશન ગતીની કુદરતનાં આ બધાં કામને ચલાવવાનું ખેતર સંકોચાતું જાય છે. જમીનમાંના વૃદ્ધિનાં કામથી રોકાઇને આરમઇતીને નસાની ગતીથી થતાં નુકશાનને સમારવું પડે છે, જેમાં ગોયા એક જાતનો ઇસરાફ ઉભો થાય છે. દોખ્માઓ આવી જમીનમાં થતી ગેરબંદોબસ્તની સામે પોતાની તલેસમને ચલાવીને ખરો બંદોબસ્ત ઉભો કરીને આરમઇતીને મદદ કરી શકે છે. ત્યારે હવે જમીનમાં નસો દાટવાનો મોટો ગુનાહ

કાંય છે તેની સમજ પડશે. અહિયાં જાણવું કે ગાય ગોધા બળદ પોપટ વીગેરે પક્ષીઓ—પ્રાણીઓનાં જડ તન મુરદાર તનમાં નસ દ્રુજનું જોર રહેતું નથી માટે તેઓનાં શરીરો જો જમીનમાં પડે તો તેથી આરમઇતીના કશને તેમાંના ગાહામ્બારોના કુવ્વતોનાં ઉપર જણાવેલાં અનાસરો સાથનાં કામને રોકાવું પડતું નથી—ના, તે મુરદાર તનને આરમઇતી ખાતર તરીકે વાપરી શકે છે. નસાના શરીરોને નસા રહીત કીધા પછી ખાતર તરીકે વાપરી શકે—પણ આ નસાની બુરી અસરથી નીરાળી ચીજો જુદી રીતની રહે છે. કુદરત પોતેબી ખુરશેદ—નીગેરશ્નીથી કરોડો અબજો મુરદાર જાનવરોને ઠેકાણે પાડે છે. જમીનની આરમઇતી કરતાં રવીના ખુરશેદના રવાને એટલે ખુરશેદ—મહેરની ખીશકારીને નસાને સુધારવા માટે કમ ગતી વાપરવી પડે છે તેમ વળી કામ ઘણું જલદીથી કરી રહે છે. જાનવરો મરે છે ત્યારે તેઓ જમીનની સપાટી ઉપરથીજ વ્યવસ્થા પામે છે. પણ કેટલાક જાનવરો મરતી અગાઉ જમીનમાં ખાડો ખોદીને પછી તે ખાડામાં પડીને મરે છે—ગોયા દટાય છે. આવા જાનવરોના તનો ગવના જાનવરોની માફક ગુજર્યા પછીથી નસ દ્રુજેને ઉભો કરી શકતા નથી માટે તો જમીનને ઓર ફાયદા કરતા થઇ રહે છે તે નોંધવું. આમ ત્યારે જમીનમાં નસો દાટવાનું* અઝીમ ગુનાહનું કામ છે. આરમઇતીને

* અહિંયાં એક નોંધ ઘણીજ અર્થસુચક થઇ પડશે. અન્ય વર્ણોના ગુજરેલા તનમાં ઉપર વંદીદાદની બુરહાન સાથે વાંચ્યું કે દ્રુજે—નસુ ઘણોજ દુરબળ રહે છે અને વળી તેઓની ઈલ મરતી વખતના તેઓના તનના તેવા નસ દ્રુજને રોકી શકે છે. છતાંબી આવા અન્ય વર્ણના લોકે જેઓને દટાવવા કે બળાવવાનો હોકમ છે તેઓના સર ઉપરબી જીવતી જીંદગીમાં કબરનું બારણું મોત પછી ખુલ્લુ રહે તે માટે કે આતશનો આનબ થોડો થાય તે માટે તે વર્ણનાઓને ખાસ મંત્રો કલ્માઓ મળેલા છે તેઓની એક તરીકતરૂપ થઇ રહે છે. પણ બસ્તે—કુસ્તીઆંનોની કુખમાંથી જન્મેલા પારસીઓના તનમાં નસે દ્રુજ પુર જોશથી થાય છે અને વળી તેઓની દીનમાં તે ફરમાન નથી માટે તેઓને ઇલ્લ જેવાની મદદ નથી. તેઓને માટે દટાવવું—બળી જવું ખરેજ નહિ કલ્પી શકાય તેવું ભયાનક છે. વળી અન્ય વર્ણોના મોટા સંતો મુનીઓ તેમ તે વર્ણોના નબી વલી ઓલીઆઓ મુરશદો ખુદ તેઓના પેગામ્બરોબી દટાય છે કે બળી રહે છે. પણ તેઓ તો જીવતા જીવત એવા તરીકત કરે છે કે મરતી વખતે સાધારણ માણસ કરતાં વધુ જોશથી થતા તેઓના નસ દ્રુજને તે તરીકતની સાક્ષાત કેરદારથી તેમ તેઓના ઉસ્તા-

(ફુટનોટ માટે જુઓ પાને ૧૯૫ મે).

નસાને સુધારતાં જે મહેનત પડે છે તેથી નસાને દાટનાર ઉપર તે મહેનતનો ખરચો આવી પડશે અને તેના અવેજમાં તેવા શખ્સ ઉપર પછી કુદરત બુરી અસરો લાવશે, જેથી તે દુખી થશે, જે એક શીક્ષા થઇ—આમ તનાસકમાં પાડનાર ગુનાહ તેને લાગે છે જેને અઝીમ ગુનાહ કહે છે.

કમનસીબે આજકાલ ઝરથોસ્તીઓમાં મુરડાંને દાટવાનું ઠેકે ઠેકે બહારગામમાં ઉભું થયું છે જે ઘણુંજ ખેદકારક છે. ઝરથોસ્તી દએનની સામેનું આ અઝીમ ગુનાહોનું કામ જો પારસીઓ સાંખી શકે તો પછી ખરેખરજ માનવાનું કારણ છે કે આજે પારસીઓમાં પારસીપણું રહયું નથી. પારસીપણું ટેકવી રાખતી ઝરથોસ્તી દએન અને જમીનમાં દાટવું એ સામસામી ચીજ છે. જે પારસીઓ વચ્ચે આવું કબરસ્તાન હોય તેઓ પોતાને પારસી તરીકે પોતાની દીનની વ્યાખ્યા પ્રમાણે ઓળખાવી શકે નહિ. પારસીપણું અને દાટવું એ એક બીજા સાથે જઇ શકેજ નહિ. બહારગામમાં ચોતરાઓ બાંધે તો તે થઇ શકે છે પણ આજના પારસીઓમાં પોતાની જાત—દીન—માન્યતા બાબેની અઘોર અજ્ઞાનતા છે છતાંબી તેઓ પોતાને શીખેલા ગણે છે એ હસવા સરખું છે. પારસીઓને આજે ખ્યાલ આવતો નથી કે મઇ જેવી તેઓની વસ્તી દીનની આવી સંસ્થાઓને લીધે છે. આજે દીનમાં દીન—દુશ્મનો ઉભાઇ જાય છે જેઓ પારસીઓને જમીન ઉપરથી ઉખેડી નાંખવાનાં પગલાં ભરી રહયા છે, પારસી ઉંચ ખસલતને તેઓ આગ્રહ વધવાના બાકિથી ભુસાડી રહયા છે.

## નદી મહાસાગર જેવા પાણીઓમાં ગુજરેલી લાસો નાખવે પાણીઓમાં થતી તે ગુજરેલા નસાની બુરી અસર પાણીમાંની કુદરતમાં થતી ખલલ.

પાણીની સપાટી ઉપર મુરડાં રહે તો તેથી વહેતાં પાણી પોતાના ઉઝદાવ થતા ક્રાદોની ખુબીના બળે જે જંતુઓને રવીના રવાની હાજરીમાં મારવાની શકિત રાખે છે તેમાં ખલલ પડે છે. પણ પાણીઓમાંની

---

(પાને ૧૯૪ મેથી ફુટનોટ ચાલુ).

દની મદદથી તેમ ખુદ તેઓની દીનોની ઇલથી તે સહેલાઇથી રોકી શકાય છે જીવતી જીંદગીની તેઓની તરીકત જે આરમઇતીને અરપણ કરેલી રહે છે તેથી આરમઇતી પોતાના આતરે સ્પેનીશ્ત મારફતે તેઓના જુજબાજ નસને સહેલાઇથી તોડીને ભલાઇમાં ફેરવી શકે છે. એમ તેઓ ટુંક વખતમાં પોતાના અનાસરોને છોડવી શકે છે.

માછલીઓથી તે શરીર ખવાય માટે જમીનમાંના દાટવા કરતાં તે કંઇક ઠીક કહેવાય. પાણીમાં કેટલી બધી જાતજાતની કુદરતી ગતીઓ છે તેનો ખ્યાલ લેવો મુશકેલ છે. આવાં યઝત પોતાની નાફે-ખવર નામની અલંકારીક ઢાલની ઉપર અહીની દુજી ગતીઓને રદ કરીને જગતને જીવાડનાર ઉસ્તાનને ચલાવ્યા કરે છે. તે યઝતનું જોર પોતાને લગતા ૧૦૦૧ અલંકારી નાળાઓ એટલે અસર રોશની ઉપર છે જે બધા નાળાંઓનું આ ગેતી ઉપરનું ઠામ વયુથી બીજે મરતબે પાણીમાં છે. એમ જમીનની આરમઇતીની માફક ત્યાંબી યજતી ગતીઓ યઝતી ખીશકારીઓ ચાલુ છે, જેઓ ગેતીને વખતો વખત નવી જેવી બનાવીને તેને સુધારવા કામ કરી રહે છે. નદીનાં પાણીના ફ્રાદોબી ખાસ કામ કરે છે તે બધું કહેવાની આ જગા નથી. પણ ટુંકમાં એટલું જાણવાનું કે પાણીમાં એક મોટી ભવ્ય મીનો "હુનજુમન" છે, તેમ જાતજાતના સ્થુળ સુક્ષ્મ આપની ગતીઓનો સીલસીલો છેક ખોરદાદના ગોહરે મુકરદ અને આપે મુકરદથી-જાતજાતના મીનો આપથી તે જડ પાણી અને ફ્રાદોની ગતી વીગેરે જેઓ યસ્નમાં કામ લાગે છે તે બધો ત્યાં થઇ રહેલો છે. આ બધાને મુરદાંની હાજરીથી પોતાનાં વૃદ્ધિને લગતાં કામ કરવામાં ખલલ પુગે છે. સ્થુલ રીતે પાણીમાં મુરદાંઓનો કોહવાત પસરવે તે પાણી પીવાથી જાત જાતની વબાઓ બીમારીઓ મોટે ભાગે આંતરડાને લગતી શરૂઆત થાય છે. આતો પાણી કે જમીનને નસાથી અભડાત લાગે છે તેનો ચિતાર છે, પણ આતશમાં બાળવે કે દાટવે કે પાણીમાં નાંખવે તન-કેહપ રૂવાનનો રખડાત થાય છે-અઘોટ ગતી થાય છે તેનો નાખુશ ભયંકર ચિતાર નીચે છે. અનાસરો બગાડવાની શીક્ષા તો ભવિષ્યની જીંદગીઓમાં થશે પણ તુરતા તુરત મુરદાર તનનાં રૂવાન-કેહપની અઘોટ ગતી થાય છે તેનો ચિતાર નીચે છે.

## ગેતીના ભોગવટાઓમાં આતશનો સુંદર ભાવ: પહેલે ભાર ખમીને પછી આઝાદગી આપશે તેનો ખ્યાલ.

## બસ્તે-કુશ્તીઆનનાં શબને આતશથી કે ઇલેકટ્રીસીટીની ખાસ્તરથી કાંય નહિ બાળવા જોઇએ: તેથી થતું રૂવાનીક નુકસાન.

ઉપર જમીન અને નસો તેમજ પાણી અને નસાનો સંબંધ જોયો હવે આતશ અને નસાનો સંબંધ જોઇએ. આતશ ઘણી અમુલ્ય ચીજ છે. કુલ સૃષ્ટીનો પાયો આતશ છે તેમ કુલ સૃષ્ટીને ચલાવીને પાર પાડનારણો આતશજ છે. ગેતીની રજેરજમાં આતશ પ્રદરશીત થઇ રહ્યો છે.

આપણે ઉપર જોયું કે દરેક ચીજમાં આતરે-વોહુ ફ્રીયાંન અને આતરે-સ્પેનીસ્ત બેઉ સાથે રહીને તે ચીજને ટકવી ભોગવટો કરાવીને તેને સુક્ષ્મતા તરફ લઇ જવા કામ કરી રહયા છે. મોટે ભાગની ચલીત ગતી રાખતી ચીજોમાં આતરે-વોહુ ફ્રીયાંન તેજ રહે છે જ્યારે આતરે-સ્પેનીસ્ત મંદ રહે છે. બીજી અચલીત ચીજોમાં આતરે-સ્પેનીસ્ત તેજ રહે છે અને વોહુ-ફ્રીઆંન મંદ રહે છે. દરેકે દરેક ચીજમાં વોહુનની ગતી ચાલે છે અને તેમાંથી તે તે ચીજો પોતાનો પ્રભાવ બતાવી રહે છે. વોહુનને આમ ચલાવનાર આતશ છે. આતશ આ ચીજનો ગોયા ભાર ખમી રહે છે અને તે તે ચીજોના સ્વભાવને બહાર કઢાવી આપે છે. આમ સુક્ષ્મ નજીસાતને આતશ પોખીને ચલાવી રહે છે. ત્યારે દરેક ચીજમાંની ગતીને આતશ ખીલવી આપે છે. તે ગતી પ્રમાણે તે ચીજની વર્તણુક સજા-જઝા પામે છે. આમ ત્યારે દરેક ચીજની ગતીને ઉભરાવીને સજા-જઝાએ પુગાડનાર આતશ છે. પછી જ્યારે તે તે ચીજોનો વોહુન સુક્ષ્મ થતો આવે છે ત્યારે તેઓની સદગતીબી તેજ આતશ કરી આપે છે. ત્યારે પહેલે આતશ ભાર ખમે છે અને પછી તે ભારને ઓછો કરાવીને તે વ્યકિત-તે ચીજને ભાર રહીતની કરે છે-એટલે પોતા જેવી કરે છે. જ્યારે આતશ વોહુનની ગતીને ચલાવે છે ત્યારે વોહુનમાં જે કંઇ ઉશ્તાન છે-દમ છે તેની સાથે મલીને તે ચીજને તે વ્યકિતને ચલાવે છે-પોખે છે-જોર આપે છે-એટલે આતશ તે ઉશ્તાનને પોતામાં સોશણ કરે છે. તે ચીજોના ઉશ્તાનમાં સુક્ષ્મ નજીસાતનો ભાગબી રહે છે. ઉશ્તાન જે બહારથી આવે છે તે જો કે હસ્તીમાંનું છે ખરૂં, પણ નીસ્તીમાંથી પસાર થતી વખતે તે ચીજ તે વ્યકિત કે જેમાં તે આવવાનું છે તે ચીજમાંથી ભોગવટાઓ વખતે ઉભી થતી સુક્ષ્મ ગતીઓ જેવી કે વીચાર-કરણી બોલોમાંથી અને બીજા સાથના સહવાસોમાંથી ઉભો થતો નાદ જે સ્થુળ ઘટ હોય તેનો ઘટનો નાદ જે ઉપર થયો હોય વાદળાંરૂપમાં બંધાયો હોય અને તેમાં હરીરી જે કંઇ ઉભી થઇ હોય તેઓનેબી સમેટીને તેવા હરીરીની સાથે તે ચીજમાં ઉતરે છે. આમ ત્યારે ઉશ્તાન રંગાઇને દરેક ચીજ વ્યકિતમાં ઉતરે છે. આતશ આવા રંગાયલા ઉશ્તાન કે જે તે ભોગવટો કરનાર વ્યકિતમાં ચાલતું હોય તેને ચલાવીને તે વ્યકિતને ટકવીને કરમો કરાવીને સઝા-જઝાએ પુગાડે છે. આમ આતશ તે વ્યકિત ચીજનો ભાર ખમે છે અને તે ભાર આખરે તે વ્યકિત ચીજમાંથી ઓછો પણ કરાવશે. આતો ચીજમાં વ્યકિતમાં પ્રસરી રહેલા મીનો આતશ કે જે ગરમી આપે છે જીવ ટકવે છે તેની વાત થઇ. હવે દેખીતા બહારના આતશને

જોઈએ. આપણે આતશ ઉપર જે કંઈ પકાવીએ તે બીજના ઉસ્તાનમાંની ઉપર કહેલી હરીરી પ્રમાણે આતશ ઉપર ભાર રહેશે. નબાતાતના ઉસ્તાનમાં તેમ બકરાનાં *માંસના ઉસ્તાનમાં તેઓના પ્રમાણની જે હરીરી હોય છે તે એઉના વોહુનમાંનું જે ગદલાપણું હોય છે તેનો તેમ તેઓના ગવની ઉંચ ગતી એઉનો ભાર આતશ જે પકવે છે તે લઇ લે છે એટલે એઉનું ઉસ્તાન તે આતશ સોશણ કરે છે. ઉપર કહેલી બે ચીજો વોહુનની છે; તે નસો નથી. પણ માનવનું મુરદાર શરીર તો નસો છે. આ નસાને જો આતશ બાળશે તો પછી નસામાં જે હરીરી છે જે તેના ઉસ્તાન તરીકે છે તે હરીરીનો ભાર આતશને ઉંચકવો પડશે—હરીરીને પોખવી પડશે. આ હરીરી પોખાવે કુદરતમાંની અસરે—તારીકીની બાજુને જોર મલે છે. એમ છે માટે નસાની ઉપર આતશને નહિ જોડવાનો હોકમ છે, કેમકે આતશ તે નસા ઉપર કામ કરવે તે નસામાંની હરીરીને વધારે છે, જે વધેલી હરીરી અસરે—તારીકીને મદદ કરતા થાય છે. આતશને આપણે દુન્યામાં વ્યવહારમાં લાવીએ છીએ ત્યારે આતશ ઉપર ભારજ કઇ રીતે રહે છે તેનો ખ્યાલ લીધો. આતશનું ચૈતન્ય આ જગતમાં અભડાવવાજ ખાતર ગોયા

---

* અહિયાં ખાસ નોંધ લેવાની છે કે બકરાના માસનું વોહુન ખાસ રહે છે તેને નસો કહેતા નથી કેમકે જેમ ઇનસાન કે સ્વનની ગતીના જાનવરો જેવા કે કુતરાઓના મરણ વખતે તેઓના શબમાં દ્રુજે-નસુનો પુર્ણ ઇલાકો જામે છે તેમ બકરાના ગોશતમાં તે નસુનો ઇલાકો જામતો નથી. માનવ તેમ સ્વનના જાનવરોમાં મરણ વખતે વને-જવીત-બીશના મુજ્યાં તુરતજ જડ તનનાં અનુએ અનુમાં સુકાઇ જાય છે જેથી તે ગુજરેલાં જડ તનનો વોહુન વોહુન તરીકે રહેતો નથી; પણ ગવ અને દએવીક ગતી નામે રએશ્વમાં છુટો પડે છે. આ રએશ્વમાંથી દ્રુજે-નસુ જન્મે છે, જેની આણ તે ગુજરેલા શબમાં ચાલી રહે છે, જેને અંગે તેઓના સરીરોને નસો કહયો છે. પણ બકરાં વીગેરેના મુરદાર તનના અનુએ અનુમાં વને જવેત બીશના મુજ્યાં તુરતજ સુકાઇ જતા નથી જેથી તે ગુજરેલાં તનના અનુઓ વોહુન તરીકેજ રહે છે. તેઓના જડ તનનો વોહુન નસાની આણમાં આવતો નથી માટે તે ગોસ્તમાં ગરમોતરી રહી શકે છે. વળી પસુ-પચની ક્રીયાબી બકરાનાંજ ગોસ્તમાં થશે. જો બકરાનું ગોસ્ત નસાને લગતું થતું હતે તો તે ઉંચ દરજાની પસુ-પચની ક્રીયા તે નસાની ઉપર થઇ શકતે નહિ. આજના બકરાની ગતી કાંઇ પસુ-પચની નથી. પણ સામાન્ય બકરાઓના ગોશતમાં તેમ અપવાદના પસુપચવાલા બકરાના ગોશતમાં તેમ તેથી જરા ઉતરતા બીજા પ્રકારના બકરાના ગોશતમાં માંસમા નસો થતો નથી. જેમ નબાતાતનો વોહુન હોય છે તેવો આ માસબી વોહુન છે. આ બાબદને લાગણીથી લેવાની નથી પણ કુદરતી કાયદે કામ કરતા ઇલ્મની નજરે જોવાની છે.

ઉતરે છે. એમ છે માટેજ પેગામ્બર સાહેબે આતશોની ઉપરથી ભાર ઓછો કરવા આતરે દાદગાહ, આદરાન, વરેહરાન ઉભા કીધા અને આતશની સાથે અદબ આદાબથી વર્તવાની રીતો બતાવી કાયદાઓ આપ્યા. આતશ ખુદ પોતે રથેશ્તાર છે. રણમાં ઘુમવું એ તેનો ધર્મ અને રમુજ છે. પણ કુદરતના હદ ઇનસાફ આતશની ઉપર બહુજ ભાર મુકનારને, ખાસ કરીને નસાથી આતશને ખુબ અભડાવનારને, તેમ આલાત થયલા આતશોની સાથે બેઅદબી કરનારને, તેમ જીવતી જીંદગીના આતશની ઉપર ગુનાહો કરી ભાર મુકનારને તનાસક અને તે તનાસકોમાં અત્યંત દુખો પડે તેવી શીક્ષા કરે છે. તબીઅતે ખરાબ થવું, નબળાઇના ભોગો થવું, એ કેશાશો આવી હકીકતને રૂએ થઇ રહે છે. પણ આતશોને કીયાથી તખ્ત નશીન કરીને પછી તે આતશને છાજતી વર્તણુક જાણુ અંજાણુ નહિ આપવી અપાવવી—તેવા આતશોની ઉપર ભવિષ્યમાં આજાબ પડશે કે, તે બધુ જોયા જાણ્યા વગર આતશોને દુન્યવી લોભને ખાતર ઉભા કરવાથી જે કુદરતી શીક્ષા પડે છે તે ઘણી યા થોડી સાત પહેડી લગી પુગે છે અને મુળ કરતાનુ રૂવાન પેલી ગેહાનમાં ઘણુંજ રંજુર થાય છે. માટે આ હાશેમી જમાનમાં એવું કામ કરવા પહેલા હઝાર વખત વિચાર કરવો.

## દાટવા—બાળવા—ઇલેકટ્રીસીટીથી રાખ કરવાથી બસ્તે—કુશ્તી—આંનોનાં રૂવાનની કઇ રીતની હાલતો થાય છે તેનો સંક્ષેપ ચિતાર.

જડ તન બળી ગયું તેથી કાંઇ જડ તનમાંની નસાની ગતી બળી જતી નથી એટલે નીરમુળ થતી નથી—ના, તે નસો તો મજબુત થઇને અણુદીઠ આકાર લે છે. આતશના બાળવાથી જે જડ તન દેખાતું હતું તેનો હજાર દરજજેનો મજબુત પણ અણુદીઠ પ્રતીબીંબ—અણુદીઠ ઘાટ એમ ઉભો થાય છે. આજે તે ચીજ ભસ્મ થયલી દેખાય છે તેથી તે ગઇ છે એમ સમજે છે, પણ કોઇબી ચીજ નાશ પામતી નથી પણ તેનો સુક્ષ્મ આકાર તો થઇ રહે છેજ. ત્યારે મુરદાર તનને બાળવે તેનો જડ દેખીતો આકાર બળે છે પણ તે બળવું કંઇ નાશ પામવા જેવું નથી. પણ બળવાથી તો તે જડ દેખીતા આકારનો સુક્ષ્મ પ્રતીબીંબ જડ કરતાં વધુ મજબુત થઇને રહે છે અને જડ આકારમાંનો દમ હરીરી જે નસાની છે તે તો પોખાઇને હવામાં પાછા ઉભા થયલા અસલ જેવા પણ અણુદીઠ આકારમાં ગોઠવાય છે અને તે હરીરી જડ આકારના કરતાં હજાર ગણી મજબુત

થઇ રહે છે. એમ નસાનું જોર વધીને આકાર પકડીને ઉભું રહે છે, જે અહીરીમનની કાળી બાજુ તરફ આકર્ષાય છે અને કુદરતમાં નુકસાન કરતા થઇ પડે છે. દરેક દેખીતા ગુજરેલા ભાગમાં તે ભાગની કેફીઅત રહે છે, એટલે વોહુનની ગતી કે ગવની ગતી કે નસાની ગતી તેના દમ ઉસ્તાન જે ગરમોતરીવાળી સજીવન ગતી રાખતું હોય યા સજીવન ગતી રહીતનું કોહવાટનું હોય તેવાં ઉસ્તાન સાથે હોય છે. વોહુનના ભાગમાં ગરમોતરીવાળું સજીવન ગતીનું ઉસ્તાન રહે છે અને નસાની ગતીમાં સજીવન ગતી રહીતનું ખુશ્કી કરીને કોહવાટ તરફ જતું ઉસ્તાન હોય છે. ત્યારે તે દેખીતા ભાગના અણુદીઠ ભાગ તરીકે પેલું ઉસ્તાન રહે છે. આમ દરેક દેખીતા ભાગમાં તેનો અણુદીઠ ભાગ રહે છે. દેખીતો ભાગ જો આતશમાં બળે તો તે દેખીતો ભાગ બળ્યાથી નાશ પામતો નથી પણ તેનો અણુદીઠ આકાર ઉપર હવામાં બંધાય છે અને દેખીતા સાથનો ઉસ્તાનનો અણુદીઠ ભાગ આતશથી પોખાય છે. જાહેર ભાગ જ્યારે બળીને દેખીતી રાખ થાય છે જો કે અણુદીઠ રીતમાં તે ફેરવાય છે, ત્યારે ઉસ્તાનીક ભાગ આતશથી ઘણોજ પોખાઇ રહે છે. આવો પોખાયલો બાતેન રીતનો અણુદીઠ ઉસ્તાનનો ભાગ પેલા બળી જઇને હવામાં દેખાય નહિ તેવા બદલાયલા ભાગમાં જઇ વસે છે—તેની આસપાસ વસી રહે છે. એમ એવી રીતે પેલાં પોખાયલાં ઉસ્તાન સાથે તે અણુદીઠ ભાગ પાછો દેખીતા ભાગ જેવો પણ અણુદીઠ આકાર લઇને હવામાં રહે છે અને જીવતાઓના તેવા અણુદીઠ ભાગમાં પસરી રહેવાની ધારતી આપે છે. પણ ખુરશેદના સ્વાઓની ગરમી જ્યારે મુરદાંને લાગે છે ત્યારે ખુરશેદ–મહેરની કારરવાઇ તેની ઉપર ચાલે છે, જેથી તે સ્વામાંની ગુપ્ત અસર–રોશની પહેલે તે મુરદાંના શરીરમાંની નસાની હરીરીને એટલે તે મુરદાંના અણુદીઠ ભાગ જે નસાના ઉસ્તાન તરીકે છે તેને પોખતી નથી પણ કમજોર કરીને તેનો નાશ કરીને તેને ખાસ્તરમાં ફેરવાને પોતાનાં ઇનફેસાલનાં પાવરથી જમીનની તરફ આકર્ષાવે છે, જે જમીનમાં તે ખાતર થઇ પડે છે. એમ નસાની ભલી વ્યવસ્થા થઇ રહે છે. એમ મુરદાર તનમાંની અણુદીઠ ગતીવાલા નસાની વ્યવસ્થા કરીને પછી જડ ભાગને ધીમે ધીમે રેજ રેજ કરીને એટલે તેઓને અનાસરો તરીકે ઉભા કરીને એટલે તેને ખાસ્તરરૂપમાં બદલીને પોતાનાં ઇત્તેસાલનાં પાવરથી ઉપર ઉડારે છે.

રવીના સ્વા એકએકની સમાંતરમાં parallel ચાલે છે. તેઓ જે જે ચીજોની ઉપર પડે છે તે તે ચીજોના સ્થુલ ભાગને પહેલે પકડતા નથી. જો રવીના સ્વાને સ્થુલ ભાગની ઉપર અસર કરે તેવા પાડવા હોય

તો તે સ્વાઓની સમાંતર ગતીને ફેરવીને તે સ્વાઓ એકમેકમાં મલે તેમ આડા કરવા પડે છે. બે લીટીઓ સીધી અને સીધી દોડે તો તે કદી મલેજ નહિ. પણ જો તેઓને આડી કરે તોજ મલે. તેમ આસ્માન ઉપરથી નીચે આવતા રવીના સ્વા તો સમાંતરજ આવે, પણ તેઓને ચોકસ પ્રયોગે આડા કરી શકાય, એકબીન્દુમાં લાવી શકાય, concentrate કરી શકાય. જયારે રવીના સ્વાને એમ આડકતરા કરે ત્યારે તે સ્વા તે ચીજના જાહેર ભાગ ઉપર કામ કરી શકે છે. પણ જો રવીના સ્વાને સમાંતર રીતે પડવા દેવામાં આવે તો તેઓ તે ચીજનાં બાતેન કેહપની ઉપર પહેલે અસર કરે છે. શું શું અસર કરે છે તે તો મસમોટું વીશાળ બ્યાન છે જેમાં દુન્યવી અને અણદીઠ બે પ્રકારો આવે છે. બાતેન કેહપને તે જાહેર ચીજમાંથી જયારે ખેંચી કાઢે છે ત્યારે તે જડ ચીજ પોતાની તેવી જડ ગતીનો આકાર ખોહે છે એટલે મૃત્યુ પામે છે અને પોતાની અસલ અનાસરી હાલતમાં આવે છે એટલે ખાસ્તર રૂપમાં બદલાતી જાય છે. ત્યારે મુરદાર શરીરના નસાના ભાગ ઉપર—નસો કે જે દ્રુજી તરીકે તે મુરદાર ચીજમાં છે જેને તે મુરદાર ચીજનું ઉશ્તાન કહે છે (ઉશ્તાન એટલે બહાર પડતી ઉભરાતી ચીજ) તેની ઉપર રવીના સ્વા પહેલે અસર કરે છે. રવીના સ્વાની અસર રોશની આ દ્રુજીનો નાશ કરી તેને ખાસ્તરરૂપમાં ફેરવી પોતાના ઇનફેસાલના પાવરથી જમીનની મેગનાટીઝમ તરફ લઇ જાય છે કે જે જમીનમાં તેનું ઘણું કામ છે. કુદરતની કરકસર રીતે કામ કરવાની ગતી economy માં રોશનીનાં કામમાં તેનો વપરાસ થવા માંડે છે. જયારે મુરદાર તનનો અણદીઠ ભાગ એમ મુરદાર તનથી છુટો થાય છે ત્યારે તે મુરદાર તન ખરી પડીને ખાસ્તરરૂપમાં તેના અસલ અનાસરના દેખાવમાં આવે છે. રવી પોતાના ઇત્તેસાલના પાવરથી આ અનાસરોને તેઓના અસલ અનાસરી ઘાટમાં લાવીને તે ઘાટના કુરરામાં મોકલવાની તજવીજ કરે છે. દહમ યઝતની સાથે, આવે વખતે તેવણુ હમકાર થાય છે.

**પણ આતશનાં કીરણો કદીબી સમાંતર ગતીમાં હોતા નથી, તેઓ હમેશાં આડાજ રહે છે.** આ આતશ ઉપર જોયું તેમ તે જાહેર નસાનાં તનને બાળે છે અને તેનામાંના નસાની બાતેન ગતીને તે ચેપને તેજ વખતે હદની બહાર વધારી દે છે અને પેલા આતશના આડા સ્વાઓને લીધે બીન્દુઓ થઇને તે મુરદાર તનનો હવાઇ અણદીઠ આકાર થઇ રહે છે, જેમાં પેલી ઉલુફ ગણી વધી ગયલી નસા—દ્રુજી રહીને તે જડ દેખીતા નસા કરતા ઉલુફગણો ચેપ લગાડતો અણદીઠ નસો થઇ રહે છે. આતશ આપણે ઉપર જોયું તેમ પહેલે દરેક ચીજ જે ભારી છે તેનો ભાર

ખમે છે. ભારી એટલે અપાખ્તરની ખાસ્તર તરફ આકર્ષાઇને તના-સકને પાડવા લાયકની જડતામાં રહેવા લાયકની—મુકિત નહિ મેળવે તેવી. આપણું શરીરબી ભારી છે, તેમાં બાતેન નજીસાત છે, માટે આપ-ણામાંનો આતશ પહેલે ભાર ખમે છે એટલે શરીરની જાતને ટકવો આપીને તેની સીફ્તો—ગુણો—અવગુણોને બહાર કઢાવે; એમ ગુનાહ-ગારીનાં કે સવાબોનાં કામ કરવાની ગતી આપે છે—જે ગુનાહોનો વળતો બદલો ખમવો પડશે; એમ કુદરતની શીક્ષાને આધીન કરાવે છે. એવીજ રીતે મુરદાર તનમાં નસાનો ભાર છે, બીજી બુરી ગતીઓનો ભાર છે, તે ભારને સુક્ષ્મ કરવાનો છે માટે આતશ પહેલે ભાર ખમે છે એટલે તે ભારને પોખે છે. આમ ત્યારે મુરદાર તનને કંઇબી રીતે આતશથી યા ખાસ્તરથી બાળતી વખતે તેઓના રવા આડકતરા પડી પહેલે તે જડ તનને ભસ્મ કરી નાખે છે અને સાથે નસાને વધારી દે છે. બળતી ખાસ્ત-ર યા આતશના આડકતરા બીન્દુ કરતાં કારણો ગુજરેલાં બળતાં તનનો અણુદીઠ આકાર ઉપર વયુમાં ઉભો કરે છે, જેમાં પેલી વધી ગયેલી નસા—દ્રુજી રહીને હવામાં સુક્ષ્મ ચેપનો વધારો કરે છે. આમ જ્યારે મુરદાર તનને બાળે છે ત્યારે મુરદાર તનની આસપાસનું શબનું અણુદીઠ કોટલું એટલે મરતી વખતના વિચારોનું કોટલું અને અણુદીઠ નસા બેઉ પોખાય છે અને બળી રહેલાં પણ હવામાં ફરીથી બીન્દું ગોઠવીને અણુદીઠ રીતે આકાર પામી રહેલાં શરીરની આસપાસ તે પોખાયલું શબના મીથ્રનું કોટલું અને તે નસા—દ્રુજી રહે છે અને તે મુરદાર તનમાંના કેહર્પ—ઉશ્તાન—તેવીશી જે તે મુરદાર તનની સાથે તેમ છુટા રહીને જોડાયલા છે—જેમ અરધું ગ્લવ આંગળામાં રહે—અરધું બહાર કાઢેલું હોય તેમ જોડાયલા છે એટલે બહાર પડેલા કેહર્પ તરીકે તેમ માદરની માફક પોખીને શરી-રમાં અભડાયલા કેહર્પ તરીકે રહે છે તેઓને—તેઓમાં બહાર પડેલા ભાગ કે જેમાં રૂવાન છે તેને ઉપર ચીનવત તરફ તેમ પેલાં બીજા શરીરમાં અભડાઇ રહેલા ભાગને ઉપર દહમ યજતના ઇલાકામાં જવા દેવામાં આવતાં નથી. બહાર પડેલાં કેહર્પમાં યા તે બહાર પડેલાં કેહર્પની બહાર પણ પેલા શબના મીથ્રનાં કોટલાંના ફેરાવામાંજ રૂવાન હોય છે માટે તે રૂવાનબી ત્યાંજ સપડાઇ જાય છે, અને મુંરદાર તનમાં જે અઝદ જામેલું હતું તેબી તે મુરદાર તનના બળ્યા પછીના અણુદીઠ આકારમાંજ પકડાઇ રહે છે. એમ બાળ્યાથી રૂવાન સાથનું તે બહાર પડેલા કેહર્પ—ઉશ્તાન—તેવીશી વાતાવરણમાં ઉંચે યા નીચે એટલે પઝરી—દખ્યુમાં કેઠે યા તેથીબી ઉપર યા નીચે છેક ગેતીમાં પણ તે બળેલાં તનમાંથી થયલા—બનેલા અણુ-

દીઠ આકાર સાથે જોડાયલું પણ અછપીને ઘેરી રહેલા તે શબના જબર થયલા મીશ્રનાં કોટલાંમાં સપડાયલું રહે છે. આનું પૃથકરણ આમ છે. (૧) ગુજરતી વખતે કેહપ-ઉસ્તાન-તેવીષીનો જે ભાગ ગુજરનાર માનવની અછવિમાં બહાર પડે છે કે જેમાં રૂવાન જવું જોઇએ તે ભાગ, (૨) તેમ પેલા ગુજરીને દટાવે ધીમે ધીમે નાશ પામતા યા બળીને એકદમ નાશ પામીને અણુદીઠ આકાર પુર નસાનો ઉભો કરતો ભાગ કે જેમાં નાશ પામેલું અઝદ અને પેલી માદરરૂપના કેહપ-ઉસ્તાન-તેવીષી બાતેન અનાસર તરીકે થઇને તેમાં ફસેલી ગવની હેફાજત કરે છે તે ભાગ, એઉ જુદા જુદા રહે છે. પણ તેઓ એઉની આસપાસ જીવતી જીંદગીની અછપિ તેનાં શબનાં કોટલાંના ઘેરા સાથની ફરી વળેલી રહે છે. પેલો (૧) નંબરનો રૂવાન સાથનો બહાર પડેલો ભાગ ઉપર હવામાં પછરી-દખ્યુ તરફ ઉંચે નીચે કે છેક ગેતીમાં હોય; પેલો (૨) નંબરનો અઝદ અને ગવ અને માદરરૂપ કેહપનો એટલે બાતેન અનાસરવાળો ભાગ તો ગેતીમાં જ્યાં તે દટાયું હોય ત્યાં યા બળ્યું હોય ત્યાંની હવામાં હોય અને તે (૧) નંબરનાને તેમ તે (૨) નંબરનાને એઉને નહી તુટે તેવો સંબંધ હોય. એઉ પેલા શબના મીશ્રનાં કોટલાંથી ઘેરાયલા હોય. આ હાલત જો કે ઘણી તનજસુલ નહિ ઇચ્છવાજોગ છે છતાંબી રૂવાન કેહપમાં હોવે ઘણે લાંબે વખતે પાર પાડે તેવી છે કે જેને આજની યસ્નો કંઇક રીતે મદદ કરી શકે. પણ તેથીબી ઉતરતી નહિ ઇચ્છવાજોગ હાલત ત્યારેજ ઉભી થાય કે જ્યારે રૂવાન જે તે (૧) નંબરના કેહપના ભાગમાં જવું જોઇએ તે નહિ જઇ શકે. પણ બહાર તે ગુજરેલાંની અછપિમાં રહીને દુર્જે-નસુથી ઘેરાય, અને તે (૨) નંબરના ભાગમાં અહીની કાળી કુદરતથી કેદ પડે. આ હાલતની વીગત નીચે છે.

ત્યારે શબને બાળવું યા ક્રીમેશનની રીતે ભસ્મ કરવું તે બરજીસી રૂવાનને માટે સુક્ષ્મ રીતે ઘણુંજ નહિ ઇચ્છવા જોગ છે. આપણે જોયુ કે આપણું બહાર પડેલું રૂવાન સાથનું કેહપ જેને ઉપર (૧) નંબરનો ભાગ કહયો છે તે ચોથે દીવસે ઉપર ચીનવત તરફ જવું જોઇએ, માટે શબના સીશ્રનું કોટલું તુટવું જોઇએ, કે જેથી કેહપ જે રૂવાનને અને બીજી નુરી ગતીઓને હર-બેરેઝના ભાગમાં-માથાં આગળના ભાગમાં રાખે છે તે ઉપર ઉડી શકે અને પેલા (૨) નંબરનો ભાગ જે શરીરમાં પડેલા કેહપવાળો અને મુરદાર તનમાંના અઝદના ગવ અને અનાસરોના ગવ સાથનો છે તે ચોથે દીને દહમને મળવા જોઇએ. કેહપમાંનું રૂવાન છેક અદઇરી-દખ્યુની ઉપર ચીનવત તરફ ચોથે દીને જઇને પોતાનું નવું કામ, શરીરને ખેડવાનું કામ શરૂ કરે. રવીના રવા જે દોખ્માની તલેસમમાં છે તેઓ

એટલે ખુરશેદ મહેરની ખીશ્નકારી જે દોખ્માની તલેસમની હમકાર છે તે બીજી સચકાર અને જોડની ક્રીયાઓ જે દોખ્માની તલેસમને જોરેજ નસાબંદી કરી શકે છે તેઓ મુરદાર તનની એવી રીતે વ્યવસ્થા કરે છે, કે કેહપ-ઉશ્તાન-તેવીષી અને અંદર રહેલું રૂવાન ચોથે દીને ચીનવત ઉપર જઇ શકે, અને મુરદાર તનમાં રહેલો અઝદ અને બીજો સુક્ષ્મ ભાગ કુરરામાં દહમને ઇલાકે જઇ શકે, અને દોખ્મામાં પડેલું મુરદાર તન જે નસાબંદીવાલું થયું છે તે તલેસમમાંની ખુરશેદ-નીગેરસ્નીથી રેજ રેજ થઇ અનાસરમાં બદલાઇ ખાસ્તરરૂપ થઇને કુરરામાં જઇ શકે, અને રૂવાન ચોથે દીનથી 'કર અને જો' પ્રમાણેનો પાક ઉભો કરવા કામે લાગી જાય એટલે રૂવાન બંદ દરોશ ઉંચકીને અનુશેહી પામીને કામ શરૂ કરે છે. પણ જો જડ તનને બાળે યા ક્રીમેત કરે તો જડ તન તો ભસ્મ થઇ જાય, પણ જડ તનની આસપાસનું મરતી વખતના વીચારનું કોટલું જે તુટવું જોઇએ કે જેથી ઉપર જવાઇ શકાય તે ઓર પોખાય છે-સકીલ થાય છે અને રૂવાન સાથના બહાર પડેલા કેહપને પેલા (૧) નંબરના ભાગને ઉડવા દેતું નથી. દ્રુજે-નસુ પોખાય છે અને તે કોટલાંમાં જામી રહે છે, અને જડ તન જે બળે છે તેનો પ્રતીબીંબ અણુદીઠ રીતે હવામાં બંધાય છે જેની આસપાસ પોખાયલું પેલું મરતી વખતના વિચારનું કોટલું જડ રીતે ફ્રરી વળે છે, જેમાં દ્રુજે-નસુ કરોડગણું જોર મેળવીને રહે છે, જેને ઉપર (૨) નંબરના ભાગ તરીકે ઓળખ્યો. આ (૨) નંબરનો ભાગ પેલા બહાર પડેલા ઉપર કહેલા એક નંબરવાલા કેહપ-ઉશ્તાન-તેવીષી-ઉરવાનના ભાગની સાથે પણ છુટા રહીને બંધાઇ જઇ રહે છે. તે બેઉ ભાગો પેલા શબના ભીશ્રનાં કોટલામાં, તે દ્રુજે-નસુ વસેલા કીલ્લામાં ઘેરાઇ રહે છે અને ઉપરની અઇપિ-દખ્યુની હવામાં કે બાળ્યું ત્યાંની નજદીકની હવામાં તે આકાર ભટકયા કરવાનું શરૂ કરે છે અને આસપાસની ભટકતી અરવાહીથી હલાક થઇ જાય છે. પણ આ વખતે રૂવાન કેહપ-સવાર થયલું હોવે પોતે નીમહોશમાં છે છતાંબી બઓદની સાથે અને પોતાના ફ્રરોહરની સાથે છે માટે અરવાહી ડાકુઓને મારી હઠાવી શકે છે. તેઓ ક્રીયા માટે દુઆ કરે છે અને ઇચ્છે છે કે તેઓના ફ્રરઝંદો દખ્મે પડે કે જેથી તે ફ્રરઝંદો ગુજર્યા પછીથીબી તેઓને મદદ કરી શકે, તેમ વળી દુઆ કરે છે કે તે ફ્રરઝંદો પોતાની જીવતી હાલતમાંબી તેઓને ક્રીયાની મદદ મોકલે. તે રૂવાનની ફ્રરયાદથી તે રૂવાનના ધર્મના બાપો તેઓને મદદ કરી રહે છે તેમ વળી તે રૂવાનના દુન્યાના નીઆગાનોના રૂવાનીક બાપો પોતાના પુન્યનું દામ કુદરતને આપીને તેઓને છોડવવાની દુઆ કરી રહે છે.

પણ જો તે રૂવાન ઉપર કહેલા બહાર પડેલા કેહપનો નંબર એકવાળા ભાગમાં પાછું જઇ શકે નહિ અને અઇપિમાંની દુજી ગતીથી ઘેરાય જાય અને કુદરતના ઇનસાફને કાયદે તેને મદદ મળી શકે નહિ, તો પછી તે રૂવાન અઘોટ ગતીએ પુગે છે. તે બહાર પડેલા કેહપ-ઉશ્તાન-તેવીષીનો કબજો બઓદ અને ફ્રેરોહર લઇને છુટા પડી જાય છે અને તે રૂવાન એકલું દુજે-નસુ અને અહીના તીરે ગોહરના લશકરથી કેદ પકડાય છે. આ રૂવાનને હવે તેઓ પેલા મુરદાર તનના પ્રતીબીંબ કે જેની આસપાસ તે ગુજરેલાનાં છેલ્લા વિચારનું કોટલું રજડ થઇને રહેલું છે તેમાં એટલે ઉપર કહેલા (૨) નબરના ભાગમાં કેદ કરે છે. આ ભાગ પછી ગેતીમાં ભુત-પીશાચની માફક ફરી રહે છે યા હવામાં ફરી રહે છે. પેલા નંબર એકના કેહપ-ઉશ્તાન-તેવીષીનો કબજો તે રૂવાન સાથના વીખુટા થયલા બઓદ ફ્રેરોહર લઇ તેની આસપાસની જડ અઇપિમાંના તે શબનાં કોટલાંને તોડીને પછી તે કેહપ તે કેદ પડેલાં રૂવાનની ઉપરથીજ ફરી રહે છે અને તેને છોડવવાની કોશેશ કરી રહે છે. તેઓ સરોશને ઇલાકે જઇને તે કેદ પડેલાં રૂવાનની ઉપરની એક અમાનત જગામાં રહીને તે રૂવાનને છોડવવાના ભારે પ્રયત્ન કરી રહે છે. પણ તે રૂવાનનો જીવતી હાલતનો બગોબખ્ત તો તે કેદ પડેલા રૂવાનની તુરત ઉપરજ ઉડી રહીને તેને હીંમત આપ્યા કરે છે, કેમકે રૂવાનનું આ દુખ પરદુખભંજની છે-રૂવાન સાથના દ્રવાઓની તનોમંદ બુરી અવિશ્વાસુ હાલતને લીધે આવી પડેલું છે, જેને ખમવાને સુખ તરીકે લેવું એમ બગોબખ્ત યાદ આપે છે. પણ પેલું (૧) નંબરવાળું બઓદ-ફ્રેરોહરવાળું કેહપ તે કેદ પડેલા રૂવાનના ભાગથી ઘણે ઉંચે રહે છે. આ ગતીને અઘોટ ગતી કહે છે. આશમોઘો, દીન દુશમનો, જેઓ ચારમાંના એકબી પાયાને પામતા નથી, જેઓ જાદુગીરીમાં યા અનાસરોને તફરગે કરનારી વીદયામાં ગીરફતાર હોય, તેઓનો આવો ફેજ થઇ રહે છે. ખોદા કોઇને તે નહી દેખાડે. એમ રૂવાન રાહમાલ જાય છે. ઉપર કહયું છે કે જરથોસ્તી ક્રીયા બાતેન કુદરતનો જાહેર ભાગ છે તેને જે કોઇ તાબે નહિ થાય, તો પછી તેવી ક્રીયાની પાછળ જે ભયંકર ગતી પડી છે તે તેના અજ્ઞાનતાનો દેવનો નાશ કરી લાબે વખતે તેજ ક્રીયાઓમાંથી ચલાવશે. ત્યારે આ રાહમાલ થવું તે તે ભયંકર ભાગ છે. ત્યારે જરથોસ્તીઓ સારૂ બાળવું-ક્રીમેટ થવું ઘણુંજ બુરૂં કમનસીબ કમઅંદેશ આફતકારક અત્યંત દુખવાળું છે.

જેમ આતશમાં બાળવે જડ શરીર બળી જઇને ઉપર અણુદીઠ તેવોજ આકાર પકડે છે અને શબના છેલ્લી વખતના મીશ્રને અને દુજે-

નસુને પોખીને તે અણુદીઠ આકારની આસપાસ જમાવે છે અને રૂવાન સાથના કેહપ-તેવીષી-ઉશ્તાનને એટલે ઉપર કહેલા એક નંબરના ભાગને કે જેમાં રૂવાન બેઠું છે તેને પોતા તરફ ખેંચી રાખે છે-રસ્તામાં ભુલા પાડે છે-ચીનવતનાં ઘરથી વીખુટા કરે છે, તેમ તેવીજ રીતે જમીનમાં દટાયલું મુરદું કીડાઓથી ખવાય છે ત્યારે બાળવાના જેવીજ ગતી પણ ધીમી અને લાંબા વખત લગીની પામે છે એટલે નાશ પામતું જડ શરીર અણુદીઠ ધીમો આકાર ઉપર હવામાં ફરી રહે છે અને દુજે-નસુ અને શબના મીશ્રનું કેટલું પોખાઇને તે હવામાંથી થતા પ્રતીબીંબને ઘેરીને હવામાં ભટકયા કરે છે અને રૂવાન સાથના કેહપ-તેવીષી-ઉશ્તાનને એટલે એક નંબરના ભાગને પોતા તરફ ખેંચી રાખે છે અને અઝદના અનાસરોનેબી પેલા પ્રતીબીંબના અણુદીઠ આકારમાંજ પકડી રાખે છે. એમ રૂવાન નીમ હોશમાંજ પણ મોટે ભાગે બઓદ-ફરોહરની સાથે પેલા કેહપ-ઉશ્તાન-તેવીષીના વહાણમાં રહી હાડેસાઓ ખમતું પણ ઉમંગી રહી હવામાં પઇરી-દખ્યુના જંગલમાંથી ધીમો રસ્તો લઇ રહે છે અને ઉપર ચીનવત આગળનાં તેનાં સગાંઓ તેની આવવાની રાહ નાહકની જોઇ રહે છે. ઘણાં થોડાંજ જુઝ જાઝ રૂવાનો કેહપમાં દાખલ નહિ થઇ શકવાને લીધે અઘોટ ગતીમાં પડયાં હશે. જો તેઓએ ગેતીમાં સ્વચ્છ જીંદગી રંડીબાજી વગરની-દગા વગરની અને મહેર પતેતની ગુજારી હશે તો કદી તેઓ અઘોટ ગતીમાં જશે નહિ. પણ મામુલી જીંદગી ગુજારી હશે તો પછી ચાર પાયામાંના કેટલા અને કેવી રીતે થાય છે તેની ઉપર બધો શુમાર રહે છે. જેઓ અન્ય ધર્મમાં વટલાયલા હોય છે અને નેક, રંડીબાજી કે દગા વગરની જીંદગીના રહે છે તો તેઓના રૂવાનને તે અખત્યાર કીધેલી દીનની ઇલ ચીનવત બહાર મુકી આવે છે, જો કે તેઓના અનાસરો ઘણો લાંબા વખત લગી દહમને પુગતા નથી માટે લાંબા કાળ લગી તેઓ સેશબમાં સબડે છે અને કદી જીરમબી ઉતરાવી પડાવે. આવી ભયંકર ગતીમાં આજના જરથોસ્તી રૂવાનો ફસી રહે છે અને પોતાની એતેકાદની કોતાહીનો આવો ભારે દંડ ભરી રહે છે તેનો આવો ચિતાર છે. આમ ત્યારે દોખ્મા અને ખુરશેદ-નીગેરશ્નની અને ગીધો અથવા જાનવરોથી ખવાવું ખરેજ જરથોસ્તી રૂવાનના છુટકારાનું એકલું સાધન છે તેની આવી ટુંક વીગત છે.

## અન્ય વર્ણ એટલે બસ્તે-કુશ્તીઆન વગરની વર્ણીમાં બાળવાનો પાણીમાં નાખવાનો દાટવાનો ભેદ જુદો છે: તેઓનાં શબોમાં દુજે-નસુ મંદ રહે છે વીગેરેનો ખ્યાલ.

અન્ય વર્ણમાં (બીજી જાતોમાં) બાળે છે કે દાટે છે કે પાણીમાં નાખે છે તે રીતીઓ તે તે રૂવાનની વર્ણ જોતાં અને ઉપર જવાનાં ઘરની ઉંચાઇ જોતાં દરોબસ્ત છે. અન્ય વર્ણના રૂવાનો ભરજુવાન રહેતા નથી; તેઓ છોકરવન જેવા રહે છે. કુદરતે તેઓને રથેશ્તારીનું બળ આપ્યું નથી -તેઓની ઉપર કુદરતની સીદી પનાહ રહે છે. બરજીસી વર્ણના રૂવાનો ભરજુવાન રહે છે, તે પુર્ણ રથેશ્તાર છે. તેની રય ખુલેલી અને પોતે ઝરેનુમંત સૂરથી સજેલો પોતાનો રસ્તો જોઇને લઇ શકે તેવો રહે છે. છોકરવન રૂવાનોની ઉપર તેઓની પાસ્બાન "ઇલ" શકિત હોય છે, જ્યારે બરજીસી વર્ણનું રૂવાન ભરજુવાન હોવે રથેશ્તારના દરજ્જામાં આવાને "ઝરન્ય સૂર"=મીનો હથ્યાર સજેલું રહે છે જે પોતાનો રસ્તો લઇ શકશે માટે તેને "ઇલ"ની જરૂર નથી પણ તેના શરીરનો દેવ જે છેલ્લો અને પુરો એટલે જોરાવર રહે છે જેના આઝાબમાંથી તેને છોડવવાને માટે બરજીસી દખ્મનની ક્રીયા છે, જે ક્રીયાઓ તે પાસબાન 'ઇલ'ની જગા રોકી શકે. જીવતાં શરીરમાંનું મન કે જે ભોગવટો ભોગવે છે તે જડ તનના અનુઓના મિથ્રોની એકામહ થયલી ગતી છે એટલે દ્રવાઓ છે-રૂવાન જુદું છે. તેના શબનું કોટલું એટલે ગુજરનારના છેલ્લા વિચારોનું કોટલું જે કેહપની આસપાસ થઇ રહે છે તેને બરજીસી વર્ણ માટે તોડવાનું છે, કેમકે તે કોટલું કેહપની ઉપર ઉડવાની પાંખને કાપી નાખે છે. વળી રૂવાનને પોતે જાતે ઇલની મદદ વગર કેહપમાં બેસીને ઉપર ઉડવાનું છે માટે રૂવાનની ઉપરની બંદ દરોશ ઉંચકાઇને રૂવાન નીમ હોશમાંથી પુર્ણ હોશમાં અનુશેહીમાં આવવું જોઇએ કે જેથી રૂવાન પછી કેહપ-સ્વાર થઇને પોતાને દામે જઇ શકે. ત્યારે આવું બધું થવા કુદરતના જાહેર ભાગ તરીકે જરથોશ્તી ક્રીયાઓ અપાઇ છે, પણ અન્ય વર્ણના છોકરવન રૂવાનો માટે જુદોજ મામલો છે. તે રૂવાનને પોતાને એકલું ઉપર જવાનું નથી, તેની મદદે તેના ધર્મની ઇલ શકિત છે. આવું રૂવાન ચુસ્ત બંદ-દરોશમાં હોવે અને છોકરવન હોવે તેનો મદદગાર ઇલ તેને ઉંચકી લઇ જાય છે. ઇલ તુરતજ મરણ વખતે હાજર થઇને નરમ પ્રકારનો દુજે-નસુ જે ત્યાં થઇ રહે છે તેને રોકે છે અને શબના છેલ્લા મીથનાં કોટલાને ઇલ પોખે છે-મજબુત કરે છે. આ

શબના મીથ્રનાં કોટલામાંજ નાશ પામેલા અઝદ અને વોહુનમાંની ગવ અ માદરરૂપના કેહપ'ના ભાગ સાથનું તે જડ ગુજરેલું તન અને બહાર પડે બાતેન કેહપ'–ઉસ્તાન–તેવીષી રહે છે. જો તે જડ શરીરને બાળ્યું હ તો તે બળેલાં તનનો પ્રતીબીંબ ઉભો થશે, જેમાં ઉપર કહેલી અઝદ અ વોહુનની ગવ અને તે માદરરૂપ કેહપ' બાતેન અનાસર તરીકે થઇને રહે આવો તે પ્રતીબીંબ બહાર પડેલા રૂવાન–બઓદ–ફ્રેરોહર સાથના કેહપ' ઉસ્તાન–તેવીષી સાથે જોડાઇ રહેશે અને તે બધાંની આસપાસ પેલું શબ મજબુત કોટલું ફરી વળેલું રહેશે. આ કોટલાંની મદદથી તે ઇલ તેને એમ એમ ઉપર તેનાં ઠામે લઇ જશે. તેઓનું ઠામ અદઇરી–દખ્યુની ની અને પઇરી–દખ્યુની ઉપર કેઠે હોવે તે બળીને હવામાં થયલું પ્રતીબીં કે જે બાતેન કેહપ' સાથે જોડાયલું છે જેઓ ખુદ શબના મીથ્રથી ઘેર યલાં છે, તે સહેલાઇથી તેટલી ઉંચાઇએ જઇ શકશે.

વળી આ અન્ય વર્ણના ઇનસાનો જીવતાં જીવત દ્રુજ–પરહેજ ન કરતાં હોવે અને જીવતી જીંદગીની જાતજાતની કરણીમાંથી થયલો *દ્રુ તે કર્તાની અઇપીમાં રહેવાનો હક રાખતો હોવે તે કર્તાની ઉપર મર વખતે દ્રુજે–નસુનો જબરો હલ્લો થતો નથી કેમકે દ્રુજ તે અઇપિ પોતાનું ઘર સમજે છે, પણ અન્ય ઠેકાણે જે કંઇક હલ્લો ગુજર વખતે નબળા પ્રકારનો થઇ રહે છે તેને તેની ઇલ તોડી પાડવે તેઓ મુરદાર તન બરજીસી વર્ણ જેવું નસાનું રહેતું નથી અને તેને ઉંચક

* અન્ય વર્ણના લોકોની અઇપિમાં તેઓનાં શરીરોમાંથી થતા દ્રુજ રહેવાનો હક છે એમ બોલવું ઘણાઓને વીચીત્ર લાગે પણ આની પાછળ મો ભરમ રહેલો છે. વર્ણ વર્ણના ઈનસાનોના તનનો મીજાજ એકસરખો ના દરેક વર્ણમાં idiosyncracies એટલે તે વર્ણની ખાસ નહિ સમજ પડે તે વલણ રહે છે જેથી તે વર્ણ ચોકસ રોગથી જલદીથી પટકાઇ પડે છે વી બાબદો આજની તીબની વીદયા કબુલે છે. ત્યારે વર્ણ વર્ણના અનાસરો અને તે અનાસરોના પાયામાંના આતશોમાં ફરક રહે છે એમ બોલવું સમ શકાય તેવું છે. અન્ય વર્ણના લોકોના અનાસરો અને તે અનાસરોના અ શની જેત એવી છે કે તેઓની અઇપિમાં તેઓના શરીરોમાંથી નીકળતો દ્રુ ચોકકસ દરજાજે રહીને જડ તનને પોખી શકે: એટલે તે અન્ય વર્ણનાએ દ્રુજ–પરહેજ કરવાની સરજત કુદરતીજ નથી. પણ જો તેઓ પોતાની દીન તરીકતના પતમાન ઉપર આવે તોપછી તેઓના અનાસરો અને તે અનાસ માંહેલા આતશો લગભગ બરજીસી ગતીએ પુગવે તેઓને પછી દ્રુજ–પરહે કરવું પડે છે, કેમકે પછીથી તેઓની અઇપિ બદલાઇ જાય છે અને તે બદ

(ફુટનોટ માટે જુઓ પાને ૨૦૯ મે).

દ્રુજે-નસુનો હલ્લો ઉંચકનારના દમમાં થઇ શકતો નથી. આ ભેદી વીગત વંદીદાદ પરગર્દ પાંચ ફકરા ૩૭, ૩૮ માં છે. બાળવાની રીત દાટવા કરતાં સારી છે કેમકે ટુંક વખતમાં જડ તન બળી જઇને તેનો પ્રતીબીંબ થઇ જાય છે, જેમાં અઝદ અને કેહપ વીગેરે તુરત આવી ચઢે છે અને બહાર પડેલા કેહપ-રૂવાન સાથે જોડાઇ રહે છે, જે બધાંની આસપાસ શબના મીથ્રનું કોટલું રહેવે તે બધુંજ ઉપર તેઓને ઠેકાણે જલદીથી જાય છે. પણ જો શરીર દટાયું હોય તો તે દટાયલાં તનો જલદીથી ખલાસ થઇ જતાં નથી માટે તેઓનો પ્રતીબીંબ જલદી થઇ શકતો નથી. તેની ઇલ તેના રૂવાન-બઓદ-ફ્રેરોહરનાં વહાણુ તરીકે થયલા બહાર પડેલા કેહપ-ઉસ્તાન-તેવીષીને પેલા શબના મીથ્રનાં કોટલાંથી ઘેરીને ઉપર લઇ જાય છે

---

(પાને ૨૦૮ મે થી ફુટનોટ ચાલુ).

વલી અઇપિમાં તેઓનાં શરીરમાં દ્રુજનો કોઇબી પ્રકારે થોડો યા ઘણો મોકુફ્ત રીતે રહી શકતો નથી. આવાઓ દટાયા બળે ત્યારે શું થાય છે માટે જુઓ પાને ૧૯૪-૯૫મે પાને આપેલી ફુટનોટ. ત્યારે જરથોશ્તી ગતીએ પુગેલા શું ગુનાહગાર કે શું પાક ઇનસાનોના તનના અનાસરોની તે અનાસરોના આતશોની ચોકકસ એવી સપાતી-ગતી છે કે તેઓની અઇપિમાં તેઓના શરીરમાંથી નીકળતો દ્રુજ બીલકુલ મોકુફ્ત થતો નથી એટલે જડ તનને પોખે તેવી ગતીબી રાખી શકતોજ નથી માટે તેઓને બધી રીતે ખમવાનુંજ છે. બરજીસી વર્ણની અઇપિમાં આવી ગતી તેઓના તનના અનાસરો અને અનાસરોના આતશોની ગતીને લીધે થાય છે કે જેથી તેઓની અઇપિમાં દ્રુજને રાખવાનું કુદરતીજ નેમાયુ નથી માટેજ તેઓને દ્રુજ પરહેઝ કરવાનો હોકમ છે. તેઓની અઇપિ ઉપર જરથુશ્ત્રનું તાળુ છે જે દ્રુજને અંદર જવા નહિ દેવાની નોટીસ છે. છતાંબી ઈનસાનની બુરી કરણીથી દીન નહી પાળ્યાથી દ્રુજ અઇપિમાં ચોરની માફક જઈ શકે છે. પણ જ્યારે મરણ નીપજે છે ત્યારે તે ચોર તે અઇપિને જીતીને તેને લુટવા ધાય છે માટે તેનું શરીર પુર્ણ નસાનું થાય છે. પણ અન્ય વર્ણનાઓની અઇપિ તો દ્રુજને માટે ખુલ્લી છે માટે મરણ પછી તેઓની ઉપર દ્રુજનો જબર પસારો થતો નથી માટે તેઓના મુરદાર તનો બસ્તે-કુશ્તીઆંન જેવા જબુન નસાના થતા નથી. આની બુરહાન વંદીદાદમાં પરગર્દ પાંચ ફકરા ૩૭, ૩૮ છે જ્યાં કહે છે કે બીજી વર્ણનાઓ જીવતા દ્રુજના પોખનારા નસ દ્રુજવાલા હોવાથી મરણ વખતે નસાથી ભરપુર થતા નથી. પણ બસ્તે-કુશ્તીઆંન જીવતા જીવત નસાના નથી પણ મરણ પછી પુર્ણ નસાના થઈ જાય છે જેને અડકાય નહિ.

અને તે મુરદાર તન મારફતે માંહેલાં માદરરૂપ કેહપ જે તે મુરદાર શરીરમાં સપડાયલા અનાસરોના ગવની અને અઝદના શરીરના ગવની પાસબાની કરી રહે છે તે કેહપને એટલે બાતેન અનાસરને પ્રતીબીંબ ઉભો કરીને તે પ્રતીબીંબ મારફતે ઉપર લઇ જવાના છે, જેને માટે વખત જોઇશે. આમ દટાયલુ તન જડ ગતીના વધુ નાદમાં સપડાય છે જ્યારે બળેલું તેથી કમ રીતનું સપડાય છે.

ત્યારે સુક્ષ્મ શરીર અને અઇપીની વીગતમાં બરજીસી વર્ણ અને બીજી વર્ણ જુદી પડે છે. આવે અર્થે જુદી જુદી પ્રજામાં શબને ઠેકાણે પાડવાની જુદી જુદી રીતો છે. બીજી દીનોની કસરોને બરજીસી દએનના આલાતો સમાર્યા કરે છે. બરજીસી દએનની પાવ મહેલની ગતીની અંદરથી ઉભુ થયલું સરવે–કેશમરના ભેદનું અલંકારીક ઝાડ અન્ય દએનનાઓને તેઓની કકડતા તડકામાં થતી ભારે વેદને માટે શીતળ છાયા કરી આપે છે. આમ શબને ઠેકાણે પાડતાં જુદી જુદી દીનોમાં જે કસરો ઉભી થાય છે, તેને સમારવાનું કામ દખ્માઓની તલેસમનું છે, જેનો ખ્યાલ ઉપર લીધો છે.

બીજી વર્ણમાં જો દાટવાનું હોય અને કદી જો તેને બાળે તો તેનાં રૂવાન ઉપર ઘણો આઝાબ પડતો નથી, સીવાય કે તે ઇનસાન પોતાના ધર્મ ઉપર એતેકાદ રાખતો હોવો જોઇએ કે જેથી તેની ઇલ બર વખતે તે એતેકાદને જોરે આવી શકે. પણ જો તે અન્ય વર્ણનો ઇનસાન જડતામાં રંગાયલો પોતાના ધર્મ ઉપરના ભરોસા વગરનો હોય તો પછી તેની ગતી અઘોટ થાય છે એટલે ઇલ તેને લઇ જઇ શકતી નથી અને બીજી કાળી બાજુની ગતીમાં તે ફસે છે, જયાં આગળ તેના દ્રવાઓની અજ્ઞાનતાનો ચુરો થાય છે અને લાંબા કાળે કુદરત તેને બચાવીને તેજ દીન ઉપર ઉરતવાર બનાવશે.

## મોતનો ભેદ અને મોત પછીનો ભેદ સાદી અકકલથી માપી શકાયજ નહિ.

ત્યારે મોતના ભેદ વિષે જો જાણવું હોય તો થ્વાષના ત્રણે ભાગની વીગતથી માહીતગાર હોવું જોઇએ અને વર્ણ વર્ણના ઇનસાનોના જડ અનાસરો અને તેઓના આતશની ગતીના જુદાપણાં વિષે અને તેઓના મરણ પછીના તેઓને વર્ણને લગતાં સામાન્ય રહેઠાણુ અને તે રહેઠાણુને લગતી બહેસ્ત જેવી ઈલ્મ અમલના બાગની જગા=પઈરીદઝ કે જ્યાં તેઓ સબક લઇ રહે છે તે બધાં વિષે માહીતી જોઇએ. મોતના ભેદની

ઉપર આપણી અકકલની ગતીની વાત લાગુ પાડી શકાય નહિ. તે ભેદ તો અકકલની ગતીની પુર્વનો છે.

આજે કોમમાં દીન વિષે અજ્ઞાનતા પુર જોશમાં છે. સાદી અકકલ કે જે તેઓનાં દુન્યવી કામ સારૂની અપુર્ણ થઇ પડે છે તેવી અધુરી અકકલથી દીનના ભેદો જોવા જવું એ સોરફ દીવાનગી–નાદાની–કમ અંદેશી છે. આજે પતેતની ઉપર ખુબ હુમલા થઇ રહે છે. જે લોકોને દીનની બાતેનીની ખબર નહિ હોય તેઓ જો ખરા જાહેર રીતનાબી જ્ઞાની હોય તો જે ચીજથી તેઓ અજ્ઞાન છે તેમાં માથું મારે નહિ. પતેતને તેઓ કઇ રીતે જાણવાનો દાવો કરી શકે? એક સુફયાણી દલીલ તેઓ લાવે છે કે એક જણને ભુખ લાગે અને બીજો ખાય અને પેલાની ભુખ મટે એમાં જેટલી વજુદી છે તેટલી વજુદી પતેતમાં હોય. આમ બોલવું દીનને અને ખુદ પોતાનાં રૂવાનને અપમાન કરવા જેવું છે. પતેત એટલી તો બુલંદ ચીજ છે કે તે વગર કોઇનોબી છુટકોજ નથી. પતેતની સમજ માટે જુઓ આ લેખકની **ખોરદેહ અવસ્તા બા ક્ષ્નુમ,** પાને ૫૮૬ થી ૬૧૬.

## બગોબખ્ત, તબઇ, ખોદા તે શું? મહેર–પતેત જીવતાંની તેમ ગુજરેલાંની તે શું?

આ દુન્જે–દેમાનમાં ઇનસાનને તેની *તબઇ ઘેરે છે. માનવ પોતે તબઇનો જડ આકાર છે જે જડ આકારનાં તનની સુક્ષ્મ જોડ તે તેની ઉપર પડતી અણુદીઠ તબઇ છે. આ તબઇ તેની સામે આવે છે ખરી

---

* તબઇ એટલે કુદરતથી નેમી અપાયલો ભાગ–હિસ્સો જેને અવસ્તામાં બગોબખ્ત કહે છે તે: માનવની આગલી જીંદગીઓ પ્રમાણે તેને માટે તેનું ભવિષ્ય ઉભું થાય છે. માનવના મરણ જન્મના ફેરાને **'થ્વાષે ખદાત'** કહે છે જેના ત્રણ ભાગો છે. **પહેલો** ભાગ જીંદગીનો છે. **બીજો** ભાગ ચીનવત ઉપર જવાનો છે કે જ્યાં રૂવાન પોતાનાં તનની બને તેટલી ખેતી કરી રહે છે. આ બીજા ભાગમાં રૂવાન જડ તનને ખેડવાનું અને તેમાંથી ઇનસાફ પ્રમાણે નતીજો મેળવવાનું કામ કરી રહે છે. પછી જ્યારે તે કામ પુરૂ કરીને રૂવાન પરવારે છે ત્યારે રૂવાન પોતાનાં કેહર્પમાંથી છુટુ પડે છે. જીવતી જીંદગીમાં રૂવાન જડ તનથી છુટું થયલું પણ સુક્ષ્મ તન નામે કેહર્પમાં બેઠેલું. હવે રૂવાન તે સુક્ષ્મ તન નામે કેહર્પમાંથીબી છુટુ પડે છે જેને તેટલા માટે ખરૂ મૃત્યુ કહે છે. આ વખતથી થ્વાષનો **ત્રીજો ભાગ** શરૂ થાય છે. રૂવાન હવે સ્પને, પોતાની સુક્ષ્મ શુધ્ધ બુધ્ધને છેક સ્વી કે માહમાં રહેલા દાદાર અહુરમઝદનાં તખ્ત લગી પુગાડીને સ્તુતી કરી રહે છે કે 'અએ દાદાર, મેં થ્વાષના બે ભાગો

(ફુટનોટ માટે જુઓ પાને ૨૧૨ મે).

પણ જ્યાં લગી તે તેને તેડતો નથી ત્યાં લગી તે તેની પાસે આવતી નથી. તેના પોતામાં જે રોહુન છે તેની ખાસીઅત એવી છે કે તે રોહુન એટલે જડ તન-મન પોતા ઉપર તે નીરમાણ કીધેલી બદીને પોતાને હાથે ખેંચે છે. પોતે જેવો થઇ ઉભો છે તે આગલી જીંદગીઓનો જવાબ છે. એમ ત્યારે દરેક ચીજ નીરમાણ હોય એટલે ગુનાહો થવાને સરજાયા છે માટે થયા કરે છે અને એકમાંથી બીજા ગુનાહો ફુટયા કરે છે તો પછી ઇનસાનનો છુટકો થાય નહિ. પણ ઇનસાનમાં ફેલ મુખત્યારી છે જેને રોશન રીતે વાપરી શકાય છે એટલે તેમાં પતેત કરવાનો ગુણ પડેલો છે એટલે જે કંઇ ગુનાહ તેની હવસી છાકટ હાલતમાં થાય છે તે ભોગવાઇ રહે છે એટલે તેનું અંતકરણ તેને તે ગુનાહ વિષેનો ડંખ દેવા માંડે છે અને તેને તેનું ભાન થાય છે. આ વખતે તે જો ખરેખર પતેત કરે એટલે જે કંઇ થયું છે તે ખરેખર કહી દેવાની ગતી રાખે, તેને માટે જોઇતા ખુન્દક મનશ્નીના એટલે સંપુર્ણ મનશ્નીના ગુણો જેવા કે સબર—નાકસી—બરદાસ્ત વીગેરે રાખે અને એમ કીધાનો બદલો ખમતા અને હવે પછી તેવું નહિ કરવાનો ઇલાજ લે તો પછી તેમાંથી તેની મુકિત ઉભી થાય છે. ત્યારે પતેત એટલે પાછા હઠવું—હાથ ઉઠાવવો—બદલો લેવા તૈયાર રહેવું એટલે જે કંઇ થયું છે તેનું ભાન—જ્ઞાન રાખી તેમ

---

(પાને ૨૧૧ મે થી ફુટનોટ ચાલુ).

પુરા કીધા છે. મારી સાથના દ્રવાઓની ખેતી જેટલી બની શકે તેટલી મેં કીધી છે. બાકીની જે કંઇ રહી હોય તેને માટે જે કંઇ તારો હોકમ હોય તે ફરમાવ, આ વખતે કુદરતમાંનો રશ્નુ અને મહેર તેને માટે હવે પછી શું શું થશે તે યોજી કાઢે છે અને તે યોજનાને એક શકિત નામે ખોદાને સોંપીને તે રૂવાન તરફ મોકલે છે. આ શકિત ખોદા તે યોજના સાથે આવે છે તેને **બગોબખ્ત** કહે છે જેને **તબઇ** કહે છે. આ **તબઇના** ત્યારે ત્રણ મુળ ભાગો છે. **એક** તો તે શકિત બગ પોતે જેને ખોદાબી કહે છે જે ઇનસાનની ઉપર છેક તેના શ્વાષના ત્રીજા ભાગની શરૂઆત લગી રહેશે તે; **બીજો** ભાગ તેના જડ તનની બનાવટ કે જેથી માયના પેટમાં તેનું ખુન પડી પોખાઇ જડ આકાર લઇ જન્મે છે, મોટા થાય છે અને ભોગવટો કરી રહે તેવા થાય છે તે; **ત્રીજો ભાગ** કે જેને ખાસ તબઈ કહે છે તે, કે જે તેની ઉપર તેના નસીબની ગતી તરીકે ઉતરે છે તે, તે કે જે તેની પાસે આવી ઉભી રહે છે ખરી પણ જ્યાં લગી તે માનવ તેને બોલાવે નહિ ત્યાં લગી તેનામાં જતી નથી તે માનવમાં ફેલ છે. જો રોશન રીતે ફેલને તે માનવ વાપરતો હોય, પરહેજગારી કરતો હોય, તો તબઇનો બુરો ભાગ જ્યારે તેની સામે આવે ત્યારે તેનો ઘણોજ થોડો ભાગ લેવાની અકકલ તેનો ખોદા એટલે તેજ તબઇનો સરદાર તેને આપે આટલી સમજ **તબઈ** માટે દરોબસ્ત થઇ પડશે.

પાછું નહિ કરવાનો કસદ—તેનાથી દુર જવાનો કસદ અને જે કંઇ થયું તેની શીક્ષા ખમવાની શક્તિ. આથીજ ભવીષ્યની મુક્તિ ખુલતી જાય છે. ત્યારે અંતકરણમાં ડંખ છે—ભેજાંમાં ભાન છે અને જબાનમાં સાચ્ચી ગોબી છે એ ત્રણને સાથે ચલાવે તો પણ પતેત થઇને તેમાંથી મુક્તિ ઉભી થઇ શકે છે. જે કંઇ કર્મ થાય તેને માટે અંતકરણનો ડંખ ઉભો થાય અને તેથી તે ગુનાહ થયો છે એમ ભાન થાય તો પછી જબાનથી તેની જાહેરાત લાયક મોકકે કરવે તેમો અટકાવ થાય. એમ અમલ કરવે અને તે વિષેની શીક્ષા ખમવા તઇઆર થઇ તે ગુનાહને ખલાસ કરવા પતેતની ગતી ઉભી થાય છે જે તેને ભવિષ્યની મુક્તિ તરફ લઇ જાય છે. બાપ દીકરાને પેદા કરે છે એટલે જેમ બાપમાંથી દીકરો છે જે દીકરો બાપના બુઢાપામાં ઢાલ છે તેમ તે દીકરો બાપની વૃદ્ધિનું મુળ મખ્ય છે. ફરઝંદમાં જન્મીને આગળ દોરવવાની ગતી છે. જરથોસ્તી દએન તનાસુલ એટલે એક પછી બીજાનો સીલસીલો—સગાઇનો ભેદ સૃષ્ટીમાં કામ કરતો ચિતારે છે જેને મહેર યસ્તનાં ઓગણત્રીસમા ફકરામાં વર્ણવેલો છે. બાપ પછી દીકરો હોય તે બેઉ વચ્ચે દએન પુર્ણ તનાસુલ સંબંધ કરી આપે છે જે તનાસુલ ગુજરેલી હાલતમાં કામે લાગે છે જેથી ગુજરેલા બાપને જીવતો દીકરો પતેતની ગતીએ પુગાડે છે.

ઇનસાન ગુજરે ત્યારે તે ગુજરતા ઇનસાનના રૂવાનની બંદ—દરોશ ખોલાવી તેની રય ખોલાવી રૂવાનને તેનું શરીર જે દએવ અજ્ઞાનતાનો આકાર છે તેને ખેડવાની તક આપવાની મદદ મોકલવી તે રૂવાનને માટેની પતેત છે. જેમ રેલ્વે ત્રેનમાં બેસીને દુરદરાજ જવાને માટે સરળ મુસાફરી કરવાની સગવડ મેળવીએ છીએ અને ધારેલું કામ જલદી કરી દઇએ છીએ તેમ "પતેત"ની ખરી બંદગી પેલા "ગુજરેલા રૂવાન"ને તેના નેમેલા દુરદરાજનાં ઠામ તરફ જવાની સગવડ કરી આપી તેના તનને ખેડવાનાં કામમાં સરળતા કરી આપે છે. રૂવાન પોતાનાં તનને ખેડે છે અને તે તનમાં ખેરદ મુકે છે કે તે તનોમંદ વ્યક્તિએ પોતાના કીધા માટે હવે પછીના તનાસકમાં જે કંઇ દુખ—સુખરૂપનું ખમવાનું હોય તે શુક્ગુઝારીથી ખમવું અને ભવિષ્યમાં ગુનાહ નહિ કરવા. આમ રૂવાનની ખેતી તન સારૂ કરાવવા રૂવાનને મોકકો આપવો તે રૂવાનની પતેત છે. પતેતમાં પાપો કરીને માફી માંગી પાપમાંથી છટકી જવાનો અર્થ નથી. પહેલે તો પાપનો અર્થ શું છે તેબી સમજાયું નથી. પતેતમાં પાછા હઠવાનો એટલે જે કંઇ કીધું તેવું નહિ કરવાનો—તે ઉપરથી હાથ ઉઠાવવાનો—અને તેમ નાહ થાય માટે તેવી ખેરદ બાંધીને પરહેઝગાર જીંદગી પેદા

